॥ ओरम् ॥

# યાત્રી ઉર્મીલા

યાને

# આદર્શ આર્યા.

લેખક તથા પ્રકાશકઃ—


મણીલાલ વિશ્વનાથ યાજ્ઞિક.

મોંબાસા.

(બ્રીટિસ ઇસ્ટ—આફ્રીકા.)





પ્રથમાવૃત્તિ. —સર્વ હક્ક સ્વાધિન— પ્રત ૧૦૦૦

સન ૧૯૧૪  સંવત ૧૯૭૧

શ્રી "ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ" માં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.

પાંચકુવા—અમદાવાદ.

કિંમત દોઢ રૂપૈયો.

# પ્રસ્તાવના.



જુના અને નવા વીચારવાળાઓનું મુંબઇ, અને બંગાળી ઇલાકામાં ભારે યુદ્ધ ચાલતું હતું. તે વખતમાં બન્ને પક્ષને મળતો રહેનારો અંગ્રેજી શીક્ષણ પામેલો નીતિથી વીમૂખ થયેલો પુરૂષ વર્ગ ઉત્પન્ન થયેલો હતો, તે સુધરેલાં માબાપોની કન્યાઓ અને વિધવાઓને ભ્રષ્ટ કરતો હતો. તેજ અરસામાં દ્રઢ વર્તણુકવાળાં માણુસો બનાવવા એ ત્રણે વર્ગ સામે ભારે યુદ્ધ કરનાર, લગ્નનાં સત્ય આદર્શનો પ્રચાર કરનાર આર્યસમાજને ઉત્પન્ન થયાં ઝાઝાં વર્ષો વીત્યાં નહોતાં. એ જમાનામાં એક સુધરેલ સુંદરી જેનું નામ નામ શુશીલા હતું, તે મુંબઇમાં આવેલા દાદર સ્ટેશન પાસેના એક ભવ્ય મકાનમાં ત્રીજા માળના જરૂખે તેણીના નાલાયક ખાવીંદની રાહ જોતી એક સાંજે બેઠેલી હતી. તેણીનો ધણી તેણીની સાથે લગ્ન કરવામાં તેણીને છેતરી અને પછી કંટાળ્યો હતો; કેમકે તેણી આદર્શવાન હતી અને તે નહોતો.

જ્યારે તેણી, તેને નમ્રતા પૂર્વક આજીજી કરી આદર્શ જીવન ગાળવાનું કેહેતી, ત્યારે મશ્કરી કરી અને તેણીને ચીડવતો અને કેહેતો કે જેનામાં વફાદારી નથી તેનું આશ્રયસ્થાન આદર્શ છે.

હું તારી સાથે આટલું રહ્યો. છતાં મારી અસર તને કાંઇ ન થઇ, એટલા માટે મને હક છે, કે હું તને મારા જેવી થવા કહું; કેમકે તારી જીંદગી કરતાં મારી જીંદગી ઘણી સુખકારક છે. પણ તે સમજવામાં તારામાં અક્કલ નથી. વળી તારા કરતાં મારામાં દ્રઢતા વધુ હોઇ, તું મને તારા જેવો બનાવવામાં નહીં ફાવે.

તારી સાથે થયેલાં લગ્નથી નીરાશા ઉપજી મારા શરીર અને સ્વભાવ ઉપર ઘણી અસર થઇ છે. માટે તું સમજ. અને મને અનુસર.

પણ સુશીલાએ પોતાના ધણીને અનુસરવાનો અસ્વીકાર કર્યો. કેમકે તેના જેવું થવું તેણીને દુ:ખદાયક અને અવનત જણાયું. જેમ જેમ સ્ત્રી પુરૂષનાં પ્રેમાળ જોડાં ઘોડા-ગાડીઓમાં બેશી પસાર થતાં

જોતી તેમ તેમ તેણી વધુ દુઃખી થતી, તેણીનું દીવાનખાનું યોગ્ય ફર્નીચર, વીજળીક પંખા, બત્તી વીગેરેથી શણુગારેલું હતું. આજ્ઞાપાળાક નોકરો સેવામાં હાજર હતા.

તેણીને હરવા ફરવા ઘોડાગાડી અને મરજીમાં આવે તેમ વાપરવાને પૈસા હતા. હાય મારી, વીચારમાં ગરકાવ થઇ.

અફસોસ કરવા લાગી કે પ્યાર વીનાનો આ વૈભવ મને શું સુખ આપે. હા ! સુખ-મૃગજળ ! ઘણીયે યુક્તિ કરી બીજાના પ્યારમાંથી પોતાના તરફ દોરવી. નવા ક્રિડામૃગે કંટાળો આપ્યો કે તુર્તજ ખરી હકીકત કબુલ કરી અને આવી ફરેબ કરવા માટે અભીમાન કરવા લાગ્યો. હું જો કોઇ બીજી હોત તો જરૂર તેનું ખુન કરત પણ, નહીં, ઇશ્વરના ડરની ખાતર અધર્માચરણ નહીં કરૂં.

હવે તેણીએ સામેના ઝાડના પવનથી આમ તેમ હલતી શાખાઓ તરફ નજર કરી મનમાં કેહેવા લાગી, કે, મારા માટે એજ સરજાયેલું છે, કે, હું તેના ક્રીડામૃગ જેવીજ થાઉં, તે નચાવે તેમ નાચું, અને તેના જેવીજ દેખાઉં.

તેના ધંધાની ખાતર વીહારી ઘોપ ઉપરનો ઠાઠ દમામ રાખે છે. મને પરણવા માટે તો હિંદુ મટી બ્રહ્મો નહીં થયો હોય ! એક માબાપ વીનાની છોકરી મારી સખી મારા આધારે મારી સાથે રેહેતી હતી તેણીના ઉપર ઉતરી પડયો. ધીક્કાર છે તને, પશુ-નર ! તું કયાં સુધી છુપાવીશ ! સ્ત્રી ધારે તો તેમ કરે પણ છુપાવે નહી.

જ્યારે પાર્વતીને કાઢી મુકી ત્યારે તેણીએ કહ્યું તેણી વીહારીને ચાહતી હતી. વળી, તેણીએ જાહેર કર્યું કે, તેં મારા માટે દુનીયામાં કોઇ જગા રેહેવા ન રાખી. ખરે, આને માટે હું પસ્તાઉં છું. કેમકે હાલ હું મારી ભુલ જોઉં છું. ઇશ્વર મને માફ કરો. આ ઉપરથી જણાય છે કે સ્ત્રીયો જેઓ પસ્તાય છે. તેઓ કદી બુરૂં કરે નહીં આવા માણસો માટે બીજાને ખમવું પડે. એવાં બધાં થાય તો ? પણ; નહીં તે તો વીહારીના જેવાં થયા કેહેવાયએ. એથી મરવું ભલું.

ઝરૂખાના કઠેડાપર પોતાનો સુંદર સફેદ હાથ રાખી ઉઘાડા માથે ઉભી થઇ દાદર સ્ટેશને પાસેન્જર ટ્રેન આવ્યાથી પાસેન્જરોને લાવવા લઇ જવા માટે દોડતી વિક્ટોરીયાઓ તરફ તાકી તાકીને જોતી

હતી, જે વેળાએ તેણીના દીવાનખાનામાં અને ઝરૂખામાં ભારે પ્રકાશ હોઇ નીચેનાં લોકો આશ્ચર્યથી તેણીના તરફ નજર કરતાં કરતાં તેણીને જોઇ શકતાં પસાર થતાં હતાં. તેમાનાં કેટલાંક સુંદર મોટો અંબોડો, ગુલાબી સાડી અને હીરા જડીત ચળકતાં ઘરેણાં ધારણ કર્યા છતાં, તેણીના ભવ્ય સુંદર ચેહેરા ઉપરની દીલગીરી અને શોકાતૂર આંખો પારખી શકતાં હતાં.

સુશીલાના ચેહેરા ઉપરથી તેણી પ્યાર અને દીલસોજી માટે ઇન્તેજાર હોય એમ લાગતું હતું. એટલુંજ નહીં પણ આ સઘળું દુઃખ સહન કરવાની શક્તી તેણીમાં ન રહેતો તેણી બેઇલાજ કાંઇ ભુલ કરી બેસે તેવું જણાતું હતું. વળી તેણીના નીચેના હોઠ ઉપરની વંકીશ તેણી આવા ઠરાવ ઉપર આવે એવી નીશાની સુચવતી હતી. તેણીનો ચેહેરો બતાવી આપતો હતો કે તેણી જુવાન છતાં તેણીયે ઘણું દુઃખ સહન કર્યું છે અને તેણીને ફરેબ આપનાર ઉપર આખરસુધી વેર વાળવાનો દાવ આવે ત્યાં સુધી આવું દુઃખ સહન કરે.

સુશીલાને પોતાના બાળક પુત્ર સિવાય પોતાના ઉપર અને તેણીના સર્વસ્વ ઉપર કંટાળો આવ્યો, તેવામાં દુર અંધારામાં નીહાળતાં એક સ્ત્રી કાખમાં છોકરૂં તેડી સ્ટેશનની લોઢાની વાડ પાસે થઇ આવતી જોઇ, તેણીને ઘણી દયા ઉપજી.

તેણીને વીચાર આવ્યો કે કદાચ આ સ્ત્રીના જેવી હું ભૂખી દુઃખી ટાઢ તડકો વેઠતી હોઉં તો મને કેવું થાય ? આવી દુઃખી સ્ત્રી જોઇ તેણી દુઃખી થઇ. તેણીનું અંતઃકરણ દુઃખદ્રવીત થયું. એટલુંજ નહીં, પણ પોતાને આટલો વૈભવ છતાં તેણીને મદદ ન કરે તો તેણીને શરમ જેવું લાગ્યું. એટલામાં બારણું ઉઘડયું અને તેણીના ધણીને મળવા ઉઠી અને પેલી સામેની સ્ત્રીને ભુલી ગઇ.

વીહારીઘોષ ખૂબસુરત જુવાન માણુસ હતો. તે ઉંચા સુંદર સારા બાંધાનો હતો. તેની આંખોમાં નિર્દોષપણું જણાતું હતું. આવી છોકરવાદ સાફ દીલ બતાવતી આંખોએ ઘણી સ્ત્રીયોને ભોળવી હતી.

તે હમણાંજ બ્રહ્મો થયેલો હતો, છતાં, યુરોપીયનોની માફક મુંછો મુંડાવતો, અને યુરોપીયનોની સર્વ રીતભાતો પકડી લઇ આબેહુબ બ્રહ્મસમાજીસ્ટો જેવો જણાતો હતો. તેનું નાક જરા ગરૂડ જેવું

વળેલું હતું, તેની શારીરીક સંપતી સારી હતી. તેનો વર્ણ ગૌર હતો. તેના વાળ ગુંછળાવાળા હતા. તે ઉત્તમ પોષાક પહેરતો હતો. તેનો દેખાવ પૈસાદાર ભલા ગૃહસ્થ જેવો હતો, તે મોટો વેપાર ખેડતો હતો. તેના ધંધાની એક શાખા પ્રયાગમાં હતી. તે તેના ધંધામાં રચ્યો પચ્યો રહેતો હતો. તેના દોસ્તોમાં તેનો માન મરતબો સારો હતો અને તે ભારે સખાવતી હતો.

પણુ જેવી તેણે તેની સ્ત્રીને સાડીનો ઓઢવાનો ભાગ ખુરશી ઉપર લટકતો રાખી વાંકો હોઠ કરતી બેઠેલી જોઇ કે તે નાખુશ થયો. તેણે ફરવા જવાનો પોષાક પેહેર્યો હતો, તે જોઈ શુશીલા બોલી "કેમ તૈયાર થયા ? મીત્ર રાનાડેને ત્યાં જમવા જવાનો વખત થયો છે, તેઓ આઠ વાગે જમે છે," તૈયાર ? ના. એમ કહી સુશીલા સામું જોઇ મોટેથી હસ્યો જે વેળા તેના ચેહેરા ઉપરની નારજગી ઉડી ગઇ અને ફરીને બોલ્યો " પ્રીયે ! રાનાડેને ત્યાં વખત ગુમાવા જવાને હું તૈયાર નથી મને ઘણું કામ છે. તેમનું ઇજન સ્વીકારી શકાય તેમ નથી. એવાં તો ઘણાં ઇજન આવ્યાં કરે." તેના ફાંકા અને તુરંગોથી તેણી ટેવાઇ ગઇ હતી. કેમ ? પ્રીય વીહારી નહીં જવાનું કાંઇ બહાનું જડી આવે છે ? એમ કહી ટેબલ ઉપરની ઘંટડી વગાડી દેવુ નામના નોકરને બોલાવ્યો. બહાનું કાંઇ છે નહીં પણુ ગોતી કાઢીશ એમ કહી દેવુને પેનસીલ અને કાગળ લાવવા કહ્યું. જ્યારે દેવો કાગળ પેનસીલ લઇને આવ્યો, ત્યારે ઝટ ઝટ એક ચીઠી લખી, કવરમાં બીડી, ઘડીયાલ સામું જોઇ બોલ્યો " પોણા આઠ થયા છે. આ ચીઠી લઈ વીકટોરીયા કરી રાનાડે સાહેબને ત્યાં જા, આ ચીઠી આપી આવ, અને વીઠુને કહે કે મારા માટે દશ મીનીટમાં ફેટીન તૈયાર કરે." સલામ કરી દેવો ચાલતો થયો.

સુશીલા, જુઠાણુ ભરેલી ચીઠી લઈ જનાર માણુસ દીવાનખાના બહાર નીકળ્યો ત્યાં સુધી થોભી, બોલી "બહાનું ! હમેશનું એકજ જાતનું જુઠાણું, અગત્યનું કામ જે એકદમ કરવાનું હતું." જો હું સાધારણુ કાંઇ કહુ જો કે તે સત્ય હોય, પણુ તેઓ તે માને નહીં, લોકો હમેશાં જુઠુંજ માને છે. કારણુ તેઓ ધારે છે કે, કોઈનામાં તેનો ઉપયોગ કરવાની હીમત નથી. એટલા માટે તે ઘણું

ઉપયોગી છે. શા માટે પૂછે છે પ્રીયે ? એટલા માટે કે હું અવ્યવ્હારીક ન જણાઉં. બેહેતર છે કે મીસીસ-રાનાડે મળે ત્યારે આપણી બન્નેની વાત મળે.

" બહુ બરાબર છે. સારો વીચાર કર્યો. આ ધીક્કારયુક્ત દેખાવ રાખવોજ. "

" જો હું રાનાડેને નાખુશ કરૂં તો, તે મને મુશ્કેલીમાં નાંખે પણ એક બીજી ગુંચવણ વાળી મુશ્કેલી છે જેનો મને વીચાર આવતો નથી. જો હું ક્લબમાં જઇશ તો તે જાણશે. હું કોઇ બીજી જગ્યાએ જમીશ. "

સુશીલા બોલી " ભલે, તમારી મરજી, હું એકલી રાનાડેને ત્યાં નહીં જાઉં. "

તેણે ડોળા કાઢ્યા " ના, ન જઇશ, એવી મુર્ખાઇ ન કરીશ. લોકો ધારશે કે આપણે અસભ્ય અને હલકાં છીયે. આવી રીતે જો લોકો આપણને જૂદાં જૂદાં જમવા જતાં જુએ, તો અનુમાન બાંધે કે તું મારાથી છૂટાછેડા કરવાની છું. વળી તારા વિષે મારી ચીઠીમાં મેં કાંઇ લખ્યું નથી. મને તેનો વીચારજ આવ્યોજ નથી. "

" તમારી ચીઠીયોમાં મારા વિષે ઇસારો કરવાનું તમને ભાગ્યેજ સુજે છે. "

" તું પણ હમેશાં સ્ત્રીયો ઉપરની તારી ચીઠીયોમાં વ્હેવાર રીતે મારા વિષે ચુપજ રહે છે. "

"હું ઇશ્વરની પાસે માગું છું, કે, તમે પણ ચુપજ રહો." તેણે તેનાં નેણ તેણી સામે નીચાં ઢાળ્યાં અને દીલગીરીમાં હસ્યો.

"તું જાય છે?" "હું તમારા વિના નહીં જાઉ. આપણી સ્થિતિ ઉપરથી અનુમાન કરી લોકો માર્મીક વચનો બોલે છે તેથી હું કંટાળી ગઇ છું." "તારી સાથેના સંબંધમાં સર્વ જગાએ આવી જ સ્થીતી છે," એમ કહી, વીહારી ધોષે જાજમ તરફ ઢાળેલી, ગુસ્સો ભરેલી, આંખો ઉંચી કરી, અને ખભો હલાવ્યો. "શો વીચાર છે? જીંદગી ગુંચવાડાવાળી છે, કેટલાક અવળે રસ્તે જાય છે," તેણે ભલા સ્વભાવથી કહ્યું. આપણ બન્નેમાં કોણ વિશેષ કંટાળ્યું છે તેનું અનુમાન કરવાનો તેમનો યત્ન મમતાવાળો છે. લગ્નગ્રંથી એ બાળીને ભસ્મ કરે

તેવી વૈરાંની કસોટી છે. અને હાલ હું તને જાણું છું એટલું જાણ્યા છતાં હું ખાત્રીથી માનુ છું, કે, જો તું, માત્ર ધર્મપુસ્તકમાંના ફરમાન મુજબની તારી મનોવૃત્તીઓનો ત્યાગ કરે અને બીજી સ્ત્રીયોની પેઠે વર્તે તો તારા માટે હું માથું આપવા એક વખત તૈયાર થાઉં.

તેણીએ મતભેદનો જરા ડોળ કરી કહ્યું "હાં, હાં, એમ ના બોલો. તમારા ભવીષ્યના આદર વચનથી અપમાન થાય છે. જો પરણવા વખતનાં વચનો ફરીને મને સંભળાવશો તો હું આપઘાત કરીશ. તમારા જેવા માણસની પત્ની થયાની ગેરઆબરૂ મને અણુવિશ્વાસી બનાવે છે," તેમ ન કર, આપઘાત ન કર," એમ કહી હસ્યો.

સ્મશાન વૈરાગ જેવું ન કર, મુવું પાછું આવતુ નથી. ઢોંગ ન કર, મરવું સહેલું નથી- દરેક સ્ત્રી એવો ઢોંગ કરે પણ વખત આવે ત્યારે ફસકી જાય. છટ્, તારામાં મરવાની હીમતજ કયાં છે? માત્ર કજીયાખોર સ્ત્રીયો આપઘાત કરે; પણ, રીતીઅનુસાર તેઓ પોતાનું કજીયાખોરપણું કબુલ કરતી નથી, અને કરશે નહીં, એટલા માટે કવચીતજ તેઓ પોતાનો અંત આણવાથી તેમના સહચરની વફાદારી મેળવે છે.

સુંદર સ્ત્રીને પુરૂષની મદદથી જીંદગીમાં હમેશાં દીલાસો મળે છે. "જો," તેણીએ તીરસ્કારથી હોઠ કચરી કહ્યું, "તમારા જેવી દીલાસો આપવાની ઢબવાળા માણસ પાસે જાય તો."

તેના હોઠ સજ્જડ થયા; નહીં ઇચ્છવા જેવી જૂદીજ અસર થઇ. તરતજ તેની નજર સામેના અરીસામાં પડી અને તેના મુખારવીંદ ઉપર હમેશની શાંતી પથરાઇ. "હમેશાંની માફક! પેલું જૂનું, જૂનું પૂરાણુ! સંતાપ! સંતાપ! સંતાપ! આપણે ફરીથી એમાં નહિ પડીયે. જીંદગી ક્ષણભંગૂર છે."

"મને જીતવામાં તમે જે ખેલ ભજવ્યો તેના માટે દીલગીર થવાની શ્રેષ્ટતા પણ તમારામાં નથી."

"દીલગીર! મારી વ્હાલી બાલા, તું ધારે છે કે જ્યારે એક માણસને એક ચીજની અત્યંત આવશ્યકતા છે, તો, તેણે ઇન્સાફથીજ મેળવવી જોઇયે?"

"ખરેખર, ના. તારૂં એ હમેશાંનું કહેવું ઠીક નથી. તારે એ

તો કબુલ કરવું પડશે કે, ઓછામાં ઓછું બહારથી હું તારો ભારે મોભો સાચવું છું. વળી હું તને તદન સ્વતંત્ર રાખુ છું. આદર્શ સિવાય તને જોઇયે તે સઘળું તારી પાસે છે; અને એ વિનાજ તું ઠીક છે. તુ ધારે છે કે મારામાં આદર્શ હોવુંજ જોઇએ, પણ તને તે વિટંબણામાં નાખશે. જો હુ પરિપૂર્ણ હોઉં, તારામાં ભૂલો કાઢું, તો તું શું કરે? તું જાણે છે? તું ઘણી દુ:ખી થા.

"મને તેનો ભય નથી અને તેનો ખ્યાલ નથી."

તું ધારતી નથી કે તારો મોભો ભયમાં છે?" એમ કહી એક પગલું આગળ ભરી તેણીના સામું એકી નજરે જોઇ રહ્યો.

'ભયકારક? ના. તેનો મને ખ્યાલ પણ નથી. શા માટે હોય?

"વખત જાય છે મારે જવું જોઇયે" પણ તેણીયે રોકી રાખ્યો, "તમને કાંઇ પ્રેરણા, કાંઇ ચેતવણી, નથી થતી? કે, જ્યારે હું આ સહન નહી કરી શકું ત્યારે એક દીવસ વેર લેવા તમારા ઉપર ફરી વળીશ? "ના" નીત્ય શાંત ભલા સ્વભાવથી તેણે કહ્યું, "ના; તું તેવી સ્ત્રી નથી, હું એવું કહી શકતો નથી. તું ઘણું કરીને એકદમ નાશકારક ઘા કરવા કરતાં થોડે થોડે રોજ કંટાળો આપી મારૂં મોત નીપજાવે ખરી. બડબડવાનો તારો હક જો તું છોડી દઇશ, તો, તું ઘણી દુ:ખી થઇશ. વળી: તું મારા છોકરાની મા છે. એટલું તારા માટે બસ છે. તું તેવી સ્ત્રી નથી. "ના હું તે વર્ગની સ્ત્રી નથી. હજી સુધી નથી. પણ હું આ સઘળા અપકારના પુંજોથી પલોટાઇ તાબે થાઉં તેવી સ્ત્રી નથી હું તમને ખુલ્લી ચેતવણી આપુ છું. કે, મારૂં વેર નહિ ધારેલું રૂપ પકડશે." "અરે, ના. તે નહિ પકડે. તારામાં મૃદુ નાટકનો તુચ્છકાર મૂળ ઘાલી બેઠો છે. તારા જેવી સ્ત્રીને કાંઇ શંકાત્મક કરવાનું અતીશે અભીમાન હોય છે; જે મને દુનીયાની નજર આગળ જોખમમાં નાખશે. હું તારો ધણી છું એટલે એમ બોલવાને તું ખેંચાઇશ નહિ–સ્ત્રી તેણીના પતી ઉપર નાખુશ ન થાય તો ધણી શાનો? હું બહુ ખરાબ છું; પણ દુનીયાને એવું કહેવાને તું પસંદ નહિ કરે, કારણ કે, પરણવામાં તારી ભુલ હતી, એમ લોકો કહે એવી તને બીક રહેશે બીજી બે–અકલ સ્ત્રીઓ જેવી તું કેમ થતી નથી? જેમ તેઓ વૈભવ ભોગવે છે તેમ તું કેમ ભોગવતી નથી?

સુંદરતા અને અક્કલ બન્ને સાથે રેહેતાં નથી, કુદરતે તને ઉદાસીન થવાને ઘડેલી નથી." "ના ? કુદરત કોઇ કોઇ વેળા રમુજી હોય છે."

"સ્ત્રીયો સાથે કદી નહીં. જ્યારે અજ્ઞાન સ્ત્રી ઉદાસીન થવાને પ્રયત્ન કરે છે, ત્યારે, ખરાબ સ્વભાવની દેખાવામાં જય મેળવે છે."

"જો મને બધું આવુંજ કેહેવું છે–તો દીલગીર છું કે બે મીનીટથી વધુ હું તમને આપી શકતી નથી." હમણાં ગત થયેલી ભાટીયાણી મીસીસ. લક્ષ્મીદાસ જેવી તું બહુ નહીં થાય તો દસ વર્ષ નાની દેખાય. છેવટે મારી પ્રીયબાળા જ્યાં લગી તારૂં અનિશ્ચિત વર તને ગમત આપે છે, તે જો મને હસી કાઢવા જેવો નહીં બનાવે, તો, ગમે તે રૂપ પકડે ત્યાં લગી તેની મને પરવા નથી. હું અનીતીવાન ધારવામાં આવું તેની મને પરવા નથી, પણ બેવકુફ બનેલો થવાનું ધીક્કારૂં છું." "દુષ્ટ બેવકુફોની હમેશાં તેજ અન્યાયી દલીલો હોય છે, શા માટે આપણે જૂદાં થઇ શકીયે નહીં !" "છૂટા છેડા ! વ્હાલા સહચરી ! સમાજીક રીતે તું મારાથી જૂદી પડી શકે તેમ નથી. તું સારી રીતે જાણે છે કે, છોકરાને લીધે તું મને છોડી શકતી નથી; અને તું એના મારફતજ મને દુઃખી કરી શકે. તે મારી આંખની કીકી છે; ત્યારે, હવે તું જો, હું સારી રીતે રક્ષાયેલો છું. પરંતુ મારે જવું જોઇયે. મને આશા છે કે, અત્યાર પછીની મારી સાંજના જેવી તારી સાંજ ખુશનુમા થશે." નમસ્તે કહી ચાલતો થયો. વળી તે પાછો આવ્યો. "ના." "તું તેવી જાતની સ્ત્રી નથી" તેણે નિશ્ચય પૂર્વક કહ્યું.

સુશીલા બેઠી હતી ત્યાંજ દાદરો હતો. તે નીચે ઉતર્યો ત્યાં સુધી તેણી ત્યાંજ બેસી રહી. તેના એક હાથમાં ફુલનો ગોટો હતો. અને પ્રેરણા બુદ્ધીથી તેણીએ જાણ્યું કે તેણીની સાથે રાનાડેને ત્યાં જવાનો તેનો ઇરાદો નહોતો. વળી, તેણી જાણતી હતી કે એ ફુલનો ગોટો કોના માટે હતો, પણ તેણીએ તેને કાંઇ કહ્યું નહીં; તેનો હિસાબ, પાસેની માળીની દુકાનમાં, મોટો હતો.

તેણીના ધણીના વચનોથી તેણીને એક વીચાર તુર્તજ આવ્યો અને આમ તેમ ફાંફાં મારી તેના ઉપર વેર લેવાનો ઠરાવ કર્યો. પણ આમ કરીને, પોતાના ઉપર ઘણું દુઃખ વોરી લઇને પણ એક રસ્તો ગોતી કાઢયો.

વાર, તેણીને દુ:ખ ભોગવવાની ટેવ પડી હતી. કોઇ દીવસ તેણે પણ દુ:ખ ભોગવવાનો મહાવરો કરવો જોઇયે.

જ્યારે ગાડીવાને ફેટીનનું બારણું ઉઘાડયું, ત્યારે, સુશીલા કે જે ઝરૂખામાંથી જોઇ રહેલી હતી, તેણીએ, પેલી છોકરૂં તેડીને આવતી સ્ત્રીને ફેટીન આગળ ઉભેલી વીહારીની સાથે વાત કરતી જોઇ. તેણે કાંઇ આપવાના મસે પોતાના ગજવામાં હાથ ઘાલ્યો, પછી તેણીને ધક્કો મારી ફેટીનમાં બેસી ગયો. આ ફેટીન અંધારામાંથી પસાર થઇ ગઇ, અને પેલી સ્ત્રી તેની પાછળ જોઇ રહી. તેણીનો સુંદર યોવનવાળો પણ પાતળો અને કરમાઇ ગયેલો ચેહેરો બજારની બતીયોના અજવાળાથી પ્રત્યક્ષ થતો હતો. તે ચેહેરો એ સ્ત્રીનો હતો, કે જેણીએ મનુષ્યકૃત નર્ક વસાવેલું હતું.

સુશીલા—વીહારી-વોળે ઘંટડી વગાડી "પેલી ફરસ પર ઉભેલી સ્ત્રીને કહે કે હું તેણીની સાથે વાતચીત કરવા માગું છું. તેણીને મારા દીવાનખાનામાં લાવ અને જમવાની રૂમમાં ખાવાનુ તૈયાર કર."

નોકરે જવાબ આપ્યો "તેણી બેવકુફ જેવી અને કાંઇ સમજતી ન હોય એવી લાગે છે અને આવતી નથી." "હું પોતે જઇશ" ઉતાવળે પગલે સુશીલા નીચે ઉતરી, હાથ ઝાલી તે સ્ત્રીને ઉપર લઇ આવી. તેણીએ સત્તાવાર કહ્યું "આવ" પાર્વતી ! હું તને કેહેવા માગું છું.

"શા માટે તું મારી પાસે પેહેલાં ન આવી ? હું મારા ધણી જેવી નથી. તારે જાણવું જોઇતું હતું કે, હું તને તજું નહીં" એ જુવાન સ્ત્રી થરથરી ઉઠી. "તમે ! મેં કદી ધાર્યું નહીં. તમે મારી સાથે ફરીથી વાત કરવા ચાહો. તમે જોયું." તેણીએ બરાબર કહ્યું તેણે શું કર્યું તમે જોયું ?"

"શાંત થા ! તને પોતાને કાબુમાં રાખ. અત્રે, તને અગર ~~મારી~~ વાતને કોઇ જાણતું નથી. હા, મેં જોયું તને મદદ કરવાને માટે તારી સાથે વાત કરવા હું માગું છું."

એ કુમારી મુર્છાગત જેવી હતી. નબળી હતી, અને વરસાદના છાંટાને લીધે તેણીનાં કપડાં ભીંજાઇ ગયાં હતાં. સુશીલાએ તેણીનું બાળક તેડી લીધું અને તેણીનો હાથ ઝાલી, ખેંચી જમવાની રૂમ

તરફ લઇ આવી અને ખુરશીમાં બેસારી, બ્રાંડીની એક નાની પ્યાલી ભરી લાવી તેણીને આપવા ઉભી રહી. પાર્વતી હીંદુ, છતે સુધરેલા કુટુંબમાં ભળી ગયેલી હોવાથી તે પીવાનો તેણીને પ્રતીબંધ નહોતો. જે કુટુંબમાં પાર્વતી ભળેલી હતી, તે સુશીલાનાં માતાપીતા, નીતીમાન આદર્શમાન અને દયાળુ હતાં, પણ આચાર વિચારે, યુરોપીયન હતું. બ્રાન્ડીની અસરથી પાર્વતી ક્ષણવારમાં હોશીયારીમાં આવી, તેણીના ચેહેરા ઉપરની બેવકુફી અને નબળાઇ ચાલી ગઈ, ગાલ ઉપર લાલાશ આવી, અને ચેહેરો સુંદર દેખાવા લાગ્યો. "હવે બાળકને માટે" એમ કહી સુશીલાએ ઘંટડી વગાડી. એક તરૂણ દેખાતી યુરોપીયન આયા હાજર થઇ. સુશીલાએ તે બાળક આયા તરફ ધર્યું. "મેરી? આ બાળક લે તેને નવરાવ, માસ્તર વીહારી પેઠે પગથી માથા સુધી બરાબર લુગડાં પેહેરાવ અને હું ઘંટડી વગાડું કે તુર્તજ પાછું લાવ."

થાકી ગયેલી પાર્વતી આરામ ખુરશીમાંથી ભયની ચીસ પાડી બેઠી થઈ, "તમે મારૂં બાળક પડાવી ના લ્યો! તે-તેણી બોલતાં અટકી. શરમથી મંદ, પણ લાલ સુરખ રાતો રંગ તેણીના ગાલ ઉપર ચડી આવ્યો.

"બીલકુલ નહીં" સુશીલાએ આસ્તેથી કહ્યું. "કોઇ દીવસ એવું મેં શું કર્યું છે, કે, તું મારા માટે એવો જંગલી વીચાર ધરાવે છે? તું સ્વપ્નમાં હોય એવું જણાય છે. હું તને આશ્રય આપવાની છું. એક ઘડી તું અહીં ઉભી રહે, હું તને સાડી લાવી આપુંછું, તે તું પેહેર, અને તારી પલળેલી સાડી કાઢી નાંખ."

જ્યારે તેણી પાછી આવી ત્યારે પાર્વતી, તેણીના સુંદર વાળનો અંબોડો વાળી બીની ચોળી અને સાડી કાઢી નાંખી ખુરશી ઉપર બેઠી હતી.

સુશીલાએ સાડી અને ચોળી તેણીના ગોરા ખભા ઉપર ફેંકયાં, અને એ કુમારી થોડી સંકોચાઇ, તેણી અચકાતી બોલી "હું-હું તેને લાયક નથી." હું તેને લાયક નથી.

આખરે તમે મારા માટે કર્યું, મેં-મેં તેને તમારી તરફથી મારા તરફ લલચાવ્યો.

પ૩૯૪
૯



"તું ભૂલી જાય છે, કે, મેં તને તારા પોતાના ક્રમમાંથી બહાર કાઢી હતી, અને તેથી જો મેં તેમ ન કર્યું હત તો આવું બન્યું ન હત. મારા ધણીને લઇ લેવાને માટે હું તારી ઘણી એહશાનમંદ છું. ભંગીને ઝાડુ કાઢતો કોઇ અટકાવતું નથી. હું તને એ લાગુ પાડતી નથી તું ભંગી નથી." સુશીલાને જરા તુચ્છકારની કંપારી છૂટી. "આ વખતે તેં એવું અનુમાન કર્યું હશે. તારી સાડી અને ચોળી જલદી સુકાઇ જશે. હવે બેસ અને કાંઇ ખા." "ના, ના, તમારી ભૂલ છે. હું ભૂખે મરતી નથી." કુમારી પાર્વતીએ કહ્યું. "હજુ, નહીં. પણ, હું જલદી ભુખી થાઇશ. હું નથી ધારતી, કે, હું કાંઇ ખાઇ શકું."

"અરે, હા, તું ખાઇ શકીશ. જો, લોકોને, તેમની ક્ષુધા, નહીં વ્યર્થ જવા દેવાની અક્કલજ હોત, તો, તેમની જીંદગીનો અર્ધ કરૂણા-જનક ખેલ હાસ્યરસપ્રધાન થાત. આ જમવાનું અજમાવ. થોડું ખાધા પછી બીજી પ્યાલી ભરી બ્રાન્ડી આપીશ. હમણાં એમ ધાર કે આપણે કલકત્તામાં મારા પીતા અરવીંદ મલીકને ત્યાં છીએ અને બન્ને કુમારીયો છીયે અને જાણે કાંઇ બન્યુંજ નથી. હવે મને એ વિષય પર વીચાર કરવાનો વખત મળ્યો છે. હું સારી પેઠે જાણુંછું અને માનુંછું, કે તેં તેમ બને એવું ઇચ્છયું; પણ તેણે તેમ કર્યું."

તે કુમારીકાએ સરલ આંસુ પાડયાં અને મીષ્ટ ભોજનના આ-કર્ષણમાં તેણીની દીલગીરી ભૂલી ગઇ. તેણીને તેણીના ક્રમમાંજ છોડી દેવી વધુ ઠીક હતી એ જોવું સહેલું હતું. તેણીનામાં લાગણીની સમજ શક્તિ ઓછી હતી.

સુશીલાના સહવાસથી તેણીયે સુધરેલી ઢબ અને બોલવાની રીત મેળવી હતી તેમાંની થોડી હજી તેણીનામાં હતી. સુશીલાની આપેલી સાડી અને ચોળી તેણીને ઘણી શોભતી હતી. આંગળીયો ફેરવી કેડ મરડી સાડી કેવી શોભે છે તે જોવા લાગી અને તે ક્ષણે તેણી તેણીના બાળકને ભૂલી ગઇ.

જ્યારે પાર્વતીએ જમી લીધું ત્યારે સુશીલાએ તેણીને એક બીજી બ્રાન્ડીની પ્યાલી આપી. તેણીયે કહ્યું, "હવે" ચાલો આપણે વાતો કરીયે. તારૂં મન એટલું બધું મજબુત ન હોઇ તારે એટલું બધું ઉશ્કેરાઇ જવું જોઇતું નહોતું. હવે નીરાંત કરી બેશ. પાર્વતીની સામી

બાજૂએ, તેણીના સુંદર સુકાઇ ગયેલા શરીર સામે સારી પેઠે જોતી તેણી બેઠી.

સુશીલા જાણતી હતી કે આ કુમારીકાએ મરજી પૂર્વક નહીં પણ મનના નબળાપણાથી પાપ કર્યું હતું. આ કુમારી, કે, જે, અડધી બીધેલી, સુંદર કાળી આંખો ફાડી રાખી અને આશ્ચર્યમાં બેઠેલી હતી. તેણીના મનમાં દ્રઢતા લાવવાને સુશીલાએ ઘણી મહેનત કરી હતી. સુશીલાએ સામું જોયું કે ખુરશીમાંથી ખશી ઘુંટણીયે પડી તેણીએ સુશીલાના ખોળામાં તેણીનું માથુ નાંખ્યું. તેણી ડુસકાં ભરી કહેવા લાગી, " મારા માટે મેં તેને આજે કહ્યું નથી. તે એકલો બહાર આવ્યો અને મેં ધાર્યું તમે મને નહીં ભાળો, હું તેને બાળક માટે પુછવા આવી હતી."

" તેનું બાળક ? મારા પૂત્ર જેવડુંજ મોટું ખરૂં કે નહીં ? " " તેના ભવિષ્યને માટે શું કરવું તે હું તેને પુછવાની હતી." પાર્વતીએ કહ્યું. એ કુમારી કાંપવા મંડી " મારૂં પ્રીય બાળક ! મારૂં વ્હાલું બાળક !" અને તેણીના મોં ઉપર દીલગીરી છવાઇ ગઇ. તેમાંની ઘણીખરી દીલગીરી તો પોતાના માટે હતી, જેનાવડે બાળકની કીંમત કરતી હતી.

સુશીલાએ તેણીના સુંદર વાળ ઉપર હાથ મૂકી કહ્યું. " પેલી ઘેટા અને વરૂની જૂની વાત, વરૂઓ હમેશાં ચાહે તેમ બીચારાં ભોળાં ઘેટાંને કરે છે. પાર્વતી ! તું ઘણી તરૂણ છે. આવી રીતે તારી જીંદગીનો અંત તું ન લાવ, અને નિરાશ ન થા. જ્યારે આપણે નિર્દોષ કુમારીઓ હતીઓ અને સર્વ પુરૂષોને ઇશ્વર જેવા માનતીઓ અને દુનીયાને ખુશી અને અજાયેબીવાળું સ્વપ્નું માનતીઓ ત્યારે મેં તે જૂના વખતમાં તારા માટે જૂદીજ વ્યવસ્થા કરવાનો મેં વિચાર કર્યો હતો, જેનું પરિણામ નીરાશા છે."

કુમારીએ ઉંચું જોયું, તેણીનાં આંસુ સુકાઇ ગયાં, " આવો વિચાર મને એક વખત આવ્યો પણ હજી કાંઇ બગડી ગયું નથી. એટલાજ માટે વીહારીને હું કહેવાને આવી હતી. પણ તે મારૂં સાંભળતો નથી."

" તારૂં ગર્ભીત બોલવું હું સમજતી નથી. મને લાગે છે કે તું

અર્ધી ભૂખે મરે છે. હું આશા રાખતી હતી કે જો તું પહેલાં મારી પાસે આવી હોત તો મેં તને ભૂખે મરવા ન દીધી હોત."

કોઇએ દીવાનખાનાનું બારણું ખખડાવ્યું. પાર્વતી તેણીનું આંસુવાળું મોં છુપાવવાને મીથ્યા પ્રયત્ન કરતી ઉભી થઇ, પાછી ખુરશીમાં આવી બેસી ગઇ.

પેલી યુરેઝીયન આયા બાળક ઉપરની ગંદકીની નાપસંદગી બતાવતી અંદર આવી. તે બાળક ગુંછળાં-વાળાં વાળવાળો, નવરાવેલો. દૂધ પાયેલો, આનંદી જણાતો હતો. તેની નાની આંગળીયો આયાને વળગેલી હતી. તેણીએ તે બાળકને દેખીતી રીતે કંટાળો બતાવી પાછો તેની માને આપ્યો. તે આયા હીંદુ સ્ત્રીને તેણીનાથી હલકા દરજ્જાની સમજતી હતી. વળી, તેણી ખુશામત કરે તેવી નહોતી. તેણી કરડાકીમાં બોલી "બાળકે પહેરેલું ઝભલું જરાય મેલું નહોતું."

"તેં એનાં સઘળાં લુગડાં બદલ્યાં ?" તેણે પહેર્યા તે સર્વે નવાં છે. આયા અચકાતી અચકાતી બોલી.

"માસ્તર વીહારીનાં નવાં કપડાં તેને બરાબર બેસતાં આવ્યાં. બાઈ સાહેબ મને માફ કરજો, બન્ને છોકરા વટાણા જેવા બદલ્યા બદલાય તેવા છે."

જા, દશ મીનીટમાં માસ્તર વીહારીને અહીં લાવ. બેઉ રૂપાળા છે એટલા માટે બન્ને સરખા હોવાનું તું અનુમાન બાંધે છે. એ આયા ગરીબાઇ એ અપકીર્તી અને હલકાઇ સમજતી હતી. પણ, જ્યારે તેણીની શેઠાણીને આ બાળકને લાડ લડાવતી જોઈ ત્યારે એ ભેદ ભૂલી ક્ષમા યાચક જણાઇ.

સુશીલાએ ખુલાસો કર્યો "આ બાઇને હું બાળપણથી જાણું છું. તેણીનો ધણી ઘણો વખત થયાં બેકાર બેઠેલો છે. તેણીનું નામ મીસીસ-ભોળાનાથ છે. જ્યારે તું માસ્તર વીહારીને લેવા જા ત્યારે પૈસાની કોથળી લેતી આવજે."

"વારૂ બાઇ સાહેબ" આયા બોલી વીદાય થઇ.

"અ-સત્ય એક સદગુણ હોવાનું મેં પહેલ વહેલું જાણ્યું. સુશીલાએ કહ્યું, તે નોકરોને વાતો કરતાં અટકાવશે."

તારા ગયા પછી સઘળાં બદલાઇ ગયાં છે. હું હમેશાં જાણતી

હતી કે કોઇ દીવસ તું પાછી આવીશ. હવે, મને કહે કે, મારી જીંદગીનો છેડો નથી આવ્યો એમ કહેવાનો તારો શો અર્થ છે ?"

એ કુમારીની આંખોમાં ફરી આંસુ આવ્યાં "તે પેલો નરસીંહભાઇ છે" ઈંગ્લાંડ જઇ ખેતીવાડી અને પશુ ઉછેરવાનું કામ તે શીખી આવ્યો છે. તેના ત્યાં ગયા પછી તેની અજ્ઞાન અને બેડોળ સ્ત્રી મરી ગઇ છે. ફરીને તે, ચડોતરની કોઈ સ્ત્રી કરવાનો નથી. તે કહે છે કે તેની ન્યાતમાં દસ વરસથી મોટી કન્યા મળે નહી. વળી તેણી હાલની ફેશનથી અજ્ઞાત અને ઘુંઘટામાંથી બહાર મોહું કાઢે નહીં તેવી હોય, માટે તે કોઇ સુધરેલી ગમે તે ન્યાતીની સ્ત્રી પરણવા તૈયાર થયો છે. અને કહે છે કે જ્યાં સુધી કડવા ન્યાતીની સ્ત્રી સુધરેલી હોય ત્યાં સુધી તે બીજી કોઇને પરણવાનો નથી. મેં તેને મારી હકીકત કહી છે. હું કાઠીયાવાડની કડવા જ્ઞાતીની છું. મા બાપ મરી ગયાથી દુષ્કાળ પડવાથી તમારી પાસે આવી રહી હતી. "હા, હા," સુશીલાએ અધીરાં થઇ કહ્યું "એ તો ઘણું સારૂં. તે વેહેલો મોડો કોઇ રજવાડાનો ખેતીવાડીના કામનો મોટો હોદ્દેદાર અને સારો પગારદાર થશે. અને તે વીલાયત ગયેલો હોવાથી તને ઘણું સીખવશે. તને ઘણી સુધારશે. પણ તે તને ચાહે છે ?"

તે મને ચાહે છે. અને તે મને કેહે છે, કે, "આ છોકરાની કાંઇ વ્યવસ્થા કર, પાછળનું જીવન બધું ભૂલી જા, હવેથી સારી રીતે ચાલ, એટલે, હવે પછીથીજ ઉચ્ચ જીવન ગાળવા એને મારો મોભો સાચવી રાખવા બંધા, તો હું તને પરણું." જેમ, છોકરો ભેળો રાખવા તે માગતો નથી તેમ, હું પણ ઇચ્છતી નથી. કેમકે તેમ નહીં કરવાથી બધી વાત બહાર પડે."

"તું તેની સાથે સુખી થઇશ ?" સુશીલાએ પૂછ્યું.

"સુખી! હું કદી સુખની આશા રાખતી નથી."

મને સુખ મળવાનો હક નથી. પણ નહીં કરતાં તે ઠીક થશે–તે એક આશરો, આરામ થશે; અને હું મારી સંભાળ લેવાવાળું કોઇ ગોતું છું.

એક વખત મેં વિચાર્યું "જીંદગી સર્વ ખુશનુમા, ઇશ્કની રોશની અને ફુલડાં છે. હવે મેં સર્વ જોઇ લીધું અને ધરાઇ રહી.

મને, હવે આબરૂદાર થવું ગણે છે, મારૂં ઘર કરી બેસવું ગમે છે, મારૂં પોતાનું દીવાનખાનું, મારી પોતાની ગાડી રવીવારે પ્રાર્થના કરવા સમાજમાં જવા જોઇયે છીયે."

પાછલું બધું ભૂલી જઈ, બધું ધોઇ નાખવા માગું છું." "વારૂ, તું ધારે છે કે ઘોડા ગાડી લઇ રવીવારે સમાજમાં જવું પાછલું બધું ધોઇ નાખશે? તે તો માત્ર આબરૂદારપણાનો ઉપરનો ભપકો છે. અને છોકરાને તું તજી દેવા માગે છે?"

મેં ધાર્યું વિહારીઘોષ કાંઇ કરશે. પણ, તે તો કાંઇ સાંભળતો નથી. તમે જોયું તેણે મને કેવો ધક્કો માર્યો?" "હા." મેં જોયું.

"મને એક યુક્તિ સુઝી આવી છે. જો વિહારી કાંઇ ન કરે, તો, તે વડે બાળક સારી રીતે ઉછેરાશે. અને હું નરસીંહભાઇને ખાત્રી કરી આપું."

સુશીલાએ તેણીનો હાથ પકડયો, અને પાર્વતીએ બુમ નાંખી, "મારો હાથ દુઃખે છે, માફ કર મારો તેવો ઇરાદો નથી."

"પાર્વતી! તું સોગન ખા, કે, છોકરાની બરાબર સંભાળ લેવાશે, અને આબરૂથી ઉછેરાશે, કે જેથી તે દુનીયામાં કાંઇ મોઢું બતાવી શકે. ઇશ્વરના સોગન ખા, કે, તું મને છેતરતી નથી."

કુમારીએ ગંભીરતાથી કહ્યું "હું ઇશ્વરના સોગન ખાઉં છું" હું ગમે તેવી નીચ છું, પણ તેને ગટરમાં તો નહીંજ ફેંકું. છેવટે, ના વારસ શેઠીયાને આપીશ. પણ, હું શું કરવાની છું તે કોઇને કહીશ નહીં, નહીંતર તે જાહેર થઇ જાય. જો તે મારી પાસે ઘણો લાંબો વખત રેહેશે તો, હું કોઇ જગા મૂકી શકીશ નહીં."

સુશીલાને બારીકીથી આડી આંખે નજર કરતાં ખાત્રી થઇ કે, એ કુમારી સત્ય બોલતી હતી. તેણીએ હવે જાણ્યું કે ઇશ્વરે વિહારી-ઘોષને તેણીના હાથમાં સોંપ્યો છે. પણ, જે યુક્તિ તેણીને ઝટ સુઝી આવી છે તે પ્રમાણે કરતાં તેણી માની ન શકાય એવી રીતે દુઃખ ઉઠાવશે.

તેણીનું મન ડામાડોળ થયું. પછી, તેણીએ, અઘોર પાપી વિ-હારીઘોષને ફુલના કાતીલ ગોટાને લઇ દાદરા ઉપરથી ઉતરતો જોયો તે ગોટા પેલી અઘોર પાપીણી માટે—પાર્વતીને ધક્કા મારતાં જોયો, અને તેણીની મશ્કરી કરતાં સાંભળ્યો.

તીડમ-તડાક માતબરીના દેખાવથી ટેવાઇ ગયેલા દંભનો ઝભ્ભો પેહેરવાનું અને તેના બાપને પગલે ચાલવાનું તેણીનો છોકરો શીખે. તો, સમાજનો શ્રેષ્ટ મેંબર થવાનું તેનાથી કેમ બને ?

જો છોકરાને કોઇ અનાથાલયમાં મૂકું અગર ગટરમાં છોડી દઉં તો તેના બાપની કલંકિત સત્તાનો માને સંસ્કારનો ભોગ થતો અટકે. તેણીયે ઝાઝી આનાકાની કરી નહી. છોકરાને શ્રેષ્ટ થવાની તક મળવીજ જોઇએ.

તેણીએ પાર્વતીને કહ્યું "હું તારા છોકરાને જોવા માગું છું." "પણ તે પેહેલાં તું ગંભીર સોગન ખા."

"અલબત હું વચન આપું છું." પાર્વતી એ ઉંઘણસીની માફક કહ્યું. સારો આદર, ભાવ, પ્યાર, માયાળુપણું. ઉત્તમ જમણ અને બ્રાન્ડી, એ સઘળાં એ તેના ઉપર ભારે અસર કરી. આંખોમાં ઉંઘ ભરાયાથી તેણી આંખો ઉઘાડી શક્તી નહોતી.

સુશીલાએ જલદી જલદી, પાર્વતીએ પેહેરેલી સાડીની આસમાની કોર, ફાડી તેના વડે એક ક્ષીર-સ્ફાટીક-રત્નની નાની વીંટી બાંધી-એ રત્નમાં પાંચ મુખ્ય રંગ હતા-તે છોકરાને ગળે .બાંધી.

તેણી કહ્યું "તું વચન આપ, કે, જ્યાં જ્યાં આ છોકરો જાય ત્યાં ત્યાં આ વીંટી પેહેરે. કોઇ જાણશે નહીં. મેં, ગઇ કાલજ ચોકસીની દુકાનેથી તે ખરીદી હતી. તે એક તુરંગ છે. તે મારી ગમત છે. તું જાણે છે કે છોકરા તરફ હું લક્ષ નહીં રાખી શકું, પણ હું ઇચ્છું છું, કે. તે બીચારો કોઈ દીવસ જાણે કે, કોઇએ તેના ઉપર ઉપકાર કર્યો હતો. જો તે વીંટી ચોરાઇ ન જાય, તો, જરૂરી વખતે હમેશાંની પિછાન માટે તે એક સાધન થઈ પડશે."

"ચોરી ! ના; જ્યાં મારો છોકરો જવાનો છે ત્યાં તેઓ ચોરી કરે નહીં. પાર્વતીએ. આંખો વીંચાયલી, થાકેલી છતાં તેણીના છોકરાને લાડ કર્યું. ઘણુંજ આસ્તેથી ન સંભળાય તેવી રીતે 'મને માફ કર' એમ બોલી." વિહારીને મળવાનો ઘાટ જોતી વરસાદમાં રાહ જોઈ ઉભી રહેવાથી ભારે થાક લાગવાથી તેણી ઘોર નીદ્રામાં પડી.

પેલી આયા માસ્તર વિહારીને પાર્વતીના છોકરા જેવાજ પોષાકમાં લાવી. સુશીલાએ છોકરો લીધો અને આયાને દીવાનખાનું

છોડી જવાનો ઇસારો કર્યો. તેણીયે પંદર મીનીટ પછી ઘંટડી વગાડી. " આયા ! માસ્તર વિહારીને પાછો લઇ જા. મીસીસ ભોળાનાથને એને દેખાડવાની મારી મરજી હતી, પણ તેણી તો ભારે ઉંઘમાં છે. તેણીને ઉઠાડવાની મારી મરજી નથી. તેણીને ઉઠાડવાની મારી હીમત ચાલતી નથી."

જેવી આયા બાળકને લઇ ગઇ કે, તુર્તજ સુશીલાએ તેણીની પાછળ ધારીને થોડી વાર જોયું. વિહારી પસ્તાય, તો, પછી, હું મારૂં વેર છોડી દઇશ જો એ નહીં પસ્તાય, જો તેને કાંઇ અસર નહીં થાય, અગર તેની લંપટ જીંદગી નહીં બદલાવે, તો પછી, મારે મારૂં અંતઃકરણ સખ્ત કરવું પડશે, અને મારા છોકરાને જવા દઇશ; એટલા માટે, કે, તે તેના પીતાના શીક્ષણથી બચે, તે એબથી બચે. આવા માણુસની સત્તાને પ્રતીબંધ કરે એવું બીજું હું કાંઇ કરી શકતી નથી, અમારા છોકરાની મારફત મને દુઃખ દેવામાં સ્વચ્છંદી રીતે તે મોજ લે. પણ, હું મારા છોકરાને સારો માણુસ-એક અમીર માણુસ કરવા માગું છું; અને તેના પીતાની સત્તામાંથી વધુ દૂર રાખ્યાથી જે ઉમદા તક તેને મળે, તે એવા કલંકિત દ્રષ્ટાંતની અસરથી મળી શકશે નહીં. લોકો ભલે મને નિષ્ઠુર કહે, ભલે મને કહે કે મારામાં પ્રેમ નથી, આર્યસમાજીસ્ટો ગુરૂકુળની બૂમ નાખી રહ્યા છે તેના વીરૂદ્ધ હોય ત્યાં પણ મને તે છોકરાને મુએ મુકવા દેશે નહીં, કારણ, તેનામાં હું કોઇ સિદ્ધાંત પણ જોતી નથી. ખેર, આ કામ, મારા છોકરાને પાપી આત્મા થતો બચાવવાને માટે ઉત્તમ છે. જો કે, દૂષણરૂપી કાળ છાંટાથી છંટાએલો ઉછેરવા કરતાં, ભલે, એ દુઃખથી એ વીયોગના દુઃખથી મારૂં હ્રદય ફાટે. હું મારા છોકરાને ઇશ્વરના હાથમાં સોંપું છું. પાર્વતીના છોકરા માટે મારાથી બનશે તેટલું હૂ કરીશ, છેવટે, હે પ્રભૂ ! અમારા બન્ને ધણી ધણીયાણીનો ઇનસાફ તું કરજે.

સુશીલાએ પ્રયત્ન કરી આડા અવળા વીચારો ભેળા કર્યા અને પાર્વતીને આસ્તેથી ઉઠાડી. જેવી તે કુમારી ભયની ચીસ પાડી જાગી, કે તેણીયે કહ્યું, " ચાલ, હું તને વીકટોરીયામાં બેસાડી તારા ઘેર મોકલી આપું."

" તું કયાં રહે છે ? કુમારીએ જવાબ આપ્યો. " " ગ્રાન્ટ-

રોડ સફેદ ગલ્લી ત્રીજો માળો" તે માળાનું ભાડું સસ્તુ છે. અને ત્યાં સૌ આબરૂદાર રહે છે. સઘળી ગરીબ સ્ત્રીઓ ત્યાં રહે છે. ત્યાં મારાં બાળકનો જન્મ થયો હતો. ત્યાં ઉર્મીલા કરીને એક નોકર છોકરી છે જે એના ઉપર બહુ ભક્તિ ભાવ રાખે છે. જો ઉર્મીલા ભલી ન થઇ હોત, તો હું મરી ગઈ હત, તેણીનો પીતા પડતી દશામાં આવેલો હોવાથી તેનું દેવું પતવવા તેણીને તે માળાની માલેકને આપી ગયો છે." બહુ ભલી છોકરી છે! પાર્વતીને સુશીલાએ પૈસા આપ્યા. તેણીયે કહ્યું "તું નરસીંહભાઇને પરણીશ ત્યાં સુધી દર માસે હું તને વધુ પૈસા મોકલતી રહીશ." હવે તું રોઇશમાં—મારો આભાર ના માનીશ, તારા માટે, હું આ શામાટે કરૂં છું, તે તું જાણતી નથી. એ કુમારીના હોઠ કંપ્યા. તેણી જમીન ઉપર લાંબી થઇ પડી. સુશીલાના પગે પોતાના હાથ અડાડયા. ફરીથી તેણીની આંખોમાં આંસુ આવ્યાં. જો! જો! એમ કહી ધીરેથી સુશીલાએ તેણીને અટકાવી, "જા, અને બીજા પાપથી ડર." ઇશ્વર જાણે છે. તને ઠપકો આપવાને મને હક નથી. પાર્વતી! તું કસમ ખા, કે "તું તારા છોકરાને કદી નજર બહાર નહીં રેહેવા દઇશ, અને જો તે કોઇ ભયમાં હોય તો તું મને ખબર આપીશ." "હું કસમ ખાઉં છું." પાર્વતીએ તેણીની સુકાઇ ગયેલી સાડી પહેરતાં પહેરતાં કહ્યું. "હું જાણતી નથી કે, શા માટે તમે મને તે બાળક નજર બહાર નહીં રાખવા કહો છો. જો તે તેના પીતા" સુશીલાના ઉતરી ગયેલા ચેહેરાએ એ વાકય પુરૂં કરતાં પાર્વતીને અટકાવી.

સુશીલાએ એ પ્યારૂં બાળક આસ્તેથી તેણીના હાથમાં મૂકયું, તેણે તેની આંખો ઉઘાડી, સાંધા ઉપર ખાડા પડેલી નાની ગોળ મટોળ ચરબીદાર આંગળીયોથી તેની માને પકડી તે બાળક ફરીને સુઇ ગયો.

સુશીલાએ પોતાને કબજે રાખી, શાંત, ગંભીર થઇ તે વીકટોરીયાને ધડધડાટ કરી દોડી જતા સાંભળી.

જ્યારે બારણું બંધ થયું, ત્યારે, તેણીયે એક પગલું આગળ ધર્યું, પછી પોતાને અટકાવી. "પાછી આવ, પાર્વતી! પાછી આવ. મેં રાક્ષસીએ આ શું કર્યું!"

# પ્રકરણ ૧ લું.



## અનાથાલય.



ગ્રાન્ટરોડની સફેદ ગલ્લીના ત્રીજા માળાના ઉપરના માળ ઉપર પાર્વતી એક નાની રૂમમાં બેઠી હતી, આ રૂમમાં તેણીના બાળકે પહેલ વહેલાં ચંદ્રનાં દર્શન કર્યાં હતાં. તે સાંકડી પણ સગવડતાવાળી રૂમ હતી; પલંગ, ખુરશીયો પણ સાંકડાં હતાં. એક જૂનો સોફા હતો તેના ઉપર છોકરો મોઢામાં અંગૂઠો ઘાલી, સંતોષથી સૂતો સૂતો આંખો ફાડી, જ્યાં જ્યાં તેની મા ફરતી, તે તરફ જોતો જોતો પડયો હતો. એક ધોળા પટ્ટાવાળી કુતરી, સોફાના એક ખૂણે, અર્ધી ભૂખી ગુંછળું વળીને પડેલી હતી, તે એઠું જૂઠું કાંઇ વધેલું, જો ઇશ્વર અપાવે તો તેની રાહ જોતી હતી. વખતો વખત બરડો ચાટવાનું બાનું કરી, શાંતીથી રાહ જોતી, પાર્વતી રાંધતી હતી તે તરફ તેણી નજર કરતી હતી, પોતાની ઇચ્છા પૂર્ણકરવા ઇરાદા પૂર્વક ગેનાર બાળક પરિપૂર્ણ સંતોષી જણાયો. પાર્વતી પોતે જો કે દુબળી ચીંતાતુર પણ તેણીમાં નિરાશા જણાતી ન હતી. તેણી રસો-ડામાંથી છોકરા પાસે આવી. વાંકી વળી તેના સામું જોઇ, શાલથી તેનું નાનું પણ લઠ્ઠ જેવું શરીર ઢાંકી, પાછી રસોડામાં ગઇ.

બારીના ટૂટેલા કાચ ઉપર ચોડેલો ન્યુસપેપરનો કાગળ પવનના જોરથી વખતો વખત પીપૂડા જેવો અવાજ કરતો હતો. ખૂણામાં પડેલા ત્રણ ખૂણીયા કપબોર્ડ પર થોડી ટૂટેલી રકાબી અને કપસોસર્સ હતાં, અને ખૂરશીઓ સિવાય વધારામાં ટૂટેલા પાયાવાળું સ્ટૂલ હતું. પાર્વતી પોતે સ્વચ્છવસ્ત્રમાં હતી. તેણીયે વાળ ઓળી સુંદર અંબોડો વાળ્યો હતો. જાણે પહેલાં ભારે વૈભવ ભોગવ્યો હોય, કંઇક બીકણ હોય એવી અતી ગરીબાઇમાં દેખાતી હતી. તેણીની કાળી સુંદર આંખો નીચે ખાડા પડયા હતા. પણ તે ક્ષણે તેણીને કાંઇ દુઃખ જણાતું નહોતું. તેણી આતૂરતાથી વાળુ કરવાની રાહ જોતી હતી. વાળુ તૈયાર થયેથી તૂટેલી રકાબીમાં દાળ ભાત નાખી તેણી સ્વાદથી ખાતી હતી, જે વેળા પેલી કુતરી સોફા ઉપરથી ઉતરી આતૂરતાથી

ટગર ટગર સામું જોતી બેઠી, અને એમ કહેતી જણાઇ, કે, "થોડું મારા માટે રાખજે, આપણે બે જણાં છીયે, હું તારા જેટલી ભૂખી છું."

આ મૂંગી અરજથી પીગળી, પાર્વતીએ, બાકી રહેલું કુતરીને આપ્યું, પછી, બારણાનો જરા ખખડાટ થતાં અર્ધી ગભરાયેલ નજરે પાછા ફરી જોયું. "કોણ છે? શું જોઇયે છે?

કાળા, લાંબા, પણ ગુચવાયલા વાળવાળી કુતરી તે રૂમમાં ધુસી. તેણીનું મોંઢું નાનું બચુકડું હતું. તેણીના નાક ઉપર કોયલાની મેશના કાળા ડાઘા પડેલા હતા, તેણીના શરીરમાં હાડકાં દેખાતાં હતાં. તેણીનો ચહેરો દશેક વર્ષના બાળક જેવો દેખાતો હતો. તેણીની આંખો કાળી, ચળકતી હતી, નાક રસીક પોહોળું, મોઢું અને દાંત સુંદર હતાં. "ઓ બાઇ, મેં મારા હાથ ધોયા છે. તમારી મરજી હોય, તો, હું બાળકને તેડું." મેં ધાર્યું, મારી કુતરી આંહી છે, તેથી હું આંહી આવી છું.'

આપણી ઝવેરાત! તે સુઇ ગયો છે?

"ઉર્મીલા! તું છાનીમાની આવી તેથી હું બીહીની. અલબત, તું બાળકને તેડ. તે માત્ર હમણાંજ સુતો છે. તેં તારા હાથ ધોયા. શા માટે તેં તારૂં નાક સાફ ન કર્યું?"

ઉર્મીલાએ ખોખરા છૂપાસ્વરે કહ્યું "સાફ કરવાની મારી હિમત ન ચાલી, કેમકે, જો હું સાબુ બગાડું અને તેણી જાણે, તો, તેણીને આંચકી આવે એવી બુમો પાડી મુકે છે. તમે જોયું કે, હું અત્રે અવાજ ન થાય તેવી રીતે આંગળાં ઉપર ચાલી આસ્તે આસ્તે આવુ છું. 'પણ તેણી તને સાંભળે, તો, શું થાય? આંહી આવતાં તેણી તને અટકાવી શકે નહીં.'"

ઉર્મીલાએ ડહાપણથી કહ્યું, "તેણી અટકાવે એનું કારણ છે. તેણી સાંજરે ખાવા આપતી નથી. અને એક આનો પગારમાંથી કાપી લીધો. બાઇ! બીજું હું કાંઇ જાણતી નથી. મારી જીંદગીમાં હું કદી ભૂલ કરતી નથી. તમે છોકરાને તેડી બચી કરવા દેતાં નથી. એવું દબાણ શા માટે કરો છો? મારે ક્યાં પરણવા જવું છે? મારે ક્યાં ધણીની સાથે ફરવા જવું છે? હું મોઢું શું કરવા ધોવું? જ્યારથી હું મારી શેઠાણીમાં નોકર છું, ત્યારથી બધા ભાડુતોને શેઠાણી કેવી

ખરાબ છે તે કહેતાં સાંભળું છું. તેણી બહુ ખરાબ છે. લોઢાં કરડું તેવી મને ભૂખ લાગી છે."

"ગરીબ બાળક ?" એમ કહી, ઘરમાં પાર્વતી ઢંઢોળવા મંડી, અને થોડા પાઉં મળ્યા તે આપ્યા, અને કહ્યું 'લે, આ, ખા, જરા વહેલી આવી હતે, તો, દાળ ભાત આપત, પણ, તે તો મેં કુતરીને નાંખી દીધા."

ઉર્મીલાએ માથુ ધુણાવ્યું "ના, બાઈ! હું તમારો ઉપકાર માનું છું. હું કૂતરીના રાખેલા આસની ભૂખી નથી. છોકરાને રમાડી લીધા પછી, હું, જઇ, વાળુ કરીશ." ઝીણુકા મોં વાળી ઉર્મીલાને ધીરે ધીરે ફણાભર ચાલતી, છોકરા તરફ જતી જોઇ, પાર્વતીએ અટકાવી. અને તેણીએ કહ્યું ":આ ભીના ચીંથરા વડે તારૂં મોઢું અને નાક જરા લુંછી નાખ, અને પછી છોકરાને તેડ, નહીં, તો, તું ઉપર જઇશ તેટલામાં છોકરાને મેલો કરી મેલીશ."

ઉર્મીલા કાંઇક શરમાઇ, તાબે થઇ, અને ભીના ચીંથરાવડે તેણીનો ચતૂર ચેહેરો દેખીતો કર્યો.

"મારી શેઠાણી બીજે માળ આવ્યાં છે, પછી સુઇ જશે," એમ કહી, તેણીની ઝીણી આંગળીઓ નીચેના ગાલ તરફ કરી.

છોકરો જાગ્યો. તેણે બગાસું ખાધું. હું સવારે પાંચ વાગે મારી શેઠાણીનાં લુગડાં ધોતી હતી. સમાજી લોકો કહે છે, તેમ, "હું પાણી ભરનારી વાસણ માંજનારી, અને લુગડાં ધોનારી. ઘરનું હલકું કામ કરનારી શુદ્રા છું. મારા માટે સુવા બેસવાનું, ઓઢવા પાથરવા-નું, કે ઉંચું ભોજન જમવાનું નીરમાણ નથી. બે વખત સુકી ભા-ખરી અને રોજના બે આના પગાર ફક્ત મને તેણી આપે છે. પણ એ મારી ભુલ છે. હું કોઇના અમીરની વારસદાર થઇ હત અથવા મને કોઇ પૈસાદાર શેઠાણીયે દત્તક લીધી હતે, તો, કેવું થતે! જો કે કોઇ વખત હું નશીબદાર બનું છું. તમે નહીં માનો, પણ મારી શેઠાણી જાફરાવાદની છે, તેણીની ન્યાતમાં કોઇ મરી જવાથી, ત્રણ દીવસ સુધી જમણ ચાલ્યું હતું. અને, ઉંચાં ઉંચાં પકવાન હું જમી હતી."

"હું ધારૂં છું, જો, ફરીને એવાં જમણવાર આવે, તો તું, રાજી થા ?" "એવાં ભાગ્ય ક્યાંથી ?" ઉર્મીલાએ નાઉમેદીથી કહ્યું. તેણી એકદમ આનંદી જણાઈ. "જો કે મારાં શેઠાણી સાજાં નથી."

છોકરાને તેડવાની આતુરતામાં ઉર્મીલા પાઉં ખાતાં ગુંગળાઇ, પછી છોકરાને તેણીના ભૂખ્યા હૃદય સાથે ચાંપી, વખતે વખતે અયાનુષીક ગણગણાટવાળો અવાજ કરવા લાગી. તેણી ગાતી હોય તેવું તેણીના મનમાં સમજવા લાગી. તેણીની આ ભક્તિથી અજ્ઞાત બાલક શાંતીથી સુઇ ગયો. તુરતજ, ઉર્મીલા તેણીના હાડમાંસ દેખાતા હાથોથી, તે બાળકને છાતી સાથે દાબી રાખી, સોફા ઉપર ચત્તી સૂતી. પાર્વતીએ તેણીના સામું અજાયબીથી જોયું. કારણ કે બાળક ઉપરની અતીશે ભક્તિથી તેણીનામાં કરૂણા ઉપજી. વાત કરવાનું બ્હાનું મળ્યાથી તેણીએ હિમત કરી ઉર્મીલાને પૂછ્યું "પ્યાર કર એવું તારે કોઇ નથી ?" ઉર્મીલાએ જાહેર કર્યું. "હાલમાં મારે કોઇ નથી, અને પરણવાને હજી બહુ વાર છે. મારે પીતા હતા, પણ, તે કયાંઇ ચાલ્યા ગયા છે, ત્યાર પછી જોયા નથી. અને જોવા માગતી પણ નથી. તે મને અહીં ગીરો મુકી ગયા છે, કેમકે તે દેવું ભરી શકયા નહી. મારા પીતાની રીતભાત સારી નથી. તેઓ હાથમાં લાકડી ઝલી ગૃહસ્થ જેવા ફરે છે, પણ બીહીક લાગે તેવા છે, અને કાંઇ કમાતા નથી. તેમના કરતાં પ્રમાણીકપણે હું વધુ કમાઉં છું. તેઓ પાછા આવશે, તો, મારી પાસે પૈસા માગશે, પણ હું આપવાની નથી."

"તે કયાંથી આવશે ?" "જેલમાંથી." તેઓ જેલમાંથી નીકળશે અને મારી પાસે પૈસા લેવા આવશે, તો હું આપીશ નહીં, અને કહીશ, કે, તમે તો માંસ મદીરા ખાઈ પી, ધંધા વીના ફરતા ફરી તમારો જન્મારો બગાડયો, પણ મને શા માટે પાયમાલ કરો છો ? હું પૈસા આપવાની નથી. મારી પાસે પૈસા થાય તો, મને વસ્ત્ર સારાં મળે. હું મારી માતા જેવી સદ્‌ગુણી થવા ચાહું છું. એ મારી માને બહુ દુ:ખ દેતા હતા. હું દુ:ખ દે, તેવાને નહીં પરણું. મારી માને તેણીનાં માબાપે પરણાવી, પણ હું મારી મેળે પરણીશ. હું મારા બાપને પૂછવાની નહીં, જો હું પુછું તો, મને વેચીને તેઓ પૈસા ઉઠાવે, અને દુ:ખના ફાંસામાં ઘાલે. ઘણા છોકરાઓ મને કહે છે "તું રૂપાળી છે." પણ તપાસ કર્યા વિના કોઇની સાથે દીલ ખોલીશ નહીં. હું કામ કરી ખુબ પૈસા બચાવી, જેનાથી મન મળશે, અને જેના ઉપર હેત આવશે, તેવા કોઇ મોટા અમીરને પરણીશ, અને હું મારૂં ઘર કરીને બેસીશ, અને આબરૂદાર થઇશ.

"તું એમ સમજે છે કે, ધણી માટે કામ કરવું અને રળવું?'

ના, સારો ઉદ્યોગી અને પૈસાદાર વર મળે તેટલા માટે. ગરીબને કોણ લે ? પાર્વતીએ કહ્યું. " તેવો રીવાજ આપણા દેશમાં નથી. ધણીઓએ કામ કરવું, બૈરીઓને લાડલડાવવાં અને પાળવી જોઇયે. "

" મારી બા તેણીની એક સખીને આપવીતી કહેતી હતી, તે મને યાદ છે. " સ્ત્રીયો કમાવાનો પ્રમાણીક ઉદ્યોગ નહીં જાણતી હે'વાથી, તેઓ રંડાય ત્યારે અગર મારા પીતાની માફક દારૂડીયા થઇ ધંધો છોડી દે ત્યારે, ભારે દુઃખમાં આવી પડે છે. સ્ત્રીયોને કાઢી મુકવાની ધમકી આપનારા, સ્ત્રીયોને કાંઇ હિસાબમાં નહીં લેખનારા, સ્ત્રીયોના કહ્યામાં નહીં રહેનારા, અનાર્યોથી ડરવાનું તેમને હોઇ, તેમનાથી ડરી બીચારીઓ ગભરૂ જેવી થઇ જાય છે, અને તેઓ નચાવે તેમ નાચે છે. પછી તેમને તેઓ પ્રત્યે પ્યાર હોય કીંવા ન હોય, સ્ત્રીયોએ પુરૂષોના જેટલીજ કેળવણી લેવી જોઇયે, અને કમાવાનો અમુક ધંધો કે જેનાથી સારૂં ગુજરાન ચાલી શકે તેવો, શીખવો જોઇએ, અને પછી. માતબર થઇ જેના ઉપર પ્યાર હોય તેવા ભદ્ર પુરૂષોને પરણવું જોઇએ. " તેણી બીચારી મરી ગઇ ન હતે તો, મને કેળવવા અને ધંધો શીખવવાનું જરૂર કાંઇ કરત; પણ હું નિરાશ નહીં થાઉં. લોકોની નોકરી કરીને પણ હું કેળવણી લઇશ, અને કોઇ ઉત્તમ ધંધો સીખીશ. મેહેનત કર્યા વિના મોટાં થવાતું નથી. " તેણીયે ડહાપણથી કહ્યું પછી, હસી અને છોકરાને લાડ લડાવવા મંડી.

ઉર્મીલાની મા સોનેરી ભરવાનું કામ જાણતી હતી. તે ધંધા વડે તેણીનું ઉર્મીલાનું અને તેણીના પતીનું બહુ સારી રીતે ગુજરાન ચલાવતી હતી.

તેણીની માતાના સંસ્કાર ઉર્મીલામાં પડવાથી, બાળકને રમાડતાં કેહેવા લાગી "ના. મારા 'અમોલ' તું મોટો થઇશ ત્યાં સુધી નહીં પરણું. હું તને બધું પુરૂં પાડીશ. " એ બાળક જાગ્યો, અને આ પૂર્ણ હાર્દીક પ્રતીજ્ઞાથી રાજી થઇ તેણે ઉર્મીલાનું લાંબું ઉંચું નાક ખેંચ્યું. તુરતજ ઉર્મીલા ચોંકીબાઇ ! મેં બારણું ખખડતું સાંભળ્યું. કોઇ આવનાર છે ? " હું ભૂલી ગઇ " પાર્વતીએ તપેલી ખાટલા નીચે ઘાલી, તેણીના વાળ નહીં ઓળેલા જેવા દેખવા વીંખી નાંખ્યા, અને રૂપ જેમ બને તેમ ગંદી એટલે બધી ઘરની ચીજો આડી અવળી ફેંકી દેઇ અવ્યવસ્થીત દેખાય એવી કરી નાખી. જે વેળાએ ઉર્મીલા અજાયેબીથી તેણીના સામું જોઇ રહી. " ઉર્મીલા ! મને કાંઇ પૂછીશ નહીં, લૈયો હોય, તો તેને અંદર લાવ. "

"બાઇ ! ભૈયો ? ગાભરી બનેલી ઉર્મીલાએ છોકરો પાર્વતીને સોંપી ચતુરાઇથી ચૂલા ઉપરની મેશ લઇ મોઢે ચોપડી. "કયો ભૈયો ?

"અનાથાલયનો"

અનાથાલય ? જ્યાં રાંડીરાંડોનાં છોકરાં રાખવામાં આવે છે, તે ? ના–ના–તમે ના મુકશો. મને છોકરો પાછો આપો." તેણીયે ક્રોધથી પાર્વતી સામું જોયું. જાણે હમણાં તેણી પાર્વતી ઉપર કુદી પડશે.

ઉર્મીલા ? બેવકુફ ન થા. તું મારૂં મન ફરીને ડોલાવીશ. તે તો માત્ર છોકરાના બાપ વિષે થોડા સવાલો પૂછવાને આવ્યો છે."

"તે તેને નહીં લઇ જાય ?"

"ના. હજી નહીં. તું ધારે છે, કે, હું તને એ વિષે કહું ? જો ! તે ફરીને કમાડ ખખડાવે છે. જા એને આંહી તેડી લાવ."

ઉર્મીલા કણુ–કણુતે મને ગઇ, અને પાર્વતીએ તેણીનાથી બન્યું તેટલું પુએડ દેખાવાનું કર્યું "તું જાણીતી નથી તેં કોને રોકી રાખ્યો છે, છોકરી !" દબદબો ભરેલો અવાજ તેણીયે સાંભળ્યો.

બારણામાંથી રૂમમાં ડોકીયું કરી ઉર્મીલાએ જાહેર કર્યું "તે કેહે છે કે, તે ભૈયા લેખરામ છે, અને તેવોજ દેખાય છે. હું નાની હતી ત્યારે મેં એને પોલીસ જમાદાર તરીકે કામ કરતો દેહલીમાં જોયો હતો. હાલ તે મોટો આર્યસમાજીસ્ટ છે- એવું મારી મા કેહેતી હતી. તે બહુ દયાળુ છે." દાદરો કકડાટી કરવા લાગ્યો અને તેના ચાલવાના ખબકારાથી માળ હલવા લાગ્યો. "હા. હું ભૈયા લેખરામ છું" એમ કહી ઉંચો કદાવર ગૌર મુખત્રાજો પુરૂષ અંદર આવ્યો. "તમે મીસીસ ભોળાનાથ છો ?"

"હા. હું મીસીસ ભોળાનાથ છું, અંદર નહીં આવશો ?" એવું પુછી પાર્વતી છોકરાને છાતી સરખો ચાંપી ઉભી થઇ.

"અલબત, હું અંદર આવીશ, તરૂણ બાઇ ! નમસ્તે." તેણે પોતાનો ગુસ્સો મુશ્કેલીથી દબાવી રાખ્યો. "આટલા બધા દાદરા ચડી બીજા શું કામ માટે હું આવ્યો હોઇશ, તમે ધારો છો ?"

"તમે અંદર ન આવ્યા હતે, જો, હું ભૂખીએ–" એમ બોલી ઉર્મીલાએ ઉંચે છાપરા સામું જોયું.

"હું દીલગીર છું. તું બેસી જાઇશ ?"

અલબત હું પણ બેસી જાઇશ." તું બીહીશ નહીં હું મારી ફરજ બજાવવાને આવ્યો છું." "તમારી ઇચ્છા હોય તો તમે પણ

બેસી જાઓ" તેણે વધુ મમતાથી કહ્યું, અને મોટું ચામડાનું પાકીટ છોડયું. "ધન્યવાદ, હું ઉભી રહીશ."

એક ચોપડી પટ્ટાથી બાંધેલી હતી તે છોડતાં લેખરામ બોલ્યો "હું તો પ્રજાસેવક છું. મને માન જોઇતું નથી.

બેસું કે ઉભો રહું. હું ખાસ અનાથાલય ઓફીસ તરફથી આવ્યો છું. આ બુકમાં કાળું અને ધોળું; કાળું ઘણું છે.

આ છોકરી, જો, બોલતી બંધ રહે, તો ભલે નહીંતર ચાલી જાય."

"હા, મહાશય, ઉર્મીલા! ચૂપ રહે, પછી આવજે."

તમે છોકરાને અનાથાલયમાં મુકવા માગોછો એટલા માટે હું અહીં આવ્યોછું. "કેમ છે?" એમ કહી તેણે છોકરાના પેટ આંગળીથી ગલીગૂચી કરવા માંડી જ્યારે છોકરો હસવા મંડયો.

ભૈયા લેખરામને અનાથાલયનો લાભ લેનાર એક જડી આવવાથી જુદોજ સંતોષ થયો, અને તેણે પોતાની આંગળી છોકરાને ચૂસવા આપી.

"આપે આટલી બધી તકલીફ લીધી, આપ બહુ ભલાછો" લેખરામે કહ્યું "આવી તકલીફને માટે મને પગાર મળે છે. આ તમારો પત્ર છે"?

તેણે તે પત્ર પાર્વતીને બતાવ્યો. તેણીયે તેણીના હાથદસ્કત ઓળખ્યા.

"હું, મેનેજર, અને અનાથાલયના લાઇફ મેંબરો અનાથાલયના માટે જવાબદાર છીયે, વિચાર કરીને લેખરામે કહ્યું, ખાસ કરીને વધુ જવાબદારી મારા ઉપર છે."

તેણે એક છાપેલું ફારમ પાકીટમાંથી કાઢી પાર્વતીને નીચે પ્રમાણે વાંચી સંભળાવ્યું, "પત અને એવા બીજા ચેપી રોગો કે જેનાથી બીજા છોકરાંની જીંદગી જોખમમાં આવી પડે તેવાં છોકરાં લેવામાં નહીં આવે. તેની માતાને અંદરને બારણેથી દાખલ કરી, ડાકટર છોકરાને પાસ ન કરે અને બાળક રાખવાની પરવાનગી ન મળે ત્યાં સુધી માતાને ચાલી જવા દેવામાં આવશે નહીં મેનેજર જે સવાલો પૂછે

તેના પ્રમાણીકપણે સત્ય જવાબો આપવા પડશે. જેને ગુપ્ત રાખવામાં આવે છે.

દરેક માતાએ ભવિષ્યમાં કોઇ જરૂરીયાત વખતે ઓળખી શકાય તેટલા માટે બાળક ઉપર કાંઇ લખાણ અથવા નીશાની રાખવી."

પાર્વતી ધ્રુજવા લાગી. "કોઇ બીજો રસ્તો નથી ?"

ના, કાંઇ ગભરાવાનું નથી. હું તમને ભૂલેશ્વર પાસેના દવાખાનામાં લઇ જઇશ, જ્યાં અનાથાલયનો મેનેજર પણ ઉતરેલો છે. તે ડાકટર અને મેનેજર ધર્મબંધુઓ છે. ડાકટર પ્રમાણીક અને વિશ્વાસ રાખવા લાયક ગૃહસ્થ છે. એ બન્નેને વાત કહેવામાં કાંઇ ડરવાનું કારણ નથી. તે ડાકટરને ત્યાં ઘણી માતાઓ છોકરાંઓની દવા કરાવા આવે છે. તમે, ડાકટર અને મેનેજર માત્ર ત્રણજ જણાં તપાસ કરવાની રૂમમાં હશો. તપાસ થઇ રહ્યા પછી છોકરાને રાખવાનો હશે, તો રાખી બીજે બારણેથી તમને રજા આપશે.

પેહેલાં અમે અનાથ છોકરાંઓ લેવા આવ્યા ત્યારે સીધીગલ્લીની પાસેના એક મોહલ્લામાં એક મકાન ભાડે રાખી રસ્તાની ગલ્લીના એક ખૂણે બારીથી નીચે એક કંડીયો રાખેલો હતો તેમાં છોકરૂં આવી પડવાથી બારી ઉપરની ઘંટડી વાગતી હતી, ત્યારે ઉપર ખેંચી લેવામાં આવતું હતું. એ ઉપરાંત કેટલાક ઘાટીઓને બાળક દીઠ પંદર રૂપીયા આપવા કરીને રાખેલા હતા તેઓ એવાં બાળકો ગોતી લાવતા હતા; પણ ભવિષ્યને માટે જોઇતી વીગતોથી અમે અજ્ઞાત રહેતા હતા. જેથી લાંબે વખતે કોઇ છોકરૂં પાછું લેવા માગે, તો, ઓળખાતું નહીં વળી એક વખત ઇનામની લાલચવાળા ઘાટીઓમાંનો એક, પાંચ છોકરાં લઇ આવતો આવતો રસ્તામાં તાડી પીધાથી છાકટો બન્યો, અને રસ્તામાં સુઇ રહ્યો, જ્યાં, પાંચમાંથી માત્ર ત્રણ છોકરાં જીવતાં રહ્યાં, આ કારણથી હવે એ પદ્ધતી બંધ કરી છે."

"જો, તમે મારી વાતથી સંતોષાયાં હો, પણ, ગભરાતાં હો, તો ફક્ત મનેજ તમારી હકીકત કહો, હું લખી લઇશ. મેનેજરનો મારા ઉપર ભરોંસો છે. એટલું છતાં ડાકટર પાસે તમારે આવવુંજ પડશે." કેમ ! તમે ખુશી છો ?

છોકરો મને જોઇ રાજી થાય છે. મારાથી બનશે તેટલું હું છોકરાની સંભાળ રખાવીશ.

કોઇ સગાં સ્નેહી છે ?

લેખરામે એક કાગળ ઉપર હકીકત લખવા માંડી " ના હું દુનિયામાં એકલીજ છું."

લેખરામે લખ્યું " કોઇ સગાં સ્નેહી નથી. "

કુતરી સામું જોઇ લેખરામે કહ્યું " તેમને ભાગ્યેજ સગાં સ્નેહી હોવ છે. "

કોઇ સાધન નથી ? ના. ભાગ્યેજ હોય છે.

જો અમે છોકરાને રાખી લઇએ, તો, પછી તમે શું કરવાનાં છો, મીસીસ ભોળાનાથ ?

" કોઇ ઠામ ગોતી હું પ્રમાણીક જીંદગી ગાળીશ."

" તેઓ બધાં એમજ કહે છે, કેમ ? " તેણે કુતરીને સંબોધીને કહ્યું.

" તમે ક્યાંથી આવો છો ?" " કલકત્તેથી "

" પણ, તમે તો ગુજરાતી છો! " લેખરામે ગુસ્સાથી કહ્યું તેણી ડરથી રડતી રડતી સર્વ હકીકત કેહેવા લાગી.

" હા. હું વીરમગામની બ્રાહ્મણની પૂત્રી છું. હું સિદ્ધપૂર પરણેલી હતી. હું દસેક વરસની પરણીને રાંડી હતી.

હું માબાપને ઘેરજ હતી. તેઓ મુંબાઇમાં 'વીશીનો ધંધો કરતા હતા. ત્યાં કોલેજના વિદ્યાર્થીઓ ભણવા આવતા હતા. હું પંદર વર્ષની હતી. મારા માંબાપ યાત્રા કરવાના મસે મને કાશી લઇ ગયા ત્યાં ગર્ભપાતની દવા ખવરાવી, મને ધમ શાળામાં છોડી દઇ, પાછું નહીં આવવાનું કહી ચાલ્યાં ગયાં. હું અનાથ સકળતીરઝળતી કલકતે પોહોચી. ત્યાં એક ભલા બંગાળી બાબુએ પોતાની પુત્રીની સોબતીયેણુ તરીકે મને રાખી, અને કેળવણી આપી એમ કહી પાછી ચૂપ થઇ ગઇ. તમે દુ:ખી ન થાઓ. તમે મને સર્વ હકિકત કહો. આથી ખરાબ દાખલા અમારી પાસે છે. અમોને તેવા દાખલાઓ સમાજ સુધારણા અર્થે ઘણા ઉપયોગી છે.

" બાઇ ! બેધડક કહો. મને તમારો મીત્ર સમજો, " લેખરામે કહ્યું.

હું અને પેલા ભલા બંગાળીની પુત્રી જેનું નામ સુશીલા છે

તે બન્ને વીસ વરસનાં થયાં. અમે બન્ને બે બેહેનોની માફક સરખાં પેહેરતાં ઓઢતાં હતાં, અને સરખાં રૂપાળાં હતાં. ત્યાં વિહારીઘોષ કરીને એક હિંદુ જુવાન અમારા પીતાના ત્યાં આવતો જતો હતો. તેની સાથે અમારે બેસવા, ઉઠવાનો, વાતચીત કરવાનો પરીચય વધ્યો અમે હરવખત સાથે ફરવા જતાં, નાટક વીગેરે જોવા જતાં અને બ્રહ્મોસમાજમાં જતાં હતાં. વિહારીઘોષ ત્રીસ વરસનો રૂઆબી જુવાન હતો. તે પૈસાદાર હતો. હુ તેને ચાહવા શીખી. અમે કોઇ વખત સુશીલા ન જાણે તેવી રીતે એકાંતમાં મળતાં. તે મને પરણ્યો નહીં. સુશીલાને પણ તે એકાંતમાં મળતો હતો. એ વાત મેં પાછળથી જાણી. અમે બન્નેને સાથેજ એનાજ ઉપર અપ્રીતી જણાઇ હતી. અમે અમારો ભેદ એક બીજાથી ગુપ્ત રાખતાં હતાં. સુશીલાએ પોતાનાં માબીત્રોને આ જુવાનને પરણવા જણાવતાં જલદી લગ્ન કરી આપ્યાં સુશીલાએ મારી હકીકત જાણ્યા પછી મને કાઢી મૂકી. સુશીલા અને વિહારી બન્ને મુંબઇ આવ્યાં. હાલ તેઓ દાદર સ્ટેશન આગળ રહે છે. મારા આ હાલ થયા છે. મારો છોકરો તે વિહારી ઘોષનો છે. હું તેની પાસે આવી છું પણ તે મને દાદ દેતો નથી.

"ઓ! નીચ વિહારી! તું આવાં ઝાઝાં બાળકોનો પિતા છે. શું તું સોસાઇટીમાં આટલા માટે ધુસેલો છું? ઓ પ્રભૂ? લોકોની નજરમાં શ્રેષ્ટ ગણાવા દાખલ થનારા આવા લંપટ પુરૂષોથી આવી દેશહિતકર સંસ્થાઓને બચાઓ. હે ઇશ્વર! આર્યસમાજને બળ, દે કે તે કન્યાગુરૂકુળો ખોલે. જેથી કન્યાઓ સારા સંસ્કારમાં કેળવાય અને ઉછેરાય, સુશીલા જેવી ભોળી કન્યાઓ પતી પારખતાં શીખે ઓછી અને અણસમજુ વયે જુવાનોના સમાગમમાં આવતી બચે, અને મોટી ઉમરની બાળકીયોને કરીને પરણાવનાર માબાપોને ઉત્તેજન મળે, અને જુના વિચારના લોકોમાં હાસ્યકારક ન ગણાય. સુશીલાની માતાની ફરજ હતી કે તેણીયે સુશીલાનાં લગ્ન થતાં સુધી તેણીની હાજરી સિવાય વિહારીને સુશીલા સાથે એકલો પડવા દેવો જોઇતો ન હતો. સુધારક સંસ્થાઓએ લગનની બાબતમાં યુરોપીયનોનું અનુકરણ કરવા કરતાં પ્રાચીન આદર્શ ગૃહણ કરવાની જરૂર છે. છોકરીયોને તદન સ્વતંત્રતા આપી માબીત્રોએ તેમની જવાબદારી કાઢી નાખવી જોઇતી નથી. શું સુશીલા એવા પાશવવૃત્તીવાળા લગનથી વિહારીની સાથે સુખી હશે?" લેખરામ વિચારવા લાગ્યો.

ચાલો તમે શું નિશાની રાખો છો ? “હા, હું એજ વિચાર કરતી હતી.” પાર્વતીએ આતુરતાથી છોકરાનું ઝભલું કાઢી, પેલી રત્ન જડીત વીંટી આસમાની સાડીની કોરને બાંધેલી બતાવી.

લેખરામે તે વીંટીને નીશાનીને માટે નિરઉપયોગી ગણી વીંટી તો માત્ર સાધારણ કેહેવાય. હું, આશા રાખતો હતો, કે કોઇ નાના માદળીયામાં જોડી કાઢેલી ક્વીતા તમે મને બતાવશો ઘણાં છોકરાં-ઓને એવી નીશાનીઓ હોય છે. “ ક્વીતા ” હા, એક બે માતાઓને તો મેં બનાવી આપેલી હતી.

બાકીની બીજી માતાઓ છોડીયોની સ્કુલોની વિધવા હેડમી-સ્ટ્રેસો હતી, તેઓ સારી ક્વીતાઓ બનાવી શકતી હોવાથી, પોતાની મેળે બનાવેલી હતી. હાલ આવાં બાલકો બહુ આવે છે.

એક બાઇએ પુનર્લગ્ન કરી ધણીની સાથે સરત કરી પોતાની બાળકી પાછી લીધી હતી, તેણીયે નીચેની ક્વીતા માદળીયામાં બંધ કરી હતી.

“ અગર છુટી હું બેડીથી<br>
મરણને વશ થઇ પ્યારી<br>
નથી કેહતી કંઇ તુજને<br>
લલીતા નામ મારૂં છે.<br>
રહો જીવતી જોવાને તું<br>
ને તું તરવેણી જીવતી છે<br>
લઇશ પાછી અનાથોથી<br>
પિતા તારા લગન કરશે. ”

બીજી ક્વીતા આ હતી.

“ પીતામાતા હતાં હીંદુ<br>
હઠીલાં ખુબ રૂઢીથી<br>
કર્યું નહીં લગન પ્યારાથી<br>
થઇ હું દોષની ભાગી<br>
હશે જો પ્યાર એનામાં<br>
નીશાની માગશે લેવા<br>
પીતા તારાને સોંપીશ હું<br>
બતાવી આ ક્વીતાને.

પાર્વતીએ કહ્યું "એતો બહુ સુંદર છે, પણ મને કવીતા કરતાં આવડતી નથી. તમે બનાવી આપશો ?"

"હા, લખો."

"સુધારક હું થઇ બેઠા
કીધા શાક્ષી ન ભુત કોઇ
લગ્ન કરવા ગઇ જ્યારે
સ્વીકારી નહીં પિતા તારે
અગર હું પાસ રાખું છું
છે ઉલટું ધાર્મીક શાસ્ત્રોથ:
તિરસ્કારો કરે લોકો
નથી સાધન નીભાવા ને
સરસ રસ્તો સોધીને હું
અનાથોમાં મુકી વ્હાલા
સુખી કરવા સુખી થાવા
જઇને ઠામ બેસું છું."

કેમ ! આ સુંદર છે કેની ? હું એ માથાવાળો હાથી થવા કરતાં કુત્રી જન્મો હોત, તો સારૂં હતું.

ભૈયા લેખરામે સીલીંગ સામું ઉંચે નીહાળીને કહ્યું, "આ કવીતા વાંચવાનું કે સાંભળવાનું કોઇને બને, તો, એક પ્રકારનું શીક્ષણ મળશે. કેમ ! તમને આથી કાંઇ શીખામણ મળશે ખરીકે ?"

પાર્વતીએ હકારમાં માથું હલાવ્યું.

લેખરામે પુછ્યું. "આ વાતની કોઇ સાક્ષી આપે તેવું આંહી છે ? મેનેજર આ બાબતની પુરી તપાસ કરી તમને બોલાવશે."

"હા, મીસીસ વિહારીઘોષ તે સઘળું કહેશે. તેણીની હું સોબતીયેણ હતી એવું હું તમને કહી ચુકી છું."

સીલીંગ સામું ઉંચે જોઇ લેખરામ કહેવા લાગ્યો.

"જેવી ગરીબાઇ ભરેલી હાલત કેહેવામાં આવી છે, તેવી હું જોઇ શકતો નથી, છતાં મારાથી બનશે તેટલું હું મેનેજરને સમજાવીશ."

"છતાં, તમે છેક ખરાબ લાગતા નથી, મને ખાત્રી છે, કે, હવેથી તમે તમારૂં જીવન નવેસરથી શરૂ કરશો."

" ખરાબ થવાનો મારો હેતુ ન હતો, હું નવેસરથી મારૂં જીવન શરૂ કરીશ. હું બાળ વિધવા જ હતી. પતીનું સુખ મેં કદી દીઠું નથી. પ્રેમ સુખ મને મળ્યું નથી. હું બ્રહ્મચારીણી રહી શકું એટલું મારામાં મનોબળ નથી," પાર્વતીએ ઉત્કંઠાથી કહ્યું.

ઉર્મીલાએ ઉપરના દાદરેથી બૂમ પાડી સુચના કીધી, " મહાશય લેખરામ ! અમારા બાળકને અમારાથી જૂદો નહી પાડવાનું તમે તમારી જીંદગીમાં શીખ્યા નથી? વળી આ દાદર તમારો બોજો ઝીલી શકે તેમ નથી."

" 'અમારો બાળક' છોકરી તને છોકરાંની બાબતમાં શું ખબર પડે ? તે દાદરો મારો બોજો ન ખમી શકે એમ કહેવાનો તારો હેતુ શું છે ?"

ઉર્મીલાએ ઉલટાવીને કહ્યું, " મેં કહ્યું કે, કવીતા બનાવી શકે કે ના બનાવી શકે એવા બે માથાવાળા હાથી સારૂ આ દાદરો બાંધેલો નથી."

" છોકરી ! બહુ બોલીશ, તો તારી શેઠાણી પાસે, મારૂં અપમાન કરવા માટેની ફરીયાદ કરીશ." ભૈયા લેખરામે સભ્ય થવા ઉર્મીલાને સમજાવી.

ઉર્મીલાએ આ ધમકીનો ઉત્તર દાદરને છેલ્લે પગથીએ પોહોંચી ત્યાંસુધી ન આપ્યો. " તમે બીજું શું કરવાના હતા ? તેણીએ કહ્યું. હું છુટી લઇ પાર્વતીબાઇ સાથે આવીશ, પછી જોઇશ કે, તમે શું કરવાના હતા."

" અરે બાઇ સાહેબ ! તમે આવવાનાં છો ! ત્યારે તો હું તમારા માટે ખાસ વિકટોરીયા મોકલીશ." એમ કહી લેખરામ હસતો હસતો ચાલ્યો ગયો.

ઉર્મીલા, આંસુથી ભીંજાયેલી આંખોએ ભૈયા લેખરામ પાછળ જોઇ રહી, " જો છોકરો જશે, તો હું પણ જઇશ, આવું છું બાઇ સાહેબ આવું છું, થોડી ઘણી ખુશી હવા પણ ન લઉં કે ? તેમાં તમને કાંઇ પૈસા પડતા નથી. અને મને બરાબર ખાવા પણ આપતાં નથી."

ઉર્મીલા ! ઉર્મીલા ! થરથરતા અવાજવાળી ચીસ પડી " પાણી લાવી આપ " ઉર્મીલાએ જાહેર કર્યું " હમેશાં આ પ્રમાણે સતાવશો તો, હું ચાલી જઇશ."

શુક્રવારે સવારે ડૉકટરની પરીક્ષાને માટે લઇ જવા સાર તેણીનો તે દીવસનો પગાર કપાવાની પણ પરવા નહીં કરતાં ઉર્મીલા હમેશાં કરતાં વ્હેલી ઉઠી. તેણીની શેઠાણીની "રજા લીધી." શેઠાણીના ઘરનું, વાસણ, લુગડાં સાફ કરવા વીગેરેનું કામ કરી, તેણીનાં લુગડાં પેહેરી તૈયાર થઇ, ડુસકાં ખાતી ખાતી કુતરી સામો હાથ ઉગામી બોલવા લાગી "રાંડ તારા જેવો ભગવાન છે. જે ચાહે તેજ તે કરે છે." બીચારી કુતરી ડરની મારી રૂમ બહાર ચાલી ગઇ, અને તેણીની આવા સખ્ત વચન માટે ઠપકો આપવા જેવો અવાજ કરવા લાગી, કારણ કુતરી સમજતી હતી કે, ઉર્મીલા તેની ખરી દોસ્ત અને દુઃખ વખતની સોબતીયેણ હતી.

ઉર્મીલાનું નરમ હ્રદય પસ્તાવાથી દ્રવીત થયું. "મારી ભુલ થઇ પસ્સી! પસ્સી કુતરીનું નામ હતું. તારા તરફ ખરાબ થવાનો મારો હેતુ ન હતો," તેણીયે તે ગરીબ પ્રાણીને કોટી કરી ખુલાસો કર્યો "પણ આજ હું પોતે નથી. હું જાણું છું કે તારા ઉપર ગુસ્સો કાઢવાનું મને કાંઇ કારણ નહોતું, પણ મારૂં 'જવાહીર' જાય છે. તું દીલગીર ન થઇશ."

કુતરીની આંખોમાં આંસુ આવ્યાં, તે દયાર્દ્ર મોઢે ઉર્મીલા સામે જોઇ 'ઓ—ઉહ્' કરી રોવા લાગી.

ઉર્મીલા બોલી "હું જાણું છું. હું તારી લાગણી સમજું છું. હું દીલગીર છું. હું તારાપર નાખુશ નથી." એમ કહી ઘરમાં જઇ તેણીની શેઠાણીથી તેણીયે છુપ્પાં રોટલી લઇ આવી તેને આપી, તે. ણીએ કુતરીને સમજાવી, પટાવી લીધી. શેઠાણી એ વાત જાણે તો. તે જોખમ તેણીએ માથે વોરી લીધુ.

કુતરી પુંછડી હલાવતી હલાવતી ઉર્મીલાના હાથ પગ ચાટવા મંડી "હું જાઉં છું, તું ડાહી થાજે, લાકડાં ભરવાની કોટડીમાં જઇને બેસજે. હું પાછી આવું ત્યાં સુધી ત્યાંજ રહેજે, ઘુમો ન પાડીશ." એમ કહી પસ્સીને કોટડીમાં પુરી, પાર્વતીના ઘેર જઇ તેણીએ બા. રણું ખખડાવ્યું. પાર્વતી ઘાઘરા ચોળીભેર ઉઘાડા માથે છોકરાને નવરાવતી હતી. છોકરો હસતો હતો અને પાણીમાં હાથ પછાડતો હતો, ઉર્મીલાને જોઇ તેણે તેના ચરબીદાર હાથો લાંબા કર્યા. તેણી તેના ઉપર વાંકી વળી. "મારૂં મોઢું ઘાયલું છે છતાં ઓળખે છે એવું છોકરૂં કોઇયે ભાળ્યું છે?"

ઉર્મીલાએ ખોટો આનંદી દેખાવ કરીને કહ્યું. જે છોકરો ઓ-ળખી શક્યો હોત.

ઉર્મીલાના હાથમાં એક નાની રકાબી સ્વચ્છ સફેદ કપડાથી ઢાંકેલી હતી. પાર્વતીએ તેના સામું જોયું અને તેણીને પુછ્યું, "તે શું છે?" ઉર્મીલાએ જીગરથી કહ્યું. "એ ફુલનો હાર છે. હું ઉર્મીલા તરફની યાદદાસ્ત તરીકેની બક્ષીસ છે." તેણી છોકરાને બાઝી પડી. તેણીની આંખોમાં અશ્રુધારા થવા લાગી.

ઉર્મીલાએ તુર્તતજ આંસુ લુંછી નાખ્યા, ફુલનો હાર તે છોક-રાના ગળામાં નાંખ્યો, અને છોકરો તેની માને પાછો આપ્યો.

તેણીએ કહ્યું "તેનું કલ્યાણ થાઓ, જુઓ, તેને બેસતાં આવ-ડતું હોય, તો, દેવમૂર્તી જેવો દેખાય."

ઉં, ઉં, કરતી કુતરી બહાર સંભળાઇ. ઉર્મીલાએ જાહેર કર્યું "ખવરાવી, પીવરાવી, સમજાવી, લાકડાની કોટડીમાં પુરી તાળું વાસી આવી, તોય પાછી આવી. હું નહોતી ધારતી, કે, તે ટૂટેલા કમાડના બાંકામાંથી નીકળી શકશે. તેણી ધારતી હશે, કે, હું તેનું ગલુડીયું છું. ઉં, ઉં, કરતી પાછળ પાછળ શા માટે ફરતી હશે?" તેણીએ કમાડ ખોલ્યું, "આવ ત્યારે, તને ગમે તેમ કર, હું ધારૂં છું. તું પણ બધું જાણે છે."

કુતરી પાર્વતીના ખોળામાં પડી, અને જાણે તેણીને ગમતું હોય તેમ છોકરાને તેની પૂંછડી અને કાન ખેંચવા દેવા લાગી. પાર્વતીને, ડોકટર અને મેનેજર પાસે છોકરાને લઇ જવાનું હોવાથી દુઃખ થતું હતું; ઉર્મીલા પણ છોકરાથી છુટી પડવાને નારાજ હતી; કુતરી છોકરા સાથે ગેલ કરવા લાગી. છોકરો દુધ પીને તાજો થયેલો હોવાથી આનંદી દેખતો હતો, આખો રૂમમાં, ભાખુડભરીયાં ચાલતાં, ઘરની ચીજો આડી અવળી ફેંકી દેવા લાગ્યો, પણ તેનું ઝબલું મેલું ન થાય તેટલા માટે ઉર્મીલાએ તેને પકડી રાખ્યો. ઉર્મીલાએ છોકરાને કહ્યું "મારા જવાહીર? તું મારી પાસે રહે તેટલામાં તારી મા લુગડાં પેહેરી લે, પછી હું તારી સાથે રમીશ."

પાર્વતી બોલી "ઉર્મીલા તું ના બોલ તારા બોલથી મારૂં હૈયું ભરાઇ આવે છે."

ઉર્મીલા બોલી "મારૂં પણ હૈયું ભરાઇ આવે છે. પણ હું શું

કરું. ગમે તેમ કરી તમારે દાખલ કરવોજ છે, કેમકે તમે ગરીબ છો." "હું પણ ગરીબ છું, છતાં છોડી ભૂખી રહીને પણ મારી કુતરીને ખાવા આપું છું."

પાર્વતી બોલી "હું એટલી બધી ગરીબ નથી. મારે નોકરી કરવી પડતી નથી, ઉર્મીલા !"

ઉર્મીલાએ ગુસ્સાથી કહ્યું "જો તેમ છે, તો, શા માટે તમે છોકરાને અનાથાલયમાં મુકો છો ? એણે તમારૂં શું બગાડયું છે ? શા માટે તમે પારકાંને સોંપો છો ?"

"ઉર્મીલા ! તેમ કર્યા વીના મારો છુટકો નથી; નજદીક આવી પાર્વતી બોલી, હું ઘણી પાપીણી છું. મારો ઇરાદો નહોતો પણ–"

ઉર્મીલાએ જરા ડોકુ ધુણાવ્યું "હું જાણુ છું. તમારો ઇરાદો એવો નહિ હશે તે જાણી શકી છું. દીલગીર ન થાઓ. તમેજ દુનીયામાં એક નથી."

પાર્વતી, ઉર્મીલા અને છોકરાને બન્નેને બાથમાં લઇ બોલી. "ઉર્મીલા ! કદાચ તું અત્યારે તે ન સમજે તે મોડી સમજીશ; એક ભલો ગૃહસ્થ છે, તેની સાથે હું પરણવાની છું. તે ધારે છે અને માને છે હું એકદમ ખરાબ નથી; અને તેથી ઉર્મીલાની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. અને તેથી આ છોકરાને ભોગવવાનું છે–તમારા માટે.

ઉર્મીલા ! આ અમોલ છોકરાને મારા માટે દુઃખ ભોગવવાનું છે. જે માણસ મને પરણનાર છે તે છોકરો સાથે રાખવા માગતો નથી."

"વાર, તે ઉંચી જાતનો ભલો માણસ હોવો જોઇએ ? હું એવી જાતનું ભલમનસાઇપણું જાણું છું. હું આવા આબરૂદાર સુધારક બગભગતને જાણું છું. રવીવારે સમાજમાં જાય અને આડેદાડે આડાઅવળા અને ઉધાચતાં. આવા કુળવાનોનું કે સુધારકોનું નામ મારી આગળ ના લેશો. ગુસ્સો ચડે છે, જાણે તેને મારી નાખું."

પાર્વતી ચા કાઢવા લાગી. ઉર્મીલા ! તું ચા પીતી થા, તેટલામાં હું તને પુરીયો કાઢી આપું છું. તું ધારતી નથી કે મેં આખી રાત રોઇને કાઢી છે ? મારૂં આવું નાનું બાળક, તેનું રૂપાળું શરીર, તેનું સુંદર મુખ રૂપાળા હાથ એ જોઇ મને કેટલો આનંદ થતો હશે ? તેનાથી હમેશને માટે જૂદું પડવું તે મારા માટે કેવું દુઃખ દાયક હશે ? તું માત્ર બાળક છે. તું નથી જાણતી, કે, સ્ત્રી અને

પુરૂષો કેવાં પાપો કરે છે? તું જાણુતી નથી કે, એક કુમારીકાને ફરી કેવી રીતે સીરસ્તે આવવું તે મુશ્કેલ છે. " પણુ તમે લેખરામને કહ્યું, તમે રંડાયેલાં હતાં?" હા, હિંદુઓની રૂઢીથી હું પરણેલી ગણાઉં, મેં પતી સુખ જોયું નથી. આ બાબત તારી આ ઉમરે તું ભાગ્યેજ સમજી શકે, તું જાણુતી નથી કે, કલકત્તા અગર મુંબઈમાં એક સ્ત્રીને એકલાં રેહેવું જોખમવાળું છે, જો–પણુ, હું તને તે કહી શકતી નથી; તે સાંભળવું તને યોગ્ય નથી. જ્યારે કોઈ વખત હું એ બધો વીચાર કરૂં છું, ત્યારે ગાંડી થઈ જાઉં છું.

પણુ, મારૂં નાનું બાળક, સત્ય શું છે, તે કદી જાણુશે નહીં. તે ધારશે કે, હું મરી ગઇ છું.

જ્યારે તે મોટો થશે, દુનીયામાં માતબર થશે ત્યારે મારી પાસેથી નીકળસે, છતાં મને નહીં ઓળખે.

ઉર્મીલાએ ભાર દઇને જાહેર કર્યું " ના, તે મને તો ઓળખવાનોજ. હું તેને જાણું છું. તે મને જાણે છે. હું તમારા કરતાં વધુ જાણું છું. તમે મારી શેઠાણી જેવાં છો. તમે શું જાણો? હું આઠ વરસની થઇ, ત્યાં સુધી મારી મા જીવતી હતી. તે બહુ ડાહી હતી. તેણીનામાં એકલપેટાપણું ન હોતું. મારા પીતા પાછળથી અ કમાઉ અને દારૂડીયા થઇ ગયા હતા. તે તેણીને બહુ દુઃખી કરતા હતા, તેણીયે મને છોડી દઇને બીજે ઘર કરવાનો વીચાર કદી કર્યો નહોતો. છેવટે તેણી દુઃખથી ઝુરીને મરી ગઇ." ઉર્મીલા એમ બોલતાં બોલતાં રોવું દબાવી રાખ્યા છતાં નહીં રેહેવાથી ચોધારાં આંસુથી રોઇ પડી.

પાર્વતી, આ નિર્દોષ સુસંસ્કારી બાળકી પાસેથી અસ્વાર્થીપણાનો અભ્યાસ કરતી હોય તેવી જણાઇ. તેણી છોકરાને ધવરાવવાનું અને પોતાને ખાવાનું ડોળ કરવા લાગી.

આવા વીચારમાં ગરકાવ થયેલાં બન્ને જણાં શુન્યકાર અવસ્થામાં કોઇ પુરી ખાતું, તો કોઇ ચા પીવું ભૂલી જતું હતું. પાડોશીની ઘડીયાળમાં નવ વાગ્યાથી નીમેલે સ્થળે જવાનું તેમને યાદ આવ્યું. ઉર્મીલા બોલી " શોકના દીવસો વિષે મેં સાંભળ્યું છે, પણુ આજનો દીવસ ભારે મોટો શોકાતુર દેખાય છે."

" હા, હા, ઉર્મીલા! હું જાણું છું. જો તું સાથે આવતી ન

હતે, તો હું કોઇપણ જોખમ માથે વોરી લઉં, અને છોકરાને મુકવા ન જાઉં" પાર્વતીએ ગળગળા અવાજે કહ્યું.

ઉર્મીલાએ તેણીના સામું જોયું. જો કે હાથથી બાજી ગઇ હતી, તોપણ પાર્વતી છોકરા માટે કાંઇ ભોગ આપવો પડે તો તે આપવા તૈયાર થઇ અને અતીશ્રમીત તદ્દન ગાંડા જેવી હોય એવું તેણીને જણાયું. અને શેહેરનાં છોકરાંમાં એવું જાણવાનું ડહાપણ રહેલું હોય છે તે વડે તેણીએ તેની નિર્થકતા પણ જોઇ, તેણીના અનાથાવસ્થાના બચપણમાં પેહેલાં કદી એવી સહાનુભૂતી કે, રક્ષણ કોઇએ આપ્યાં નહોતાં. પાર્વતી તેણીના ઉપર ઘણી માયા રાખતી, અને તેણી છોકરાની સાથે ખાઇ પીને મસ્તી કરતી, અને જયારે છોકરો સુતો હોય ત્યારે તેણીની શેઠાણીના ગદ્દાવૈતરામાં છાનીમાની આવી જો જાગતો હોય તો તેની સાથે રમતી, તેથી કરીને જો, છોકરો હવે તેણીના હાથમાંથી જાય તો તે સહન ન થઇ શકે તેવું હતું. પણ તેણીને ખાત્રી હતી કે, પાર્વતીની સાથે જે માગું થયેલું છે તે પાર્વતીએ સ્વીકારવુંજ જોઇએ નહીં, તો કદાચ તેમાંથી કાંઇ જોખમ આવી પડે. એટલા માટે તેણીએ પાર્વતી તરફ ડોકું ગુસ્સાથી ધુણાવી કહ્યું. "હવે તે બોલવું નકામું છે. હવે વખત નથી."

પાર્વતીએ ગુંગણાતા સ્વરે કહ્યું "ના, હવે વખત નથી. બાજી હાથમાંથી ગઇ છે."

અને તેઓ ભૂલેશ્વર તરફ અનાથાલયના મેનેજર પાસે જવા નીકળી પડયાં. ઉર્મીલાએ બાળકને તેડયો હતો.

ભૂલેશ્વર આવી પોહોચતાં તેઓ અચકાયાં, બન્નેની આંખોમાંથી આંસુ વેહેવા લાગ્યાં, અને તેમના હૃદયમાં ધબકારા થવા લાગ્યા, હૉસ્પીતાલના પગથીયા તરફ ઉર્મીલા પાર્વતીનો હાથ ઝાલી આવી પોહોંચી, તેટલામાં પાર્વતી ઓ! ભગવાન! કહી ઉર્મીલાના હાથમાંથી બાળકને ખેંચી ભાગવા લાગી.

ઉર્મીલાએ બાળકને પકડી રાખ્યો, અને કહ્યું "હા, તેણેજ, અંતરિક્ષમાં રહેલા પીતાએજ આપણને આંહી મોકલ્યાં છે. ઓ! મારા 'અમોલ!' તને અમે ફરીને નહીં દેખીએ. છોકરો પાર્વતીના હાથમાંથી ઉર્મીલા પાસે જવા, હાથ લાંબા કરી હસવા લાગ્યો. ઉર્મીલાએ છોકરાને તેડી લીધો. પાર્વતીના હાથ દીલગીરીની સાથે હેઠા

પડયા, તેણી આક્રંદ કરવા લાગી "હું પાપીણીની પાસે તે રેહેવા પણ ઇચ્છતો નથી. એમજ જોઇએ મને બદલો મળવોજ જોઇએ. હવે હું જાણું છું કે, મેં શું કર્યું છે.

ઉર્મીલા તેણીનાં આંસુ લુંછી નાખી હોંશીયાર થઇ, ચોમેર જોવા લાગી, પોતાનુ હ્રદય સ્થીર રાખી કેહેવા લાગી. "આપણે જવુંજ જોઇએ."

તેણી મનમાં વીચારવા લાગી. "પાપી લોકો પાપ છુપાવવા અને સ્વાર્થીઓ સ્વાર્થ સાધવા શું કરી રહ્યા છે?"

તેઓ ઓસ્પીટાલમાં દાખલ થયાં, લેખરામે તેમને જોયાં. તેણે એક નર્સને ઇસારો કરી તેમની સામે મોકલી, તેણે કહ્યું, "આ રૂમમાં જાઓ, જયાં ત્રણેક માતાઓ પોતાનાં છોકરાં લઇ બેઠી છે, તેમની પાસે જઇ બેસો."

પાર્વતી અને ઉર્મીલા છોકરાને લઈ ત્યાં જઇ, પેલાં બૈરાંઓ પાસે બેઠાં.

ઉર્મીલા મુંગી રહી શકી નહીં "હું મેસાણાની મેહતીજી છું. હું હવા ફેર કરવા આવી છું. મને જરા ઠીક નથી તેથી દાક્તર પાસે દવા લેવા આવી છું. આ છોકરૂં પાડોશણનું છે તે સાજું નથી તેથી પણ બતાવા આવી છું." ઉર્મીલાના સવાલના જવાબમાં ઇબછબ વાળી બાઇએ કહ્યું.

ઉર્મીલાએ બીજીને પૂછયું. તેણીયે જવાબ આપ્યો. "છોકરી રાંડ અભાગણી પેટ રહી અને તેનો બાપ મરી ગયો. બેન! સમર સખેરની જાત્રા કરવા નીકળી છું. રાંડ સાજી રહેતી નથી. તેણીને દેખાડવા દાક્તર કને આવી છું."

ભારે સ્વરૂપવાન માથે વાળ વીનાની, ધોકા જેવા હાથવાળી ધણી તરૂણ ત્રીજી તો બોલીજ નહીં. તેણીનો હાથ ઝાલી પેલી નર્સ તેણીને અંદર લઇ ગઇ, આવી રીતે ત્રણે બૈરીયો અંદર ગઇ તે પાછી આવીજ નહીં.

પેલી નર્સ પાર્વતીને બોલાવા આવી. ઉર્મીલાને અંદર આવવા ના કહી પણ કેમે કરી રહી નહીં, અને જોરથી અંદર ધુસી. બન્ને જણાં બાળકને લઇ એક ટેબલ પાસે ખુરશીયો નાખી બેઠેલા, બે વિશાળ કપાળવાળા, દયાળુ શાંતીમય અને ધાર્મીક જણાતા ચેહેરા વાળા ભદ્ર પુરૂષો પાસે આવી ઉભાં.

વાહ, બાઇ ! છોકરો અમને આપવા તમે ખુશી છો ? મહાશય લેખરામે અમને સર્વ હકીકત કહી છે, તમારા ચેહેરા ઉપરથી તમે તેમને આપેલી હકીકત સાચી હોવાની અમને ખાત્રી થાય છે, તમે શરમાઓ નહીં. આ આયાને તમારો છોકરો આપો, અને આ બારણેથી ચાલ્યાં જાઓ. ડૉક્ટરે તેજ વખતે તે બાળક તપાસી લીધો હતો. અનાથાલયના મેનેજરે કાગળોની પોટલીમાંથી વીઝીટ કાર્ડ જેવડું એક કાર્ડ તેણીને આપ્યું. તે કાર્ડમાં નીચે પ્રમાણે શબ્દો છાપેલા તથા લખેલા હતા.

## અનાથાલય.

ત્રીજી માર્ગશીર્ષ વિક્રમાર્ક ૧૯૬૦

બાલક નં. ૩૨૭ મળ્યું છે. તેના ગળામાં સોનાની ડોડી બાંધેલી છે.

સહી—**મહીપતી શર્મા.**

મેનેજર.

તે મેનેજરે બાલકને બાંધેલી ડોડી સાચવી રાખવા આયાને કહ્યું તેમજ તે કાર્ડ સાચવી રાખવા પાર્વતીને કહ્યું.

ઉર્મીલાએ તે કાર્ડ તેણીની કાંચળીમાં સંતાડયું. તેણીએ આસ્તેથી કહ્યું " જ્યારે ' અમોલની ' ખબર કાઢવા અનાથાલયમાં જઇશું ત્યારે તે ઉપયોગનું છે. "

પાર્વતી અચકાતા, ગળગળા અવાજે બોલી " ઓ ! મારા પુત્ર ! હું પાપીણી તને છોડી જાઉં છું. "

પોતાની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાથી જો કે, ઉર્મીલા પણ દેખી શકતી નહોતી, છતાં પાર્વતીને દોરીને બહાર નીકળી. ઉર્મીલા, પાર્વતીને મુશ્કેલીથી ટેકો આપતી આપતી દુ:ખી હૃદયે ચાલતી હતી, તેવામાં તેણીની ભારે અજાયબી વચ્ચે પેલા લૈયા લેખરામે તેણીનો હાથ ઝાલ્યો, લશ્કરના સીપાહી જેવા દેખાવના, આ લૈયાના ભારે વજ્ર જેવા હાથના પકડથી, ઉર્મીલા ગભરાઇ, તેના સામું જોઇ રહી. પણ તે વખતે તેનો ચેહેરો દયા અને લાગણીથી ભરપૂર હતો, તે કહેવા લાગ્યો " તમે બેઉ આવા રીતે દુ:ખી ન થાઓ. તમે ફીકર

ન કરો. તે છોકરાની હું સંભાળ લઇશ. તેનો નંબર શું છે ? ઉર્મીલાએ જવાબ આપ્યો " ત્રણ, બે, સાત." તે સુધારીને બોલ્યો. " ત્રણુસો સતાવીસ."

વાહ ! જુઓ, હું તે નંબર લખી લઉં છું. હું તમને વચન આપું છું તેનાપર વિશ્વાસ રાખો. હું તેના પર પુરેપૂરી દેખરેખ રાખીશ અમે આ સર્વ બાલકોને લઇને આવતા રવીવારે બેંગાલ—નાગપૂર મેલમાં જવા ઉપડી જઇશું. અનાથાલયમાં નામકરણુસંસ્કાર કર્યા પછી આ બાલકો પાંચ વરસનાં થશે ત્યાં સુધી આર્યસ્ત્રીઓ પાસે ઉછેરાવા જૂદા જૂદા આર્ય પુરૂષોને મોકલી દેવામાં આવશે. ત્યાર પછી અનાથાલયમાં પ્રાથમીક કેળવણી આપી પ્રકૃતી અનુસાર તેમને જૂદા જૂદા ધંધા સીખવવામાં આવશે.

ઉર્મીલાએ પૂછ્યું " મારા અમોલને ક્યાં મુકશો ? "

" હરદ્વાર તરફ. ગંગા નદીના કીનારા ઉપર ઘણાં આર્ય કુટુંબો વસેલાં છે. ત્યાંનાં આબોહવા બહુ સારાં છે. ત્યાં દુધ પૂષ્કળ અને સસ્તું મળે છે."

ઉર્મીલાએ કહ્યું " જો, એમ છે તો, હું પણ ત્યાં જઇશ અને મારા અમોલને મળીશ."

પાર્વતી લેખરામને ધન્યવાદ આપવા લાગી. ઉર્મીલા, તેણીએ કરેલા અપમાન માટે લેખરામની માફી માગવા લાગી. લેખરામ બન્નેને ઘટતા ઉત્તરો આપી, નમસ્તે કહી, દવાખાનામાં પેઠો.

ઉર્મીલા અને પાર્વતી ઘર તરફ ચાલતાં થયાં.

લેખરામને ઉર્મીલાના વિષે ઘણો સારો વિચાર આવ્યો તે કહેવા લાગ્યો " ખરેખર, તે છોકરી દયા અને પ્રેમની દેવી છે. તેણી સફેદ ગલ્લીમાં ક્યાંથી ?



# પ્રકરણ ૨ જું.

## નરસીંહભાઇ.

ઉર્મીલા અને પાર્વતી ગમગીનીમાં ચાલતાં ચાલતાં પાછાં સફેદ ગલીમાં આવી પહોંચ્યાં.

સારા નશીબે ભૂલાયલો રસ્તો ગોતી કાઢવાના પ્રયત્નમાં એટલાં બધાં તલ્લીન થવું પડયું હતું, કે, જે મુશીબત તેમના ઉપર આવી પડેલી હતી તે અનુભવવાનો તેમને વખત નહોતો. જ્યારે મકાન પાસે આવી દાદરા ચડવા મંડી, ત્યારે ચડતાં ચડતાં પાર્વતીને તેનો અનુભવ થવા લાગ્યો. અને ઘર ઉઘાડી અંદર પેઠી કે, થયેલા કારીઘાની અસર થઇ અને એકદમ " મારા હાથ ખાલી " " મારા હાથ ખાલી " ગણગણતી તેણી ચત્તાપાટ પલંગમાં પડી.

ઉર્મીલાના સદઆશયોવાળા માયાળુ આશ્વાસનના પ્રયત્નોથી બેદરકાર પાર્વતી ઓશીકામાં મોઢું સંતાડી આંચકી પેદા કરે તેવાં ડસકાં ભરવા લાગી.

ઉર્મીલા, જ્યારે જ્યારે તેણીનો પીતા તેણીની પાસે તેણીના બચાવેલા પૈસા લેવા આવતો, અને હાથમાં પૈસાનું પાકીટ લઇ આનાકાની કરતી પાછી પાછી ભાગતી અને જેવી કંગાળ દેખાતી તેનાથી વધુ દેખાવા લાગી.

જુજવારમાં પાર્વતી થોડી શાંત થઇ ઉર્મીલા સામેના સોફા ઉપર જઇ બેઠી બારીના ભાગેલા કાચને ચોડેલા ન્યુસપેપરના કકડા સોંસરો સુસવાટ કરતો પવન ફુંકતો હતો. બાળકના પગમાંથી નીકળી ગયેલું એક નાનું મોજું એક ખુણામાં પડેલું હતું.

રૂમના આછાપીળા વાતાવરણ મારફત સામેના દેવદારના કબાટ ઉપર પડેલું બાળકનું ઝભલું આછા આસમાની રંગનું લાગતું હતું. ઉર્મીલાએ દાંત કચડાવી, મુશીબતથી ઉઠી, ઝભલાને ગોટો વાળી, પાર્વતી ન જુએ તેમ એક બાજુ મુકી દીધું.

તેણીએ વ્હેમ અને તિરસ્કારથી કહ્યું " બહેતર છે તેણીને રોવા દેવી કેટલાંક લોકોને રોવું વ્હાલું હોય છે. જો, હું. એવા કઠણ હૈ-

યાની થઇ ન હોત, તો, આખી વાટ હું મારૂં નાક લુંછતી આવી હોત."

"બગડેલા દુધ માટે રોવું તે સારૂં નહીં; તેનો તો માવોજ બને-" તેણીએ ડુસકું ભર્યું, તેણીએ ઘર ઉઘડવાનો અવાજ સાંભળ્યો. કુતરી ઉર્મીલા પાસે આવી. તેણીએ તેના સામું જોઇ પુછ્યું "આજ ભલી છુટી મળી કેમ? જ્યારે હું સવારમાં ઉઠી, ત્યારે, મને ખબર નહીં મારે શું કરવું પડશે. મારી ભૂલ થઇ. જો હું પથારીમાંજ પડી રહી હોત, તો મારા અમોલને અનાથાલયમાં મુકવા કોઇ ન ગયું હતું."

કુતરીને જો કે છોકરામાં કાંઇ હીત નહોતું. તેને તો એમજ હતું કે ઉર્મીલા મારી સાથે ગેલ કરે અને કંઇ ખાવા આપે એટલે તેણીના સામું જોઇ ઉં ઉં કરતી પૂંછડી હલાવતી હતી.

ઉર્મીલા સમજી ગઇ, ઘણા પ્રેમથી કુતરીને પોતાના નાના હાથ વડે થાબડી અને પ્રેમથી છાતી સરસી ચાંપી.

તેણીએ કુતરીને કહ્યું "તને પોતાને આનંદી થતાં નથી આવડતું? તું એમ ધારતી હોઇશ કે હું તારો બાપ છું?"

"આજે આપણે અહીં ખાઇશું. ચાલ-હું દેવતા સળગાવું, દરમીયાનમાં પાર્વતીબાઇ સારાં થશે."

ઉર્મીલાએ ચૂલો વરખોલી રાખ એક બાજુ કરી, લાકડાના ઝીણા કકડા અને એક જુના કપડાનો ટુકડો ઘીવાળો કરી, દીવાસળીથી સળગાવી, બીજા મોટા ટુકડા તેના ઉપર ગોઠવ્યા, પોતાના મન સાથે તેણી કહેવા લાગી "રાંડ શેઠાણી, ઘીથી દેવતા સળગાવાજ દેતી નથી, જેથી કોઇ કોઇ વખત દીવાસળી મુકતાંની વાર મોટો ભડકો થાય છે; અને મારાં નેણ અને વાળ દાઝે છે, વળી આખું ઘર ગંધાઇ ઉઠે છે. હું એ રાંડ કનેથી કયારે છુટીશ? હું તો બાપાને કહીશ કે હવેથી તમને ઠીક પડે તેમ તમારો નીભાવ કરો, એક પાઇ પણ આપવાની નથી, તમારા જેવા દારૂડીયાને ઉત્તેજન આપવું અધર્મ છે. હું તમારા માટે કયાં સુધી ગુલામડી રહું?"

થોડી વારમાં દેવતા સળગ્યો અને પાર્વતીને હોશીયારીમાં લાવવા, ચા બનાવવા ચાદાની દેવતા ઉપર મુકી ગરમ પાણી થવાની રાહ જોતી, ખુરશીમાં બેઠી, ચાદાની ચૂલા ઉપર ગાવા, લાગી. બીજી બાજુ

પલંગપર સુતેલી આકૃતી ડુસકાં ખાતી ખાતી થાકી ગયેલી આસ્તે આસ્તે શાંત પડી, ડુસકાં ભરતાં બંધ પડી અને ઉંઘી ગઇ.

દયા અને પ્રેમની મુર્તી ઉર્મીલાએ સહૃદય કરૂણાથી પાર્વતી સામું જોયું, તેણીને શાલ ઓરાડી પાછી ખુરશી ઉપર આવી બેઠી. તેણીએ કુતરીને કહ્યું "ચીંતા નહિ આજ છુટીનો દીવસ છે. મારી જીંદગીમાં આવો દીવસ મેં કદી જોયો નથી. જો મારે આવા ઝાઝા દીવસો આવશે, તો, હું મરી જઇશ, અત્યારે એ વખત છે, જ્યારે બાળક ધાવણીમાંથી દુધ પીતો—અરે ! હું શું કહું છું !" તેણી ગળગળી થઇ કહેવા લાગી "એ અત્યારે શું કામનું છે? રોવાથી શું વળે તેમ છે?" તેણીએ બાળકનું મોજું લઇ છાતી સરસું દાબી કાપડીમાં નાખ્યું અને મનમાં કેહેવા લાગી "તે આશ્વાસન આપશે".

તેણીની આંખો વીંચાઇ અને ઝોકું આવ્યું. તુરતજ જાગી અને ટટ્ટાર થઇ બેઠી, તેણીને ફરી ઝોકુ આવ્યું અને ઘોર નિદ્રામાં પડી. કુતરી પણ સુઇ ગઇ, પાણી ઉકળવાના અવાજ સિવાય રૂમમાં સઘળું શાંત હતું. ખૂણા ઉપરના નાના ટેબલ પર ટેબલલેમ્પ બળતો હતો. ગરમ પાણીની વરાળના જોશથી ચાદાનીનું ઢાંકણું ઉછળી નીચે પડયું, અને પાણી ઉભરાઇ દેવતા ઉપર પડવાથી છમકારા થવા લાગ્યા. છતાં ઉર્મીલા, પાર્વતી કે કુતરી તેમાંથી કોઇ જાગ્યું નહીં, બહારથી કોઇએ બારણું ઠોકયું તો પણ કોઇ જાગ્યું નહીં.

બારણું ઠોકવાના ટકોરા જો કે ઘણા આસ્તે હતા છતાં તેની ઠોકરથી બારણું સ્વતઃ ઉઘડી ગયું અને પાછળની દીવાલ ઉપર યુરોપીયન પોષાક વાળી, હાથમાં હેટ પકડેલી મોટી છાંયા પડી.

એ જુવાન ગૃહસ્થે 'માફી મા—ગુંછ' એમ કહી શરૂઆત કરી, એક પગલું આગળ ધર્યું, અને ઉર્મીલા નજરે પડી, તે આસ્તેથી અંદર આવ્યો, બારણું બંધ કર્યું, તેની રાક્ષસી છાયા, રૂમ અંદરના ખૂણા ઉપર પડી, તેની રીતભાત ડરકણા અને નાપસંદ કરવા જેવી હતી. આવી ટેવનો માણસ પોતાનું માન ગુમાવી બેસે. રજા માગ્યા સિવાય ઘરની અંદર પેસવું તે આર્યન રીતી નથી.

તેની આંખો સુતેલી બાલીકા ઉપરથી, પલંગ તરફ અને ગરીબાઇથી ભરપૂર આખી રૂમના ચારે ખૂણા તરફ ઘરના સરસામાન તરફ ફરી.

'આવી ગરીબ હાલત? મારી પ્રીય પાર્વતી! તું બીમાર હશે?' રૂમની વચ્ચોવચ આવી પલંગમાં જોતાં કોઈ સુતેલું જોયું. તેણે અનુમાન કર્યું કે તે પાર્વતી હશે, 'પણ હું છોકરો જોતો નથી" તેણે દાંત ભીંસ્યા. "તેણીનો છોકરો? તેણી અત્રે રીબાતી પડી છે, જ્યારે તે બાળકનો બાપ કાંઇ સજા થયા વીનાનો છે. જો કદી અમે બન્ને મળીશું, તો. ભારે મોટી ઓળખાણ થશે."

વાંકો વળી પલંગ તરફ જોઇ અવાજ કર્યા વિના તે પાછો ફર્યો. "અજાયેબ!" તેણે નિરાશાથી કહ્યું. "છોકરો ત્યાં નથી. શું તેણીએ મારા કેહેવા પ્રમાણે કર્યું હશે? જો એમજ છે, તો, સઘળું સહેલું થશે." તે રૂમમાં માત્ર એકજ ખુરશી હતી તેમાં તે સંભાળ પુર્વક બેઠો. તે વાંકો વળી ખુરશીમાં બેઠો કેમકે ખુરશીને અઠીકણુ નહોતું. તેણે તેની કોણીઓને ઢીંચણપર ટેકવેલી હતી. તેની હડપચી તેના હાથમાં હતી. તેની આંખોમાં ગભરામણ જણાતી હતી. જરા ભયાનક દેખાતો તેનો ચેહેરો દુઃખી જણાતો હતો. તેની આંખોમાં કુંડલીઓ પડેલી જણાતી હતી; તેની આંખોમાં ક્ષણીક કરૂણા ભરપૂર હતી, તે ગણગણવા લાગ્યો "મારી ગરીબ બાળા તું આ હદ સુધી આવી પહોંચી?

જો તેં મારા ઉપર ભરોંસો રાખ્યો હોત, તો, મેં તે સત્રળાથી તારૂં રક્ષણ કર્યું હોત.

પલંગ પર સુતેલું જરા ગણગણી હલ્યું કે તે જુવાન માણસે અવાજ બંધ કરવા કાન આડા પોતાના હાથ દીધા.

તે ઉંચુ જોઇ બોલ્યો "તેમને જગાડવાં તે ઘાતકી થશે. તેઓ બન્ને થાકી ગયલાં દેખાય છે. હું જરા થોભીશ."

ચાદાની હજી અવાજ કરતી હતી. તે જુવાન માણસે ચાદાની નીચે ઉતારી, પડી ગયલું ઢાંકણું તેના ઉપર ઢાંક્યું. કમનશીબે તે ઢાંકણુના ખખડાટથી સામેની કુતરી જાગી, તેને જોઇ ઘુરકવા લાગી જેથી ઉર્મીલા હલી.

તે જુવાને કાળજીથી તેણીના સામું જોયું. "તેણી કોણ હશે?" ગરીબ બાળકી, સુંદર, પણ ભુખે મરતી, પાર્વતીએ કોઇ ભટકતી અનાથ ગોતી કાઢી લાગે છે."

ઉર્મીલાએ બગાસુ ખાધું, તેણીના મજેના દાંતો દેખાયા, તુરતજ પેલા નવતરની નજર સામી નજર થઇ. ઘડીભર લાંબા કરેલા હાથો

પહોળા રહ્યા પછી તેણીએ પોતાનું બગાસુ પુરૂં કર્યું, તેણીના હાથો ખોળામાં પડ્યા, અને વાંકી નજરે જોયું, તેણીએ ભાર દઇને કરડાકીમાં કહ્યું "ઘરધણી થાઓ. જો અમે ભુલથી અત્રે આવ્યાં હોઇયે, તો, તેવું કહો, મેહેરબાની કરીને ફરમાવો, અને અમે ચાલ્યાં જઇશું. હું ધારતી હતી કે આ અમારૂં—"

જુવાન માણુસે ઉતાવળમાં આસ્તેથી કહ્યું "તમે વ્યાજબી છો મને માફી આપો. મેં બારણાને ટકોરા માર્યા પણ તમે સાંભળ્યા નહીં, જેથી હું અંદર આવ્યો અને રાહ જોઇ બેઠો."

ઉર્મીલાએ એ જુવાન માણુસનું કહેવું મૂળ હેતુથી સાંભળ્યું ન સાંભળ્યું કરી કુતરીને કહ્યું "પરવાનગી માગ્યા સિવાય ઘરમાં આવવું અને એ જણાએ વાત પુરી કરી ન હોય તે પહેલાં વચમાં વાત કરવાની હીંદુઓની ખાસીયત જંગલી છે એવું કહેનાર એક યુરોપીયન દેવી-મારી માતાની બેહેનપણી સત્ય કહેતી હતી."

અજાયબ છે કે તમને સ્ત્રીઓનું પણ માન નથી.

ચાલ્યા જાઓ એમ કહી જાણે બારણું બંધ કરવા ઉઠતી હોય તેમ ઉભી થઇ.

પેલા વગરહકે ઘુસેલા માણસે, તેણીની હીલચાલ અગમચેતીને હોઠ ઉપર આંગળી મુકી, "પાર્વતીબાઇ તમારાં સ્નેહી છે?"

ઉર્મીલાએ ડોકુ ધુણાવ્યું. "હા," તેણીએ ટુંકાણમાં કહ્યું "તમને શું જોઇએ છીએ?" પેલા નવતર માણુસે પલંગ તરફ મોં ફેરવી કહ્યું "હું તેણીને જોવા આવ્યો છું, અને, કહેવા આવ્યો છું કે તેણીની આ મુશીબત માટે હું ઘણો દીલગીર છું."

"તેણીના ભાઇ છો? ઉર્મીલાએ પાધરૂં પુછ્યું, કારણુ જો તેમ હોય, તો, દીલગીર થવા કરતાં પણુ તમને વધુ થવું ઘટે છે."

"ના, હું તેણીનો ભાઇ નથી; હું તેણીના ભાઇ કરતાં પણ, વધુ થવાની આશા રાખુ છું. પણુ હું તેણી તરફ નીર્દય થયો છું અને."

ઉર્મીલામાં સત્ય પ્રકાશ્યું. તેણીએ કડવા તીરસ્કારથી પુછ્યું. "ત્યારે તમે તો 'ભલા માણુસ' છો? તમારાં હાડકાં ખોખરાં થવાં ઘટે છે."

"હું સમજી શકતો નથી."

'ભલો માણુસ' અમોલ બાળકને લીધે તેણીએ તેની તરફ પુઠ ફેરવી. ઉર્મીલાને ઉલટી થઇ. તેણીની આંખોમાં અંગારા ઝરવા લાગ્યા.

તેણીનું નાનું શરીર ગુસ્સાથી ધ્રુજવા લાગ્યું. ભલા માણસ! તારે બૂડી મરવું હતું, બળી મરવું હતું, તારી ચામડી ઉતારી નાખવી ઘટે છે, અગર એથી પણ વિશેષ કરવું ઘટે છે. તેજ તારી ભૂલ છે, ચાલ્યો જા."

તે જુવાન માણસ હાલ્યો નહીં. તેણે ઘટતું કહ્યું "ત્યારે તમે બધું જાણો છો. તમે તદન વ્યાજબી છો, મારા લીધે અતીશે કાંઇ ખરાબ નથી."

ના, હું બધું જાણતી નથી, પણ મારે જરૂરનું છે તેટલું હું જાણું છું. તેણીને કંટાળો આપવા ના આવો. તેણીને માથે આજે ઘણું થયું છે અને વળી વધારામાં તમે આવ્યા.

"હું દીલગીર છું, એવું કહેવાને હુ આવ્યો છું. તેણીએ જે દુઃખ ભોગવ્યું છે. તેનો વીચાર આવતાં મને દુઃખ થાય છે."

ઉર્મીલાએ સુચના કીધી "તે દુઃખ અનુભવતાં તેણીને ઘણુંજ દુઃખ થયું છે. તમે જાણો છો તેણીની પાસે તમે શું કરાવ્યું છે?"

"ન—ના":

"અમે હમણાંજ છોકરાને અનાથાલય માટે સોંપીને પાછાં આવ્યાં છીએ; જેથી તેણી મરણતુલ્ય થઇ ગઇ છે. ઉર્મીલાએ વધારીને કહ્યું કે, જો, મેં તે છોકરા માટે ઠીક વ્યવસ્થા કરવાની હીમત ન કરી હોત, તો, હું પણ દુઃખી થાત."

પણ જયારે કંઇ પણ કામ કરવાની મારી ઇચ્છા થાય છે, તો, હું તે કરૂંજ છું. તમે તેણીની પાછળ લાગતા બંધ રહો, તો, બેહેતર નથી? તમે તેણીના એવા દોસ્ત છો, કે, જે અંતેષ્ટી સંસ્કાર પછી આવે છે."

"ના" પેલા નવતરે કહ્યું. "ના, તેમ કરવું તે તો કોઇ પણ ચીજો કરતાં અતીશે હલકું છે. જો તેણી મારૂં સાંભળશે, તો, હું કદી તેણીને એકલી નહીં છોડું."

તે ઉભો થયો, પલંગ ઉપર વાંકો વળી, જેવી પાર્વતી બેચેનીથી પીઠ ફેરવતી હતી તેવી તેણે તેણીને પોતાના હાથમાં ઉંચકી. "મારી પાર્વતી! મારી વ્હાલી! મારી ગરીબ પાર્વતી" કહી તે ગળગળો થઇ ગયો.

પાર્વતી બે—બાકળી જાગી ઉઠી, હજી જરા ઉંઘમાં હતી, અને તેના ખભા સાથે વળગી પડી. "તું કેટલો બધો મજબુત છે, નરસી!

તુ કેટલો બધો મોટો અને મજબુત છે ? હું ઉંઘી ગઇ હોઇશ. મને મારા છોકરાનું ભયંકર સ્વપ્ન આવ્યું હતું—શા માટે, કયાં—

"હા. વ્હાલી, તું ઉંઘી ગઇ હતી." તેણે તેણીને મજબૂત પકડી રાખી. હું પણ ઉંઘી ગયો હતો. હવે હું ફરીને જાગ્યો છું, અને તને આ ભયાનક સ્વપ્નમાંથી લઇ, તું ચાહે છે તે દેશમાં, લઇ જવાને આવ્યો છું. બેઠી થા અને ચાલ મારી સાથે વ્હાલી."

પાર્વતીને આપદાની યાદદાસ્ત જેવી આવી, તેવીજ તેનાથી પાછી હઠી. તેણી બેઠી થઇ, આંખો ઉપરથી વાળ પાછા કર્યા. અને ઉર્મીલાએ નરસીભાઇને પોતાની બાજુના સોફા તરફ હાથ ઝાલી લઇ જઇ બેસાર્યો. તુરતજ પાર્વતી પણ ત્યાં આવી. તેણીના હોઠ ધ્રુજતા હતા, અને આંખો, રોવાથી રાતી થઇ હતી.

"હું ભુલી, હું ભુલી ગઇ", એમ કહી પાર્વતી વીલાપ કરવા લાગી. તેણે તેણીના ગળે હાથ મુકયો.

"પાર્વતી ! સાંભળ. સાંભળ." "નરસી ! તેને ઘણું મોડું થયું. ઘણું મોડું."

"સાંભળ" તેણે તેણીને પોતાના તરફ ખેંચી. "આપણે પ્રયાગમાં રહીશું. એટલે બધે દૂર તારા દેશના કોઇ બ્રાહ્મણો આવશે જશે નહીં. મારા દેશના મારા જાતીલા પણ કોઇ ત્યાં આવશે નહીં. કોઇ જાણુશે નહીં. ત્યાં ફક્ત હું, તું, અને મારી મા હોઇશું. મારી મા આપણી પાછળની હકીકત જાણતી નથી. હું તારી પાસે તને કેહેવાને આવ્યો છું, કે, તારે છોકરો રાખવો નહીં. હું ધારતો નહોતો કે આટલું જલદી એ કામ કરવાની તારી હીમત હોય જેનાથી દુઃખ ઉત્પન્ન થાય તે બાળક હવે ગયું છે; ગઇ ગૂજરી છાયા પણ આપણા વચમાં આવી શકે તેમ નથી; આજથી એ સંબંધી હું કાંઇ ઇસારો નહીં કરૂં, વિદ્યાર્થી અવસ્થામાં હું બોમ્બે આવી, તારા પીતાની વીશીમાં રહી, તને જેવો ચાહતો હતો તેવો હું તને ચાહીશ અને તારા ઉપર માયા રાખીશ. તને ચોપાટી યાદ છે? જેવી તું મારા સામી હશી હતી તેવી તું એક દીવસ મારા તરફ હસીશ, અને ગયા વખતની દીલગીરી ઓછી થતી જશે, ત્યારે તું ધારીશ કે તે કોઇ બીજું હતું, એ કોઇ બીજું હતું જેના ઉપર હું નીર્દય થયો હતો—એ કોઇ બીજું હતું જે આ ભયાનક સ્વપ્નમાં રેહેતું હતું. મારી મા આમાનું કાંઇ પણ જાણતી નથી. તેણી પણ તેણી અનુમાન કરશે, નરસી ! તેણી અનુમાન કરશે.

"તેણી તેવું અનુમાન નહીં કરે. તેણી મને સારો સદ્ગુણી સમજે છે. તેણી સુધારાની હીમાયતી છે. હું કહીશ કે તું કડવા કણબીની દીકરી છું, ભાવનગરમાં રહે છે અને અનાથ છે, અને જન્મ્યાં પેહેલાં રંડાયેલી છે બસ તેણી ખુશી થશે. જેવો હું સખ્ત છું તેવી તેણી ભલી છે, પણ પાર્વતી! હવે હું તને દગો નહીં દઉં. હું એ વખતે નોકરીએ લાગેલો નહોતો. વળી હુ કાચી ઉમરનો હતો. હું તને ક્યાં સંઘરત? ઠીક કર્યું તારાં માવાત્રો તને યાત્રા કરવા લઇ ગયાં.

આજથી આપણે પાછળનું ભુલી જઇશું.

"ભુલી જાઉં?"

"હા—ભૂલી જા. તું જાણુતી નથી હું અહીં એક માસ થયાં આવેલો છું. હું તારી ખોળ કરતો હતો. કાયદાનો બાધ ન આવે તેવું મેં કર્યું છે. બ્રહ્મો રીતી પ્રમાણે કોઇ બ્રાહ્મણ લગ્ન નહીં કરાવે કેમકે હું બ્રહ્મો નથી. અર્યસમાજ લગ્ન કરી આપે, પણ તે લોકોને ખરી હકીકત ન કહીયે અને તેઓ પુરી તપાસ ન કરે ત્યાં સુધી લગ્ન કરાવવામાં હાથ ન ઘાલે. એમ કરવા જતાં ઉલટો આપણો ભેદ ખુલે કારણકે આપણે, તો, આબરૂદાર રેહેવું છે, હીંદુ રેહેવું છે અને સુધારક થવું છે. માટે પ્રયાગ ગયા પછી કોઇ લાડુભટને બોલાવી મારી મા સમક્ષ પરણી લઇશું એટલે બસ. આપણે આવતી કાલે આગ્રા મેઇલમાં ઉપડીશું," એમ કહી થોડી કરન્સી નોટો આપી, જોઇતાં લુગડાં, ખરીદવાનું કહ્યુ.

પાર્વતી! વ્હાલી પાર્વતી! ત્યાં કોઇ આપણને ઓળખનાર નથી. કોઇ રીતે સંકોચાવાનું કારણ આપણને ત્યાં નહીં મળે વળી જીંદગી સુધી ત્યાં રેહેવાનો મારો વીચાર છે. હું, પ્રયાગ પાસે રૂપીપૂર નામની ૧૦ માઇલ ઓરસ ચોરસ જમીનનો મેનેજર છું. એ જમીન લાહોરના આરડા ક્ષત્રી લાલા અરજુનદાસની છે. એ જમીનમાં અનાજ અને ફળ વાવવામાં આવે છે અને ગાયો પાળવામાં આવે છે. જે કામ હું વિલાયતથી છેલ્લામાં છેલ્લી ઢબનું શીખી આવ્યો છું. ઘણો સંતોષ ઉપજવાથી એ લાલાજી ઉપજનો બે આની ભાગ મારા પગાર બદલ મને આપે છે જેથી હું ત્યાં ઘણો સુખી છું. આપણે શામાટે પાછું આવવું જોઇએ? તારા ગાલ ઉપરથી ઉડી

ગયેલી લાલાશ પાછી આવશે. પ્રીય પાર્વતી ! નીકળ, આ ભયાનક રૂમમાંથી નીકળ હું તને જોઇ શકતો નથી.

" તું ધારે છે કે, હું મારા બાળકને ભુલી જઇશ ? " પાછી પાર્વતી રડી પડી.

" છાની રહે, વ્હાલી ! છાની રહે. તું જાણતી નથી કે છોકરા સાથે પ્રયાગ આવવું કેટલું બધું અશક્ય છે ? લોકો જાણે, હસે અને કહે કે મેનેજર સાહેબ છોકરા સોતી વહુ લાવ્યા છે. વળી ત્યાં એક બ્રાહ્મણ રહે છે તે લાલાજીનો બહુ માનીતો છે. જમીનનો ચૌદ આની પાક તેને આપી દેવામાં આવે છે, તેમાંથી તેનું અને તેના શીષ્યોનું પોષણ થાય છે. સૌ માલીકી તેનીજ છે. લાલાજી તો માત્ર નામનાજ છે તે જાણે તો મારૂં ત્યાં રહેવું મુશ્કેલ થઇ પડે. લાલાજી કટ્ટર આર્યસમાજીસ્ટ છે. તેણે ગુરૂકુળ સ્થાપવાના ઇરાદાથી આ જમીન લીધી છે. તેથી આ શરૂઆત કરી છે. તે બ્રાહ્મણની પત્ની પણ વિદ્વાન છે. તેણી છોડીઓને ભણાવે છે. જમીનની પેદાશમાંથી નીભાવ થઇ શકે તેટલાં વિદ્યાર્થી રાખવામાં આવે છે. તે બ્રાહ્મણ અને બ્રાહ્મણીને રૂષી અને રૂષીપત્ની કહેવામાં આવે છે. "

તેણી ડુસકાં ભરવા લાગી " છોકરાને અનાથાલયમાંથી પાછો લઇ કોઇ દેશાવર ચાલ્યાં જાઇએ, તો ? કેટલાક લોકો આફ્રિકામાં ચાલ્યા જાય છે, ત્યાં તારા ધંધાની નોકરી કોઇ યુરોપીયન જમીનદારમાં સારી મળશે, " ત્યાના યુરોપીયનો આપણા દેશના લોકોને ચાહતા નથી. ? એમ ન હોય. આપણા ઘણા લોકો ત્યાં છે. ખરેખર નરસી ? ખરેખર, હું તારી ભલી સ્ત્રી બનીશ. હું–તેણે ડોકું ધુણાવ્યું હું તેને નજરે પણ જોવું નહીં હું તો તેને મારી નાખું. વળી તું મારી માને ઓળખતી નથી. તેણી મારા વીના એકલી રહે નહીં હિંદુસ્તાનમાં એવો કોઇ માણસ નથી કે, જે ઇંગ્લાંડમાંથી શીખી આવેલો, ખેડુત કે પશુપાલક, કોઇ બીજો રાખે વળી મારી માને તે કામઃઉપર પ્રેમ છે. કારણ અમારા લેઉઆ કણબીનો બાપદાદાનો એ મૂખ્ય ધંધો છે, જેનું તેણી મોટું અભીમાન ધરાવે છે. વળી તેણીને કુળનું અભીમાન છે. માટે આપણી આવી વાત અથ–થી ઇતી સુધી જો તેણી જાણે તો આપઘાત કરી મરી જાય. અને તેથી–" તેણે આનાકાની કરી. " અને તેથી તે કારણથી આપણે જૂદું પડવું પડે,

વ્હાલી, છોકરો જ્યાં છે ત્યાં ઠીકજ છે. "કોઇ રસ્તો નથી ?" ના બીજો કોઇ રસ્તો નથી. જરા તું વીચાર કર, હું તારા માટે ઘણું કરૂં છું. હું તારા માટે ઘણું જોખમ માથે વોરી લઉં છું. બીજો કોઇ રસ્તો નથી.

"ના" તેણીએ ફરી ડુસકું ભરી કહ્યું. ના બીજો કોઇ રસ્તો નથી. આપણી ઉંચ કહેવાતી કોમો આવાં કેટલાં પાપોની ભોગી રોજ થતી હશે ? ખરેખર રસ્તો નથી, કારણ કે હું સફેદ ગલીમાંથી નીકળવા માગું છું, દુનિયાના તિરસ્કારથી છુટવા માગુ છું, મારૂં બાળક અનાથાલયમાં છે અને મારે હવે તેને ફરી જોવાનું નથી.

તેણે દઢતાથીં કહ્યુ "તું તેને કદી જોવાની નથી. હું પોતે, તારા માટે. ગમે તેટલું ગેરઆબરૂવાળું હોય, પણ, તારી ઇચ્છા પ્રમાણે કરૂં. હું દેશાવર જાઉં અને છોકરાને આપણી સાથે લઉં; પણ મારે મા છે. તેણીએ મને ઉછેર્યો છે. મારા માટે દુઃખ વેઠીને પેટે પાટા બાંધીને તેણીએ મને ભણાવ્યો છે, કારણ મને નાનો મુકી મારા પિતા ગુજરી ગયા હતા. તું વિચાર કર, હું તેણીની મરજી વીરૂદ્ધ કેમ ચાલું ? તેણી, હમેશને માટે તેમ કરવાથી મારાથી જુદી પડે, મારા સામુ ન જુએ, હું કોને તજું ?

'નરસી ? ત્યારે, તું મને તજ અને મારા રસ્તે જવા દે" તેણીએ ઉંડેથી નિસાસો નાખ્યો. મારી કીમત, ચાલતી નથી મેં તને પેહલ વેહલી ફસાવી છે નહિ, તો, તેં તારૂ વૈધવ્ય બરાબર પાળ્યું હત. બસ તે પાપનું ત્યારે પ્રાયશ્ચિત કરવુંજ જોઇયે. હું સફેદ ગલ્લીમાં રહેવા નહીં દઉં, પેશો કરવા નહીં દઉં, મારે હવે તને બચાવવીજ જોઇએ. ઇશ્વરનો મને ડર છે. મારી મા તોપણ હું તને નહીં છોડું પાર્વતી !

" તેણીને હું તો કદી કહેવાનીજ નહીં "

ત્યારે હું તો શાનો કેહેવાનોજ ? અહીં એવું કોઇ છે કે, જે, તારા કને આવવાની કોઇ દરકાર કરે ?

" મીસીસ વીહારી ઘોષ છે. તેનું નામ સુશીલા છે. અને ઉર્મીલા સામું જોઇ કહ્યું, ઉર્મીલા છે. તું કયાં જાય છે, ઉર્મીલા !"

ઉર્મીલાએ અભિમાનથી પીઠ ફેરવી" મારી આંહી જરૂર નથી. હુ જાઉંછું તેણીએ ટુંકાણમાં કહ્યું. 'અમોલ' ગયો. તમે જાઓ છો બાપા ગમે ત્યારે આવે, અને જબરજસ્તથી પૈસા લઇ જાય, અને શેઠાણીની ગુલામગીરી કરાવે.

ઉર્મીલા ! ઉર્મીલા ? પાર્વતી એ નાની બાળકી તરફ દોડી અને તેણીને પાછી ખેંચી લાવી. પછી તેણી નરસીંહભાઇના તરફ ઉદ્ધતાઇથી વળી," તું તારી માને તજી શકે નહીં. હું ઉર્મીલાને તજી શકું નહીં. જો ઉર્મીલાએ મારા દુ:ખના દીવસોમાં મારૂં કામકાજ ન કર્યું હોત, મને મદદ ન કરી હોત, તો, હું દરીયામાં પડી હત."

નરસીંહભાઇએ આનાકાની કરી" પણ, તેણી સાથે હોવાથી આપણુને પાછળનું યાદ આવશે." તે ગભરાવવા લાગ્યો," છોકરો ગયો છે. હવે કાંઇ યાદ આવે તેવું આપણી સાથે નહીં રહેવું જોઇએ, થોડા વખતમાં આના માટે દીલગીર થઇશ. મને ખાત્રી છે. બેહેતર છે, કે તેણીને કાંઇ આપ, અને જાતી હોય ત્યાં જવાદે."

ઉર્મીલા પાર્વતીનો હાથ છોડાવી આઘી ઉભી," આવા ભલા માણુસ સાથે રેહેવું મને ભારે થઇ પડે. બારણા તરફ જવાનો પ્રયત્ન કરતાં બોલી, આવી તક જાવા ન દેવો. તેણીએ વીચારીને કહ્યું છે. "હું તેને માટે લાયક નથી. જોકે મારી કુતરીનાં હાડકાં ચામડાં દેખાય છે, તોપણુ એ ભલા માણુસ માટે હું તેને છોડી શકું તેમ નથી."

"નરસીંહ" પાર્વતીએ નરસીંહભાઇને ખભે એક હાથ મુકયો, "જો, હું ઉર્મીલાને તજી દઉં, જો હું તેણીને આ શહેરમાં—વળી સફેદગલ્લીમાં એકલી છોડું, તો ઇશ્વર કે જેણે મને છેલ્લી તક આપેલી છે, તે, મને હમેશાંના માટે તજી દે. ઉર્મીલાની કોઇ સંભાળ લે તેવું નથી." ક્ષણવાર પાર્વતીએ ખરેખર મનાવ્યું કે ઉર્મીલા હમેશાં તેણી સાથે રહે.

ઉર્મીલાએ ફરીથી ચાલ્યાં જવાને તરફડીયાં માર્યાં હું તમને કહું છું કે હું મારી પોતાની સંભાળ લઇ શકું તેમ છું. મારી સંભાળ લેવાને મારે કોઇ ભલો માણસ જોઇતો નથી. હું તેના કરતાં ખરાબ માણુસ પાસે રહીશ, જે ઓછો, અકુદરતી દેખાશે."

"નરસીંહ ! તેણીએ મને બચાવી હતી, અને તેણી છોકરાને ચાહે છે, હું તેણીને અત્રે મોટી થવા છોડી શકીશ નહી. તારે, અમને અને કુતરીને, કાંતો છોડી જવાં અગર લઇ જવાં; અમો ત્રણે સાથે જોડાયેલાં છીએ."

નરસીંહભાઇએ શંકા કરી, કહ્યું "કુતરી જરા પણુ બોલી શકે નહિ. પાર્વતી ! જ્યારે તું વીચાર કરી જોઇશ ત્યારે એના માટે દીલગીર થઇશનહિ." 'અમે બોલી શકીએ છીએ, પણુ બોલીશું નહીં ઉર્મીલાએ કહ્યું પુરૂષો કદી બોલતા બંધ નથી રહી શકતા; સ્રીયો કોઇ વખત ના રહી શકે, અને રહી પણુ શકે.

નરસીંહભાઈ જોકે સાંકડા મનનો છતાં તેનામાં જે પ્રકાશ હતો, તેના પ્રમાણમાં, તે ભલો હતો. ઉર્મીલા ઘરબાર વીનાની હોઇ, તે સંકોચાયો અને કબુલ થયો. " જો, ઉર્મીલા ગઇગુજરીનો ઇસારો ન કરે તો, પાર્વતી તેણીને સાથે લઇ શકે. કુતરીને પણ મુંબઇ અને સફેદ ગલ્લીને મેલ ધોઇ નાખવો, અને જીંદગી નવેશરથી શરૂ કરવી." પછી નરસીંહભાઇ આવતી કાલની સવારની ટ્રેઇનને માટે તૈયારી કરવા ચાલ્યે ગયો. અને ઉર્મીલા અને પાર્વતી બન્ને એક બીજાના હાથમાં સુઇ ગયાં.

* * * *

અનાથાલયમાંની એક રૂમમાં ત્રણ છોકરાં તેમના નાના નાના પલંગમાં સુતાં હતાં અનાથાલયના યુનીફોર્મવાળી સફેદ સાડી ઓઢેલી આયા સંભાળપૂર્વક તેમની પર નજર રાખતી હતી. મેનેજરે બારણું ઠોકી તેણીને એક કાગળની ચીઠી આપી. તેણે કહ્યું.

" પેલો સુંદર દેખાતો ભવ્ય કપાળ વાળો ગૌતમ છે—તે મહાશય ગુરૂદીતસીંગને ત્યાં પ્રયાગ મોકલી દેવાનો છે; કાળો અને દુબળો હરદાસ છે—તે લાલા હરીકશનદાસને અમૃતસર મોકલી દેવાનો છે; બીજો રાતા વાળવાળો ભીમસેન છે—તેને લાહોર હરદયાળને મોકલવાનો છે. મોકલવાની જલદી તૈયારી કર."

" બહુ સારૂં મહાશય." આયા ક્ષણવાર જોઇ રહી." ગૌતમ " આ છોકરો નાજુકાઇથી ઉછરાયેલો હોય તેવાં ચિન્હ જણાય છે. તેણીએ તેના કુમળા ચરબીદાર નાના હાથો પકડી બતાવ્યા. મેનેજરે કડવાશથી ભાર દઇને કહ્યું " તે કોઇ ગૃહસ્થનો છોકરો છે. ગમે તેમ હો આપણને એ સાથે કાંઇ સબંધ નથી. ધર્મનું સંરક્ષણ થાય તેજ આપણે જોવાનું છે. આપણા હાથમાં ન આવ્યો હોત, તો, કદાચ તે મુંબઇની ગટરમાં સડતો હોત."

જ્યારે મેનેજર ગયો ત્યારે, આયાએ ઉંઘતા બાળકને હાથમાં લીધો. તેણી આનંદથી કહેવા લાગી " આવો નાનો બાળક છતાં ભવ્ય ચેહેરો છે. જો, તે જીવતો રહેશે, તો, ભવીષ્યમાં દુનીયાને ઉપયોગી થશે અને નામ કાઢશે."

" ગૌતમ " જાગ્યો અને તેણીની આંગળીયો સાથ બાઝી પોતાના મોં તરફ ખેંચી, પાછો સુઇ ગયો, અને આયાએ પાછો પલંગમાં સુવાડ્યો. આયાએ દેશના અગ્ર પુરૂષોને શ્રાપ આપ્યો " આવો, ઓ ! નર્કના અધીકારીઓ તમારી વીધવા પુત્રીઓના કામા જુઓ, અને કાંઇક વ્યવસ્થા કરો."

# પ્રકરણ ૩ જું.

## વીદાયગીરી.

"અરે, રે ! ઉઘાડી શકતી નથી ? ઉઘાડ બારણું ઉઘાડ. હું કોઇને માટે પથારીમાંથી ઉઠવાની નથી" પથારીમાંની રજાઇ નીચેથી, ગુંગણુતો સ્ત્રીનો અવાજ નીકળ્યો. "ઓય હે માતાજી હે ચામુંડા મારૂં માથું દુ:ખે છે. કોણુ છે ?"

"હું ઉર્મીલા છું. મારે અંદર આવવું છે."

અવાજ થયો, "ત્યારે તો તું પાછી જા. તારા અંદર આવવાથી શું ફાયદો, જ્યારે મારૂં ગળું શરદીથી બળી જાય છે અને માથામાં ભડકા નાખે છે ? ઓ ? ઉર્મીલા ! હું ઇચ્છુ છું મારો જન્મ ન થયો હોત; મારી જીભ મારા મોઢા કરતાં મોટી છે, અને વાઘની જીભ જેવી દેખાય છે. આ વખતે ખરેખર હું મરી જવાની છું. અભક્ષ્યાભક્ષ ન કર્યો હોત અને રાંડ મદમડીયોનો સંગ ન કર્યો હોત તો આ બ્રાન્ડી પીવાની ટેવ ન પડી હોત."

"આ બાઇ પરસોત્તમની સ્ત્રી હતી. પુરૂષોત્તમ ફર્સ્ટ કલાસ એન્જીનીયર હતો. તે પોતાની આટાની મીલ ચલાવતો હતો. તે પોતાના ઉદ્યોગથી ત્રણેક માળાનો માલીક થયો હતો. તેને યુરોપીયનોની સાથે ખાવા પીવાનો વ્હેવાર બહુ હતો. તે અને તેની ધણીયાણી યુરોપીયન લેડીઓ અને જેન્ટલમેનો સાથે ખાણાં ખાતાં હતાં. તેઓ બન્ને દીવનાં રેહેવાશી હતાં. તેઓ બન્ને વામમાર્ગી માબાપનાં સંતાન હતાં."

ઉર્મી ને પુછ્યું "વળી શું છે." તેણી આવા બરાડાથી પરીચીત હતી મેટલે કાંઇ ભય જેવું જણાયું નહીં. "ગઇ રાત્રે આખી બોટલ ાં કરી હતી કે, શું ?"

• એવુંજ હતું ઉર્મીલા. રજાઇ નીચેથી અવાજ નીકળ્યો. નીશો ઉતરી ગયાની પછીની દુ:ખદાયક સ્થીતી થાય છે તેની અસરમાં હું છું. જો મેં સવાર ન ભાળી હોત, અગર નીશો નજ ઉતર્યો

હોત તો, કેવું સુખ રૂપ હતું. અરે ઉર્મીલા, એટલાથી મને સુખ મળે છે કે, મારા દ્રષ્ટાંતથી તને ચેતવાનું મળશે. તેટલા માટે તું મારી થોડી દેણદાર છે."

ઉર્મીલાએ ગભરાઇને પુછ્યું, "શું?" પથારીમાંથી વળી રજાઈ ઉંચી થઇ અને ગણગણતો અવાજ નીકળ્યો અને પાછી રજાઇ હતી તેમને તેમ થઇ, "કેમ છે, શું છે બાઇ?"

"શું, અજવાળુ થયું છે? બધું પીળું પીળું દેખાય છે. દીવસે મારાથી અજવાળું ખમી શકાતું નથી. મને જરા ચા બનાવી આપ, મારી દીકરી કરૂં! અને માંહી જરા બ્રાન્ડીનાં બે ટીપાં નાંખજે–તને ખબર છે કે, કોઇ દીવસ મારા સઘળા પૈસાનો વારસો હું તનેજ આપવાની છું?"

ઉર્મીલાએ માથામાં વાગે તેવી રીતે કહ્યું. "હું જાણતી નથી બળી તમારી બ્રાન્ડી, અને મુઆં તમે, તમને દાન કરવાનું મન થયું હોય તો, આપોને આર્ય–સમાજને; મારી મા મુઇ ત્યારે, તેણીની ખાનગી મૂડી તેણીએ સમાજને આપી દીધી હતી. સમાજ તમારા જેવાં લાખોને નર્કે જતાં અટકાવશે. મારે તમારા પૈસા નથી જોઇતા એવું તો તમે બધી છોકરીઓને કહો છો અને લોભાવીને રાખો છો. અને પાંખડી ખસે ત્યારે ગોણા ભારવાનું કહો છો."

"વારૂ, વ્હાલી ઉર્મીલા! મારી સાથે ધડાકુટો ન કરીશ, હું પરાકાષ્ટામાં છું. જો, તારૂં માથું મારા જેવું હોય અને તું મારા જેવી દુઃખી હોય તો તું પણ જેમ આવે તેમ બકે, મને ચાનો એક કપ આપ, અને હું તને થોડા પૈસા આપીશ. જો વ્હાલી! તારાથી બને તેટલુ ઓછું બોલ, મારા માથામાં વાગે છે. ઉર્મીલા! હમેશના કરતાં આજે સવારે મારી હાલત સારી નથી. હું જાણું છું હું ઝાઝું જીવવાની નથી. તને થોડો ઘણો ટાઇમ નથી? કાંઇક કલ્યાણ થાય તેવું વાંચ, વાંચ. બોલ પેલું "પરિયાણાને પોચ્યાં રે, તેડાં તત્પર થઇ રે. હવે અમે જઇશું, અમારે દેશ.''

ઉર્મીલા, હું મરી જાઉં છું. જા ચા લાવ, કેમ જાતી નથી? યુ દેમ! "લ્યો, આ લાવી ચા બાઇ. હું જાણું છું, તમને ચા નહીં મળે ત્યાં સુધી તમારી તબીયત સુધરશે નહીં." ઉર્મીલાએ પેલી બાઇનો હાથ ઝાલી પથારીમાં બેઠી કરી ચાનો કપ આપ્યો.

ઉર્મીલા ! તે મને આપવાથી શું ફાયદો ? તું જાણે છે કે, મારા હાથ આજ કાલ ધ્રુજે છે. તું ઢોળી નાખવા માગે છે ?

"મારી ભૂલ." ઉર્મીલાએ હાથમાં કપ લઇ તે બાઇના હોઠ પર ધર્યો અને બોલી "આજે આમ કેમ થાય છે બાઇ, મને કહો તો ખરાં ?" તેણીએ ચા જરા ચાટયો. તુચ્છકારદર્શક શોકથી પોતાનું મોઢું પાછું ફેરવ્યું. "તેં ટીપાં પાડયાં નથી." ઉર્મીલા બડબડી "ના. હું ભૂલી ગઈ. એક ઘડી સુધ જાઓ. હું જોઉં છું, હોય તો નાંખું બોટલ કયાં છે ?"

પેલી બાઇએ કહ્યું "હું બેસું છું તે ગાદી તકીયા પાસે તે હમેશાં પડી રહે છે." 'તમે રાત્રે ત્યાં બેઠાં હતાં. ત્યાંથી તમને ઉઠાડી ખાટલામાં સુવાડવાની મને એટલી બધી તકલીફ પડી હતી કે, બસ. મને ખબર છે. તે ત્યાં નથી. તેતો કયાંઇ બીજે પડી હશે." ઉર્મીલાએ કહ્યું.

ખૂબ ફાંફાં મારી ઉર્મીલાએ પલંગ નીચેથી બોટલ ગોતી કાઢી. તે સ્ત્રીએ બોટલ સામું જોઇ નાક ઉંચું ચડાવી કહ્યું "તે તો ખાલી છે. પણ જો, જરા એક બે ટીપાં પડે તો."

"ઉર્મીલા ! જરા શાલ ઓઢાડ, મને ટાઢ વાય છે, અને જલદી કર, ચા, લાવ. ઉર્મીલા, તારે મારો આભાર માનવો જોઇયે, કે તારે ચેતવણી લેવા સારૂ એક ભારે દ્રષ્ટાંત હું તારી સામે છું."

તત્વજ્ઞાની ઉર્મીલાએ જવાબ આપ્યો "અરે, તમે ફીકર ના કરો; મને મારી માનું અને મારા ધર્મનું અભીમાન છે. હું કટ્ટર આર્ય માતાની પૂત્રી છું. શું કરૂં મારા બાપે મકાનનું ભાડું વાળવા સારૂ મને તમારી ગુલામડી બનાવી છે. નહીં તો કદાચ મારૂં પેટ ન ભરાત, તો હું ફોડી નાખત પણ તમારી નોકરી ન કરત."

પેલી બાઇ બોલી "બસ, થયું હવે, બોટલ ખાલી હોય તો તું કાંઇ કર, કે હું માની લઉં મારા ચામાં કાંઇક છે."

ઉર્મીલાને વીચાર સુજી આવ્યો. તેણીએ ચાનો કપ પાછો બોટલમાં રેડી ફરીને કપ ભરી. તેણીના હોઠે ધર્યો; જે તે બાઇ ગાલમાં હસતી હસતી પી ગઇ.

ઉર્મીલા ! હું જ્યારે સાજી ન હોઉં, ત્યારે તું અજાયબ જેવી છોકરી છે. ઉર્મીલા તેણીને શાલ ઓઢાડી ઘર સાફસુફ કરવા લાગી.

તેણીએ પુછ્યું "આજે કયો દિવસ છે, ઉર્મીલા ?"

"આજે શનીવાર, ગઈ કાલ શુક્રવાર હતો, અને આવતી કાલે રવીવાર થશે. હું આટલું કામ કરી રહું ત્યાં સુધી તમે જરા ફરીને સુઇ જાઓ. પછી હું તમને એક વાત કેહવાની છું."

તે બાઇ બડબડી "ઘરમાં રખડસખડ પડયું. હોય છતાં તું મારી સાથે વાત કરી શકે નહીં. તુ બહુ અવીચારી છે. તુ મારા જેવી બાઇ સાહેબ કદી થવાની નથી."

ઉર્મીલાએ જાહેર કર્યું "ના, હું નથી ધારતી કે, કદી તમારા જેવી હુ બાઇસાહેબ થઇશ. તેણીએ ઘર સાફસુફ કરી ચૂલા ઉપર રાંધવું શરૂ કર્યું, અને શેઠાણી ન જાણે તેમ બારીને થેડી ઉઘાડી મુકી. હુ એવું કરવા માગું છું કે જેનો તમને ખરેખર અનુભવ નથી અને પાછી તમે જાણશો."

"શું ?" તે બાઇ ઉર્મીલાના બોલવાથી જેમ તેણીનામાં વીજળી દાખલ થઈ હોય તેમ શુદ્ધીમાં આવી, અને પલંગમાં બેઠી થઇ. "દુષ્ટ નીમકહરામ છોડી ! જ્યારે આપણે એક બીજાને ચાહતા શીખ્યાં છીએ, ત્યારે મને છોડી જવાનો વીચાર તો તુ નથી કરતી કેની ? વીચાર કર, તારા માટે હું કેવું દ્રષ્ટાંત થઇ છું ?"

"ઘણું ખરૂં તો હું એટલાજ માટે જાઉં છું. અને હુ બીલકુલ જાણુતી નથી કે પ્રેમ કયાંથી આવે છે, ઉર્મીલાએ ફિક્રાશથી કહ્યું. કોઈ વખત તમે ખરાબ થયેલાં હશો, કોઇ વખત તમે તેમ નહીં થઈ શકયા હોઓ."

"તું સારી પેઠે જાણે છે, કે જ્યારે જ્યારે તું મારી બોટલ છુપાવી દેતી, મારાં બુટ, સ્ટોકીંગ, ફ્રોક ખોઇ નાંખતી અને મને ઠંડી લાગતી ત્યારે હું શોધતી અને મને નહીં મળતાં ત્યાં સુધી."

ઉર્મીલાએ, તે ખરૂં હોવાથી પટાવવાને કહ્યુ "વારૂ, થયું તે થયું, ગઇ વાત ભૂલી જાઓ. મને તેની ખબર નહોતી. હું તો તમારી મુલાકાત લેવા આવેલી પરોણી છું, કોઇ વખત પાછી આવીશ અને તમને મળીશ."

"પરોણી ?"

"હા, પરોણી. રાત્રે એટલા બધા કામમાં તમે ભૂલી ગયાં

હશો. મારા બાપ પાસે હવે તમે કાંઇ માગતાં નથી; અને હું તમારી પાસે રેહેવા માગતી નથી. આપણે મારા પગારનો હીસાબ રાત્રે કરી લીધો છે, અને તમે પેલી બુઢ્ઢી લુચ્ચી રતન સાથે તમારા કામકાજ કરવાનો બંદોબસ્ત કર્યો છે.

"ઉર્મીલા ! તેં તારૂં ધાર્યું કર્યું." તે બાઇનો ગુસ્સો દીલગીરીમાં ફેરવાઇ ગયો. "કેટલાક વર્ષો થયાં રાત્રે બને તે, સવારમાં હમેશાં ભૂલી જવાનો મેં એક સીદ્ધાંત કર્યો છે, તે બહુ સુતરૂં છે." તેણીએ તેણીના હાથો દુ:ખતા માથા ઉપર મુકયા. "વોય, ઓ પ્રભુ ! તારી ઓઢણી તું એક બાજુ મુક અને બેસ, કહે શામાટે તું જાય છે. તારી ગુલાબી ઓઢણી મને કંટાળો આપે છે,"

"મારી ઓઢણી ગુલાબી નથી."

તે બાઇએ ચીડાઇને કહ્યું "ત્યારે, મારી બેનજર થતી લાગે છે. ઉર્મીલા ! શા માટે તું રોકાતી નથી ? જો, તુ રોકાય તો, કામ કરવાને હું બીજી છોકરી રાખીશ અને તને નીશાળે ભણવા મોકલીશ. સવાર અને સાંજના વખતમાં તું ઘણું કામ કરી શકીશ."

ઉર્મીલાએ ટુંકાણમાં જવાબ આપ્યો. "ન થઇ શકે." 'હું પ્રમાણીક નથી. પૂછો ભલી રતનને'—"તેણી હમેશાં મને ધીક્કારતી હતી. કેમકે હું તમને લુટાવા નહીં દેતી હતી. મને ઘરમાં રાખવું જોખમ ભરેલું છે, કેમ કે ગઇ કાલેજ તમારી એક રોટલી ચોરીને કુતરીને નાંખી હતી."

"કાંઇ ચીંતા નહીં, વ્હાલી ઉર્મીલા, મને કાંઇ શક નથી, મેં ધાર્યું રોટલી ઢાંકેલી હતી, તે કાંય ગઈ. પણ તે, ખરેખર ચોરી કહેવાય નહીં. તે ગમે તેમ હો હું માફ કરૂં છું. જા તું ખાઇપીને 'ફરતી ફર'—

"જરાએ નહીં. તમો ભૂલો છો." ઉર્મીલાએ કહ્યું. "ના, હું તમને મળવા આવી છું. હું ખાઇપીને ફરતી ફરવા આવી નથી. તમે શાંત થાઓ અને સાંભળો. પહેલાં તમે ઘણીએ ભૂલો કરી છે. શનીવારના બપોરે ત્રણ વાગે હું જવાની છું. ગુસ્સાથી જૂદું પડવું સારૂં નહીં. માટે રાજી થઇને તમે મને રજા આપો. હું પ્રયાગ જાઉં છું."

"ત્યાં શા માટે જાય છે ?"

"હવા ફેર કરવા—આંહીં રસોડાની મેશથી :મારા મોઢે ડાઘા પડે છે, અને ધુમાડામાં આખો દીવસ રહેવું પડે છે. વળી મને દત્તક લીધી છે." ઉર્મીલાએ ઉમંગથી કહ્યું તેણી નજદીક આવી પલંગ ઉપર બેઠી. હું અડધી અનાથ છું, અને બાપા જેલમાં ગયાથી તેમને મુઆ જેવા ગણું છું.

"વારૂ, ઉર્મીલા! તું તારા પગ ન લોડાવ; એ મને ગમતું નથી. બપોર થયા?"

ઉર્મીલાએ કહ્યું "હા." હું પગ નહિ લોડાવું અને તમારી સાથે વાત કરીશ. તમે મોટાંને હું ઠપકો આપું તે ઠીક નહીં; પણ ગઇ રાત્રે જેમ મારા પછવાડે ધોકણું ફેંકયું હતું, તેમ તમે બીજી છોકરીને કરી જોજો. સારૂં થયું હું ખશી ગઇ, નહીં તો તમે મારો ટાંટીયો લુલો કર્યો હોત.

"હું જાણું છું, ઉર્મીલા, હું જાણું છું; પણ તમે ત્રણ જણાં હતાં અને મેં ધાર્યું ત્રણમાંથી એકને લાગશે. તારા ટાંટીબાના ધમકારા મારાથી ખમાતા નથી."

"ટાંટીઓ કે ન ટાંટીઓ, એ ધોકણું મનેજ લાગ્યું હોત. ઉર્મીલાએ કહ્યું, તમારા હમેશાં એજ હાલ છે."

"હશે. તું જાણે છે? મને ખબર નહોતી કે, તુંજ ધમધમાટ કરતી હતી, બળ્યો, આ બીજો અવાજ શાનો છે? શું એ તે કુતરી છે, કે મને ભણકારા વાગે છે?"

"હા, કૂતરી છે, તે ખુરશી સાથે બાંધેલી છે. હું જાણતી હતી કે, તે તમને જોઇતી નથી. હું તેને લેઇ જાઉં છું."

"ના, મને તે જોઇતી નથી, રાંડને કહે કે તે ઉં ઉં કરતી મટે."

"મેં તેણીને કહ્યું પણ સમજતી નથી. હવે તમે સમજી શકો છો હું જાઉં છું?"

"મારૂં માથું સારૂં થતું જાય છે ઓ ઉર્મીલા, જો એ બધું નિશાથી ન હોય, તો હું—"

ઉર્મીલાએ નમ્રતાથી કહ્યુ "જો તેમ ન હત તો હું તમને છોડીને ન જાઉં. ઘણી વખત તમે જ્યારે સારાં હો ત્યારે કહેતાં હતાં

કે, મારા પોતાના ભલા માટે બાપાથી મારે દુર રહેવું; અને હું જાઉં છું. બાપા મારા ઉપર ધામધુમ રાખી તમારી માફક નરકે જવાનું સાધન કરે છે, તેમની ભૂલ છે. પાર્વતી બાઇ કહે છે કે મારે પોતે, મારી પોતાની પ્રત્યેની ફરજ સમજવી જોઇએ તેથી હું મારો સ્વાર્થ નહીં બગાડું."

"ઓ, ઉર્મીલા! ઉર્મીલા!" પેલી દુઃખી બાઇ પથારીમાં રોવા લાગી. "જો હું પોતે હત તો તને સારી રીતે રાખી હત. અરે દુષ્ટ નશા, શા માટે હું તને આટલો બધો ચાહું છું?"

ઉર્મીલાએ કહ્યું "કારણ કે એવા ધર્મવાળાં માબાપનાં તમે ફરજંદ છો." બળ્યો, એ ધર્મ. જા, પેલા વીરપાળ સુરીને તેડી લાવ હું બાધા લઉં, "એ બીચારો સાધુ તે તમારા ત્યાં આવે! હમેશાંની માફક તે ચોપડી મોકલશે તેમાં તમારા હાથથી બાધા લખો, પણ તમે ઘણી વખત બાધા લીધી અને સો વખત સહીયો એ બુકમાં બાળી છે."

"ના, હું જવાની નથી. મને ખાત્રી છે, કે, તમારા બોલવે બંધ નથી." ઉર્મીલાએ કહ્યું.

હું જાણું છું, ઉર્મીલા! હું બાધા નહીં પાળી શકું. પણ બાધા લેવી એ જરા ઠીક છે અને ઇશ્વર પણ જાણે, કે મેં કોશીશ કરી છે."

ઉર્મીલાએ કહ્યું "એક રસ્તો છે જેનાથી તમારી આદત મટે."

"કયા ઉપાયથી?"

"ન્યાત વાળા તમને ન્યાત બહાર મુકે, ખાવા પીવાનો વ્હેવાર બંધ કરે, તો તમને લાજ વળી જાય."

પેલી બાઇએ અભીમાનથી કહ્યું "કોની દેન છે! હું ન્યાતના પટેલીયાની ધણીયાણી છું. હું ત્રણ લાખની આશામી છું." વારુ, ઉર્મીલાએ કહ્યું "મને મોડું થાય છે. જો તમે બેઠાં થાઓ, તો હું તમને નવરાવી લુગડાં પેહેરાવતી જાઉં."

બાઇસાહેબ બડબડતાં અને અરેરાટ કરતાં પથારીમાંથી હેઠાં ઉતર્યાં. ઉર્મીલાએ તેમને નવરાવી લુગડાં પેહેરાવ્યાં.

ઉર્મીલાની શેઠાણી, સેફ ઉઘાડી, ઉર્મીલાના હાથમાં પચાસ રૂપીયા આપી રડી પડી.

“ઉર્મીલા ! જ્યારે જરૂર પડે ત્યારે. મને લખજે અને હું, જો ઠીક હોઇશ, તો તને રૂપીયા મોકલાવીશ.”

ઉર્મીલાએ શક આવતાં માથું ધુણાવ્યું “મારે પૈસા જોઇતા નથી. તે મારી કમાઈ નથી. પાછાં શુદ્ધીમાં આવો. ત્યારે, તમે કહો કે હું ચોરી ગઇ.”

“ના. ઉર્મીલા ! હું નહીં. કહું હું એટલી બધી ખરાબ નથી મેં તને તે પેહેલાં આપ્યા હત પણ મેં ધાર્યું તારો બાપ તારી પાસેથી પડાવી લેશે. હવે તારૂં ઠેકાણું એક કાગળમાં લખી અને ઇસ્કોતરાના ખાનામાં મુકી તે ખાનુ મને બતાવ. જો હું, આમને આમ કદાચ ન ચાલું તો તને કોઇ વખત પાછી બોલાવીશ.”

ઉર્મીલાએ કહ્યું “હું સારૂં લખી શક્તી નથી, પણ કોપીબુકના જેવડા મોટા અક્ષર આસરેથી છાપી શકીશ. તેણી ટેબલ ઉપર બેઠી મેહેનતથી સીરનામું છાપી કાઢયું.

ઉર્મીલા—ડોકટર કહાનચંદની દીકરી
રૂષીપૂર—પ્રયાગ.”

ભારે મુશીબતથી લખ્યાની નીશાની તરીકે તેણીએ તેણીની જીભ બહાર કાઢેલી હતી. ઉર્મીલાને કંઇક એ ઠેકાણું શક વાળું લાગ્યું. “મારી જોડણીનો મને ભરોંસો નથી.”

એ બાઇ સાહેબે કહ્યું “કાંઇ ફીકર નહીં.”

અમે જ્યારે આટાની મીલનું કામ શરૂ કર્યું ત્યારે પરચુરણ આટા વેચવાની દુકાન રાખી હતી; જે વેળા દુકાનનું નામું હું રાખતી હતી. પડોશના દુકાનદારો નામું માંડતી વેળા મને જોડણી પુછતા હતા.

“વારૂ,” ઉર્મીલાએ શરનામાવાળો કાગળ સંભાળથી ઇસ્કોતરામાં મુકયો. “જ્યારે હું પરણીશ, ત્યારે, કોઈ વિદ્વાન અમીરને પરણીશ જેથી મારે આટાની દુકાને નહીં બેસવું પડે અને મારા નામામાં ભૂલ પણ નહીં આવે. આન્ડી ઢુકડી નહીં આવે, જ્ઞાન અને આનંદ મારા ઘરમાં છાઇ રેહેશે.”

“હા, અમીરને પરણવાની તૈયારી કરજે” તે બાઇએ કડવાશથી કહ્યું. ઇસ્કોત્રો જેમ મારા પલંગ નીચે હતો તેમ મુક, તારો

બાપ–કેમ, એ શું થાય છે?"

"તે અવાજ" દાદરા ઉપર ચડતા પગનો અવાજ ઉર્મીલાએ ઓળખી કાઢયો. તેણે નીરાશામાં કહ્યું "મારા ભોગ મળ્યા. બાપા જેલમાંથી છુટી આવ્યા; હું ભૂલી ગઇ તેમનો છુટવાનો વખત શુક્રવારનો હતો. તમે મને રોકી રાખી ન હતે. તો, હું કયારનીએ રેલવે સ્ટેશને પહોચી ગઇ હત."

"ડોકટર કહાનચંદ દારૂડીયો થઇ જવાથી નાની ચોરીચો કર્યા કરતો હતો, જેથી તે જેલમાંજ સબડયાં કરતો હતો. અને દર શુક્રવાર હરવા ફરવા દારૂ પીવા વીગેરેની છુટી મળતી હતી તે વખતે તેની છોકરી પાસેના સર્વ પૈસા જે હાથ આવે તે તેણીને કકળાવી લઇ જતો હતો. આ વખતે રસ્તામાં કોઇ રેલવેનો ડ્રાઇવર મળી જવાથી તે તેને ત્યાં આખો શુક્રવાર રહ્યો હતો. તેને તેની જુવાનીની શરૂઆતમાં રેલવેના ડોકટર તરીકેની નોકરી મળી હતી, જેથી તે, યુરેઝીયન ગાર્ડ અને ડ્રાઇવરોના પરીચયમાં તે બહુ આવતો અને તેથી તેને આ બદી લાગુ પડી હતી. દર રવીવારે તે તેની છોકરીને લઇ સમાજમાં જતો હતો તે વખતે તેની સાથે પોલીસ ગાર્ડ રહેતો હતો. સમાજ જાણુતી હતી, છતાં છોકરીનો કબજો લઇ, તેણીને કેળવવાનું, તેની ધ્યાન બહાર હતું."

"હા, હા, ઉર્મીલા! હું તે ભૂલી ગઇ નથી." તે બાઇ માથે ઓઢી સુઇ ગઇ. તેણીયે ઉર્મીલાને કહ્યું "તું મારા ખાટલા નીચે સંતાઇ જા, જલદી કર, તે અંદર આવે છે."

ઉર્મીલા ઘુંટણીએ થઇને પલંગ નીચે ગઇ અને તેની શેઠાણીએ ઓઢેલી રજાઇ પલંગથી જમીન સુધી ખેંચી પોતે ન દેખાય તેવી ગોઠવી કે તુરતજ બારણાની સાંકળ ખખડતી સંભળાઇ.

"અંદર આવો" શેઠાણીએ જવાબ આપ્યો. બહુ ખખડાટ શાને કરી રહ્યો છે? બારણું આસ્તેથી ઉઘડયું. ઉંચો, કદાવર તે બાઇની ઉમરનો, ગંદાં અને બેદરકારીથી પેહેરેલાં કપડાંવાળો પંજાબી પુરૂષ અંદર આવ્યો. તેને અને તે બાઇને બહુ સારૂં બનતું હતું. પણ તે ભારે દારૂડીયો થઇ જવાથી આખો દીવસ ઘેરજ પડયો રેહેતો. લોકો વાતો કરતાં થયાં એથી પોલીસને રીપોર્ટ કરી કાઢી મુકાયો હતો.

નમસ્તે, બાઇ ! કોઇ કારણને લીધે નીરપાયે મને ઉતાવળમાં જવું થયાથી મારી છોકરીથી હુ ઘણ દીવસ થયાં જૂદો પડયો છું. ક્યાં છે ? તેણીને બોલાવો.

“ છટ્ ! તારી પાસે રેહેલું ભાડું આપ અને રસ્તે પડ નહીંતો હું પોલીસને બોલાવું છું. આખું પીડું સાથે લાવવાની કાંઇ જરૂર નહોતી ” શેઠાણીનો કંટાળો અચ્છો બનાવટી હતો.

આ માણસ ગુજરાતીઓના સહવાસમાં ઝાઝાં વર્ષો રહેવાથી સારૂં ગુજરાતી બોલી શકતો હતો. પરન્તુ કોઇ કોઈ વખત વીભક્તી વીગેરે બોલતાં પંજાબી ભાષાનું મીશ્રણ કરતો હતો.

તેણે કહ્યું “તમારી પાસે ગરમ થવાનું મળશે એમ ધારીને તથા મારી દીકરીના ખબર પુછવા આવ્યો છું.”

“વારૂ તે આંહી નથી. તેણી ચાલી ગઇ છે. મારૂં ઘરનું ભાડું લાવ અને તું પણ ચાલ્યો જા.

“ ચાલી ગઇ ?” સાંભળતાંની સાથે હોશીયારીમાં આવ્યો.

તે ચારે તરફ રૂમમાં નજર ફેરવવા લાગ્યો. “ઇસનુ ચેતા મીલગ્યા હોણા ”

“ ના, આજ સવારેજ તે ચાલી ગઇ.”

“ કીથે ? શા માટે ?

“ હું જાણુતી નથી. ” શેઠાણી બહાદુરીથી જૂઠું બોલી. “મને ખબર હોય તોપણ હું તને કહું નહીં, તારી પાસેથી ગમે ત્યાં ચાલી જવાનું તેણીએ વ્યાજબી કર્યું છે.”

તે નહીં ઇચ્છવા જોગ પરોણો રૂમમાં ચારે તરફ ફરી ઉર્મીલા ને ગોતવા લાગ્યો. ચાલતાં ચાલતાં તેણે કુતરી ઉપર પગ મુકયો અને કુતરીએ દુઃખની બુમ નાંખી.

“ વારૂ ” તેણે કહ્યું “ કોઇ સાચું કહેતું નથી. આ ઉર્મીલાની કુતરી છે. જો તેણીને જોઇતી હશે, તો, મારી પાસે આવશે. ” તેણે કુતરીને ખુરશી ઉપર બેસાડી.

“ અરે ! જા તું અહીંથી. તું કુતરીને લઇજા, અને કુવામાં નાંખ અને તું પણ પડ ” શેઠાણીએ ગુસ્સાથી કહ્યું. “ મારૂ માથું ના પકવીશ. તું જોતો નથી, હું તે કુતરીને લઇ જવાની કોઈના રાહ જોતી હતી ! તેટલા માટેજ મેં તેણીને ત્યાં બાંધી છે.”

તે રૂમમાં અંધારૂં રહેતું હોવાથી ઉર્મીલાએ અજવાળા માટે પલંગ પાસેના સ્ટુલ ઉપર એક મીણબત્તી સળગાવી હતી, તેને તે બાઇએ લાંબો હાથ કરી પાડી નાંખી અને ઘરમાં અંધારૂં થયું. જો, તેં શું કરાવ્યું ? અહીં આવ અને સ્ટુલ ઉપરથી દીવાસળી લઇ મીણબતી સળગાવ. તે દારૂડીયો પરોણો કુતરી પાસેથી સ્ટુલ પાસે આવી દીવાસળી અને મીણબતીની શોધ કરવા લાગ્યો. તેણે મીણબતી કે દીવાસળી બેમાંનું કાંઇ હાથ લાગ્યું નહીં. તે તોતળાતી જીભે ગળામાંથી બોલ્યો " મને કાંઇ હાથ આવતું નથી. " તે શેઠાણીએ શોધવાનો ઢોંગ કરી ચાર પાંચ મીનીટ ગુમાવી અને પછી મીણબતી સળગાવી એકદમ રીતભાત બદલાવી શેઠાણીએ કહ્યું " હવે તારે શું જોઇએ છે ! એકદમ ચાલ્યો જા. તું જોતો નથી મારૂં માથું દુઃખે છે?"

લીધેલી વાત હઠીલાઇથી પાછી યાદ કરીને પેલા દારૂડીયા પરોણાએ કહ્યું " બહુ સારૂં, જો ઉર્મીલાને કુતરી જોઇતી હશે, તો કેમ ! ક્યાં ! કુતરી ક્યાં ગઇ ? "

જેવો દાદરેથી ઉતરવાનો પગના ધબકારાનો પડઘો તેના કાન પર પડ્યો તેવો નીરાશામાં તે પોતાની આસપાસ જોવા લાગ્યો.

" હું ઇચ્છું છું કે તું ચાલ્યો જા. કારણ તું શું બોલે છે તે હું સમજતી નથી. " શેઠાણીએ ડોળીયું કરતાં કહ્યું. " કુતરી, કુતરી, એમ કોણ બોલતું હતું ? "

" કોણ બોલતું હતું—કેમ મેં કુતરી બાંધેલી જોઇ હતી. હું આંહિ મીણબતી સળગાવવા આવ્યો અને કુતરી ચાલી ગઇ. "

" બહુ સારૂં. તું જા. તેની પાછળ—જો તું ખરેખર ધારતો હોઉં કે કુતરી ત્યાં હતી. "

" જો—જે ખુરશી ઉપર તેણે કુતરીને મુકી હતી તે ખુરશી ઉપર અજાયેબીમાં તે બેઠો. પછી તુરતજ તેના મનમાં આવ્યું કે તે કુતરી ઉપર બેઠો હશે અને પાછો ઉભો થયો.

" બીચારૂં પ્રાણી મરી જશે. "

" હું કહું છું ત્યાં કોઇ કુતરી નથી, ત્યાં કોઇ કુતરી નહોતી, ત્યાં કોઇ કુતરી હશે પણ નહીં, તારી દીકરી ચાલી ગઇ છે. તે બીચારીનો તારાથી છુટકારો થયો. મારૂં લેણું આપ અને જા, તેણીની પાછળ. "

તમારાં પડોશી કહેતાં હતાં કે " ઉર્મીલા ઘરમાં છે."

" પાડોશી ગમે તેમ કહે એની મને પરવા નથી. તે તો જૂઠાં છે. તારી છોકરી ચાલી ગઇ છે. તેણી આંહિ નથી જો તું તેણીની પાછળ નહીં જા "—તેણી બેઠી થઇ, પોલીસને બોલાવવાની વીસલ હાથમાં લીધી અને બારીનું બારણું ઉઘાડયું—" હું પોલીસને બોલાવીશ." " ના, એવું ના કરશો." તેણીનો ધ્રુજતો પરોણો તુરતજ ભયમાં રાડ પાડી બોલી ઉઠયો.

" ના બોલાવશો, મને પોલીસ ગમતા નથી, તેઓ નકી બીજાના કામમાં દરમીયાનગીરી કરે છે.

ના—

" વારૂ, ત્યારે, ચાલ્યો જા, નહિ તો હમણાંજ તેઓ તારા કામમાં દરમીયાનગીરી કરશે."

તે બે હાથ જોડી, છાકટી સભ્યતાથી, નમસ્તે કરી લથડીયાં ખાતો બહાર નીકળ્યો. જેવી તેણી બારીનું બારણું વાસવા જતી હતી તેવો તે પાછો આવ્યો.

" તમને ખાત્રી છે આંહીં કોઇ કુતરી નહોતી ?"

" પુરેપુરી, હવે ચાલ્યો જા. મારૂં માથું ફરીને ચડશે. તેણી ખુરશીમાં પડી. " ચાલ્યો જા, ચાલ્યો જા."

" અજાયેબ–ભારે અજાયેબ." તેણીએ તેને ગણગણતાં સાંભળ્યો. " કુતરીજ નહીં ?"

" અલબત નહીં."

" કુતરી નથી."

અરે ! તું જા, નહીંતો વીસલ કરી પોલીસને બોલાવું છું" તે પ્રયત્ન કરી, જરા હોશમાં આવી, અને બહાર ગયો, અને વચમાં ઉભો રહી અને દાદરા સાથે વાત કરવા લાગ્યો." મને ભારે અજાયેબ, સ્વપ્ન આવ્યું."

ઉર્મીલા પેલી ખુરશીમાંથી કુતરીને એક હાથમાં ઉચકી અને બીજા હાથમાં તેણીનાં લુગડાંની નાની બચકી ઉપાડી, ચુપકીથી ઘર બહાર નીકળી, નીચે ઉતરી, વીકટોરીયા કરી, બોરીબંદર જઇ પ્રયાગની ત્રીજા કલાસની ટીકીટ કઢાવી ટ્રેનમાં બેઠી અને ત્રીજે દીવસે અજાણ્યા પ્રદેશમાં આવી પહોંચી.

# પ્રકરણ ૪ થું.

## રૂષી–પુર.

ઉર્મીલા અને તેની કુતરી લાંબી કંટાળો ભરેલી મુસાફરી કરી પ્રયાગ આવી પહોંચ્યાં. તે વખતે નવ વાગ્યા હતા. કુતરી લાંબો વખત ગોંધાઇ રહેલી હોવાથી ચીડાઇ ગયેલી હતી. પણ હજી ઉર્મીલા તરફ ઉં ઉં કરી પ્યાર બતાવતી હતી. નવો દેશ જોવા મળેલો હોવાથી ઉર્મીલા આનંદ મગ્ન થઇ રહી હતી. ઉર્મીલા મનમાં બડબડી " આંહી રસોડાની મેશથી મોઢે કાળા ડાઘ પડવાના નથી. અને શેઠાણીના હાકોટા ચાકોટા સાંભળવાના નથી. પણ અહીં તો લીલોતરી વાળો પ્રદેશ, સ્વચ્છ હવા ગાયો દૂધ, દહીં, અને પેટપૂર ખાવાનું અને કોઇ કોઇ દીવસ પુરણપુળી, દૂધપાક, બાસુદી, અને ગરમીના વખતમાં શીખંડ."

આગગાડીના ઉભા રહેવાના આંચકાથી કુતરીએ " ભુહુઃ ભુહુઃ" કર્યું. જેવું તેણીએ ગાડીની બારી બહાર મોઢું કાઢી જોયું તો ઝાકળ વાળી રેત પડેલી હતી અને લોહ રંગના ઠંડા આકાશમાં વિલક્ષણ ચળકતા મોટા તારા જડેલા હતાં કડકડતી ઠંડી, મીઠી હવા, ગાડીની બારીમાં આવવા લાગી અને ઉર્મીલા ધ્રુજવા લાગી.

તેણીએ થર્ડકલાસ વેટીંગ હોલની પેલી તરફ કંપાઉન્ડમાં શરદીને લીધે તાપવાને કરેલો તાપ જોયો. તે કંપાઉન્ડની પાસે થઇને એક ગાડા મારગની સામે ડુંગર હતો, તે ડુંગરની પેલી તરફ આકાશની પીળી કોર જણાતી હતી. તેમાં વધુ ચળકતા તારા દેખાતા હતા. તે રસ્તાની બન્ને બાજુનાં મોટાં ઝાડોની શાખાઓથી રસ્તો ઢંકાઇ ગયેલો હતો. ગાડીના આવવા ઉપર જેમ સ્ટેશન ઉપર ચડતા ઉતરતા પેસેં-જરોની ધમાલ થોડો વખત સુધી રહે છે તેમ અહીં પણ રહી પછી શાંત થયું. સર્વ પેસેંજરો ચાલ્યા ગયા. માત્ર ઉર્મીલા અને એક બીજો પેસેંજર રહ્યાં. એ પેસેંજર ઘોડાગાડીમાં બેસી રવાનાં થઇ ગયો. ઘર તરફ વળાવાને અધીરા ઘોડની ખરીઓનો ધડબડાટ સંભળાતો બંધ થયો. ઉર્મીલાએ તેણીની સાથી, ભરોંસાપાત્ર, અને જીગરની મીત્રને કહ્યું " પરસી! હું ધારૂં છું આપણે પ્રયાગ આવી પહોંચ્યાં

છીએ. જો નરસીંહભાઇની માએ કાંઇ વાહન સામું મોકલ્યું હશે, તો ઠીક છે, નહીંતો આપણે ચાલીને આ વીકટ રસ્તે રાત્રે જવાનાં નથી." તેણી શું થાય છે તેની રાહ જોતી બેઠી. જો કોઇએ પ્લેટફોર્મ ઉપર આવી અવાજ માર્યો ન હોત, તો, તેણી ગાડીમાંજ સુઈ જતે. આ ગાડી પ્રયાગમાંજ રેહેતી હતી અને પાછી મુંબાઇ જવા ઉપડી જતી હતી.

"ટીકીટ, છોકરી !" એક કદાવર અને તોછડી બોલીના ટીકીટ કલેક્ટરે બારણું હલાવ્યું "મુંબઇ પાછી જાય છે !"

ઉર્મીલાએ ઉલટાવીને પુછ્યું "તુ જોતો નથી હુ હમણાજ મુંબઇથી આવું છું ! મને શા માટે મુંબઇ મોકલે છે ? સ્ત્રીઓ સાથે સભ્યતાથી વાત કરતાં નથી, આવડતું ?"

"બાઇ મારે કાંઈ નથી, પણ ગાડીનું શંટ થાય છે."

"કોણ છે ? શું છે ?"

શટીંગના જમાદાર તરફ હાથ ઉંચો કરી પેલા ટીકીટ કલેક્ટરે કહ્યું "એક બાઇ છે."

"વારુ, ત્યારે, હું ઉતરૂં ત્યાં સુધી ગાડી ઉભી રાખવાનું કહો."

ઉર્મીલા ભૂખી તરસી અને મુસાફરીના થાકથી અકડાયેલી હતી, અને તેણીના પગે ખાલી ચડેલી હતી; એટલુંજ નહીં પણ પરદેશમાંછું એવું જણાયાથી જરા નાહિમતવાન જણાઈ. પણ તુર્તજ તેણી પાછી હોશીયાર થઇ. "મારી ભૂલ થઇ, ભાઇ, મારે તુર્તજ ઉતરી જવું જોઇતુ હતું. મેહેરબાની કરી મારૂં પોટકું ઉતરાવશો ?"

"બાઇ ! ઘણી ખુશીથી; અને કેહેતાંની સાથે જોતાં જોતાંમાં ઉર્મીલા, તેનું પોટકું અને કુતરી એઓ ત્રણેને ઉંચકી પેલો રાક્ષસી કદનો ટીકીટ કલેકટર પેલા તાપ પાસે લઇ ગયો. ઉર્મીલા પેહેલી ગુસ્સે થઇ, પછી હસવા લાગી, અને પછી ઝોકાં ખાવા લાગી. તેણીએ પોતાના હાથપગ, તાપ આગળ ધરી કહ્યું, બહુ ઠંડી વાય છે, "બહુ ઠંડી લાગે છે." પેલો રાક્ષસી કદનો જુવાન પાસે ઉભેલી ઘોડાગાડી આગળ જઇ એક કાંબળી લઇ આવી, તેણીને ઓઢાડી, પોતે પણ સામો તાપવા બેઠો, કુતરી તેણીની બાજુમાં લપાઇ અને બેઠેલી હતી, તેણીને ઉર્મીલા પોતાના હાથ ગરમ કરી અને તપાડવા લાગી.

પેલો ટીકીટ કલેક્ટર બન્ને સામું અજાયબીથી નીહાળી નીહાળીને જોતો હતો.

ઉર્મીલાએ પુછ્યું "એ ઘોડાગાડી કોની છે!"

"એ ઘોડાગાડી રૂષીપુરથી આવેલી છે. અને તે તમને લેવા આવી છે. ગાડીવાન અંદર સુતો છે. નરસીંહભાઇની માએ ગુરૂદીત્તસીંગ નામના એક આર્યને મારા ઉપર કાગળ લખી સામે મોકલ્યો છે. તમારૂં નામ ઉર્મીલા છે?

"હા."

ગુરૂદીત્તસીંગ પણ આવ્યા. ગુરૂદીત્તસીંગ?

"જી" બાઇ આવેલ છે. તૈયાર થાઓ.

ગુરૂદીત્તસીંગે ટાંગો તૈયાર કરાવ્યો. પેલા જુવાને અને ગુરૂદીત્તસીંગે, ઉર્મીલા, તેણીનું પોટકું અને કુતરી એ ત્રણેને ઉંચકી ટાંગામાં બેસાર્યાં. ગુરૂદીત્તસીંગે પેલી કાંમલી ઉર્મીલાની આસપાસ વીંટાળી એક દોરીથી બંડલ માફક બાંધી લીધી. એ કામળી ઘેટાના વાળ સહીત ચામડાની હતી. ઉર્મીલાને, તેણી કાંબળી વડે પુરેપૂરી ઢંકાયાથી નીંદ્રા આવવા લાગી. ઉર્મીલા એટલી બધી થાકીને લોથપોથ થઇ ગયેલી અને ટાઢથી ઠીંગરાઈ ગયેલી હતી, કે આ ટીકીટ કલેકટરે આપેલી મદદ માટે તેનો ઉપકાર માન્યા વીના તેણીને ચાલ્યું નહી. ગુરૂદીત્તસીંગે રાનડી ઘોડીને ચાલવાનો ઇસારો કર્યો, કે તુર્તજ ટાંગો ચાલતો થયો.

* * * *

નરસીંહભાઈ તૈયારી કરી સવારમાં હાજર થયો. "ઉર્મીલા તું બોરીબંદર સ્ટેશનેથી બેસી સીધી પ્રયાગની ટીકીટ લેજે. ત્યાં સામું વાહન આવવાનો અને તને ઉતરવાનો બંદોબસ્ત કરવા હું મારી માતુશ્રીને તાર કરીશ. લે આ ભાતું, અને આ રસ્તાખર્ચી."

પાર્વતીએ પુછ્યું "આટલી નાની છોકરી એકલી જઇ શકશે?"

ઉર્મીલા વચમાં બોલી ઉઠી "હા, પુછતાં પુછતાં લંકા જઇએ."

"કોઇ લુચ્ચું લફંગુ મળે તો?"

"જોઈ છે આ કટાર?" "મારી મા હમેશાં કહેતી હતી કે સ્ત્રીઓએ હમેસાં પોતાનું શીયળ જાળવવા કમરના પાછલા ભાગમાં ઘરથી બહાર નીકળે ત્યારે તે રાખવી જોઇએ."

નરસીંહભાઇ હેરત પામ્યો.

"અમે અહીંથી આવતી સવારની ટ્રેનમાં દેવલાલી જવાની ટ્રેનમાં ઉપડી જઇશું."

વ્હાલી પાર્વતી! આપણે ત્યાં એક માસ રહીશું. ત્યાંની હવા ઘણી સારી છે, તારૂં શરીર ત્યાં ઘણું સારૂં થઇ જશે. અને તેથી મારી માને કાંઇ શક નહીં આવે, સુવાવડ પછી બરાબર ખોરાક નહીં મળવાથી તારૂં શરીર કૃશ થઇ ગયું છે. મને ખાત્રી છે એક માસમાં તેની કેટલીક નીશાનીઓ તારામાંથી અદ્રસ્ય થઈ જશે.

*　　　*　　　*　　　*

ટાંગામાં બેસવાની બેઠક ઘોડીને ડુંગરા ઉપરના રસ્તામાં ચડવું સહેલું પડે તેટલા માટે, આગળ પડતી ગોઠવ્યાથી ઉર્મીલાને લાગ્યું કે કોઇ ડુંગરી રસ્તા ઉપર ટાંગો ચાલે છે.

એ શાંત રાત્રીમાં જેમ જેમ ઘોડીના પગના ડાબડા સુરતાઇથી પડતા જતા હતા, તેમ તેમ તેણીના ઉપરનો જીન વીગેરે સામાન અ-વાજ કરતો સંભળાતો હતો.

ઉર્મીલાએ મોઢા ઉપર ઓઢેલી કાંબળીનો આકાર એક નાળચા જેવો થઇ રહેતો હતો તેની મારફત તેણી ચોખ્ખો પવન લેતી હતી. અને આકાશમાં ઝાડોની આછી ડાળીઓ મારફત ચળકતા તારાઓ જોઈ શકતી હતી.

ગુરૂદીત્તસીંગ લગામ ડાબા હાથમાં રાખી નીચું માથું કરી ઝોકાં ખાતો હતો. વખતો વખત પાછું વાળી ઉર્મીલા તરફ જોતો અને ડોકું ધુણાવતો, "બાઇ હીમ્મત રાખજે હવે પાંચ માઇલ દુર રહ્યું છે.

એવી રીતે તેઓ ડુંગરાના મથાળાપર એક ગાડા મારગ ફાટતો હતો ત્યાં આવ્યા. ટાંગો નીચો નમ્યો જેથી ઉર્મીલા નાખુશીથી ખશી, અને વળી ગુરૂદીત્તસીંગે બેઠક ફેરવી. "મારા ઘુંટણ સામું મોઢું રાખી બેસો," તેણે માયાળુપણે કહ્યું. અને વળી રાતડી ઘોડી ધીમે ધીમે મંજલ કરવા મંડી અને તારાઓ પલકારા કરવા મંડયા. તુરતજ તેઓ સપાટ જમીનમાં આવી પહોચ્યાં અને રાતડી ઘોડી પોતીકી મેળાએ સુશોભીત જણાતા મકાન આગળ આવી ઉભી.

તે બંગલામાં દીવો બળતો હતો. તેનો પ્રકાશ બારીઓના કાચ આડા મખરાસીના પડદાને લીધે લાલ જણાતો હતો.

ઉર્મીલાએ ટાંગાની ગતીના અટકાવથી જાગી પુછ્યુ "ટાંગો કેમ ઉભો રહ્યો ?"

ગુરૂદીત્તસીંગે કહ્યું "તે ટેવાઈ ગઇ છે."

ધરધણી બહાર આવ્યો. નમસ્તે, ગુરૂદીત્તસીંગ ! અંદર આવો અને વીરામ લ્યો. ઘોડી ભૂખી થઇ લાગે છે."

ઉર્મીલા બત્તી સામું અને હસમુખા ચેહેરાવાળા ધરધણી સામું જોઇ રહી. ઘોડીની પીઠ ઉપર હાથ ફેરવી તે બોલ્યો "બીચારી ઘોડી બહુ ભૂખી થઇ જણાય છે."

અલબત, તે ભૂખી થઈ હશે. અંદર આવો દેવી ! વીરામ લ્યો, ધરધણી ટાંગા પાસે જઇ, ગુરૂદીત્તસીંગની નામરજી છતાં ઉર્મીલાને તેડી, ધરમાં લઇ જઇ, સોફા ઉપર બેસાડી. તેણીની સાથે પસ્સી-પણ આવી. ઉર્મીલા અને તેણીની પસ્સી બહુ ભૂખ્યાં થયાં હતાં. ધરધણીએ ગુરૂદીત્તસીંગ તથા ઉર્મીલાને કહ્યું "વાળુ કરીને જાઓ." તેણે રસોયાને બૂમ મારીને કહ્યું "હરદાસ ! આપણે ધેર બે અતીથી છે." તેણે ઘોડીને ઝુલ ઓઢાડી. તેને ખડ નાખી અને તે ધરમાં પાછો આવ્યો. તેની સ્ત્રી ધરમાં સઘડી લાવી. કુતરીને કાંઇ દુધ અને તેમાં રોટલીના ટુકડા નાંખીને તેણીએ ખાવા આપ્યું. તે સ્ત્રીએ, બન્ને અતીથીઓને બે હાથ જોડી, નમસ્તે કહી, જમવાને તૈયાર થવાને વીનંતી કરી. તેઓ તૈયાર થયા પછી બધાં સાથે જમવા બેઠાં. બાજરીનો રોટલો, વંતાકનું શાક અને એક મોટું છાલીયું ભરી પારેઠ ભેંસનું દુધ, જેણે બોમ્બેમાં કદી જોયલું નહીં એવી ક્ષુધાતૂર ઉર્મીલાએ ભારે આનંદ અને સ્વાદ સાથે પેટપૂર ખાધું. ઉર્મીલા તેણીની વ્હાલી કુતરી પાસે ગઇ. કુતરી, તે નહીં ખાતાં, એક બાજૂ મોં ફેરવી નીરાશામાં બેઠેલી હતી. ધરધણીની પત્નીએ પૂછ્યુ "પસ્સી કેમ ખાતી નથી ?" "તેણીએ આવું જાડું દુધ મુંબઇમાં કદી ખાધેલું નથી. થોડું પાણી અંદર મેળવીશું તો ખાઇ શકશે. પાણી મેળવ્યા પછી કુતરી પૂછડી હલાવતી હલાવતી સઘળું જલદી ખાઇ ગઇ. પછી તે ઉર્મીલા સાથે ગેલ કરવા લાગી. ઉર્મીલાની આંખો ઘેરાવા લાગી. તેણી ત્યાંજ ઉંઘી ગઇ.

જ્યારે તેણી ફરીને જાગી ત્યારે, ગુરૂદીત્તસીંગે ઘોડીની લગામ ટાંગાની એક બાજૂ બાંધી હતી, અને તેણીને હાથમાં લઇ બેઠો હતો.

જે વેળા ઘોડી–ઉપરનો સામાન તાલબંધ અવાજ કરતો હતો.

જેવાં તેઓ બીજા ડુંગર ઉપર ચડયાં કે ઉર્મીલાએ ગુરૂદીત્ત-સીંગને એકલો એકલો વાતો કરતો સાંભળ્યો. "બીચારૂં નાનું બાળક જેણે મુંબઇમાં કદી ટાઢ જોયેલ નહીં તે કેવું ઠીંગરાઇ ગયું છે ?"

ગુરૂદીત્તસીંગે એક દમ ટાંગો ઉભો રાખ્યો. ઉર્મીલા બે–બાકળી જાગી. ગુરૂદીત્તસીંગ પાસેથી ઉઠી, સામેની બેઠક ઉપર બેઠી.

તેઓ એક બંગલાની ગેટ પાસે અટકયાં હતાં. તે બંગલાની આગળની બાજુમાં સુંદર બાગ હતો.

મધુર પણ દ્રઢ અવાજ થયો "ગુરૂદીત્તસીંગ આવ્યો કે ? કેમ મોડું થયું ? બાઇ ! મોડી ઉતરી ?"

ગુરૂદીત્તસીંગે ઉર્મીલાને ઉંચકી ડોશી આગળ રજુ કરી, પોટકું અને કુતરી નીચે ઉતર્યાં અને કહ્યું "માજી ! કુતરીની સંભાળ રાખજો આખી વાટ મુંબઇથી લાવી છે.

ઉર્મીલાને જે જમીનનાં સ્વપ્ન આવતાં હતાં તેમાં આવી પહોચી. ગુરૂદીત્તસીંગ તેણીને એક નાની રૂમમાં લઇ ગયો. ત્યાં એક નાની ચાર પાઇ સ્વચ્છ વસ્ત્રથી બીછાવેલી હતી. તેણે માયાળુ સ્વરથી કહ્યું "આ તમારી રૂમ છે. આ તમારી ચારપાઇ છે." ઉર્મીલાએ તેને ધન્યવાદ આપ્યો.

ગુરૂદીત્તસીંગ ! ફીકર ના કરીશ. ગરીબ. બીચારૂં અનાથ ! નર-સીંહે મોકલ્યું, હું ખુશી થઇ. ડોશીએ કહ્યું. "તેની ગેરહાજરીમાં મને આશ્વાસન મળશે."

નરસીંહભાઇની માએ ઉર્મીલાનાં કપડાં ઉતાર્યાં, કુતરી અનુ-મોદન આપતી ધ્યાનથી જોતી હતી, ડોશી બોલ્યાં "ગરીબ બીચારૂં અનાથ બાળક કેવું દુબળું છે ?"

તેણીએ ઉર્મીલાને ગરમ પાણીથી નવરાવી અને બીજાં લુગડાં પેહેરાવ્યાં. અને ધુંચો કાઢી તેણીના કાળા લાંબા વાળ ઓળ્યા, ઉર્મી-લાના પાતળા ગાલ ઉપર સુંદર રંગ દેખાવા લાગ્યો; તેણીના તેજસ્વી દાંત ઉઘાડા રેહેતા હોઠોમાંથી થોડા થોડા દેખાતા હતા. કેટલાક દીવ-સનો ઉજાગરો કરીને સુતેલી હોય તેવી તેણી ઘસઘસાટ કરતી ઘોર નીદ્રામાં પડી. નાના કુરકુરીયા જેવડી દેખાતી ધોળાપટાવાળી કુતરી

કુંડલું વાળી પાંગેત ઉપર પડેલી હતી, તેના સામું જોઇ ડોશીએ અદેખાઇથી કહ્યું "હું ધાકું છું તુ પણ અહીંજ સુવાની હોઇશ! છોકરાઓને, કુતરાં સાથે સુવે, તે, ગંદુ ન લાગે. બીચારીના હાથમાં ચીરા પડયા છે, અને હથેળીનું ચામડુ જાડુ થઇ ગયું છે, તેણીએ રસોડાના ગુલામની માફક કામ કરેલું છે, ના, હું તેણીને અજાણ્યા ઘરમાં એકલી નહીં રાખું."

નરસીંહભાઇની વૃદ્ધ માએ ઉર્મીલાનો હાથ ઝાલ્યો અને તેણીને પોતાની રૂમમાં લઇ ગઇ, કુતરી પણ પાછળ પાછળ ગઇ, પરસીને "તુ અહીં આવ અને આ સાદડી ઉપર સુઇ જા. કુતરીએ તુર્તજ તેમ કર્યું. એકજ દીવસમાં વહુ, પ્રેમ અને સંભાળથી ઉછેરવા માટે અનાથ અને મુંગું પાણી, વારૂ, વારૂ, ઘરમાં વસ્તી થઇ. હે પ્રભો! સંપ અને તંદુરસ્તીમાં રાખજે."

મોટા પલંગમાં ઉર્મીલાને સુવારી, દીવો બુઝાવી, પ્રાર્થના કરતી કરતી, ઉર્મીલાને છાતી સાથે ચાંપી, તેણી સુઇ ગઈ.



# પ્રકરણ ૫ મું.

## નીર્દોષ આનંદ અને સુખશાંતી ભરેલો દેખાવ.



ત્યાર પછીથી ઉર્મીલાની જીંદગી ખેડુત કે ભરવાડના જેવી શરૂ થઇ. તેણીની આસપાસની પરીસ્થીતીને ઓળખીને, સમા પ્રમાણે વર્તવાની, તેણી જલદ શક્તી ધરાવતી હોવાથી, ઝંઝા વર્ષોની ટેવ આ દુકાળીયા બાળકમાંથી થોડાં અઠવાડીયામાં કેવી રીતે ચાલી ગઇ, તે ધ્યાન આપતાં અજાયેબ પમાડે તેવું હતું.

સવારથી સાંજ સુધી કામમાં લચ્યાં પચ્યાં રહેવું તેણીને તેહેવારના દીવસ જેવું માલમ પડતું હતું. ઉર્મીલા સખ્ત કામ કરવાને ટેવાયલી હોવાથી નરસીંહભાઇની માએ બતાવેલું કામ તેણીને છોકરાંની રમત જેવું લાગતું હતું. પેલા શેઠને પ્રસન્ન થયેલા પીશાચની માફક, હમેશાં વધુ વધુ માગતી હતી, દુકાળીયાં માફક બોલવાની ટેવ, જેમ જેમ તેણીની ભૂખ ઉઘડી, તેમ તેમ ચાલી ગઇ. તંદુરસ્તી ભરેલો રંગ પોકળ ગાલમાં દેખાવા લાગ્યો; ડાચાના ખાડા પુરાઇ ગયા, તેણીના પાતળા અને ખડબચડા અવયવો ગોળ થયા; તેણીનામાં ઉમંગી અને ઉત્સાહી જીવન આવ્યું, અને નરસીંહભાઇની માને માટે તેણીમાં એટલું બધું માન ઉત્પન્ન થયું, કે, તેણી તેણીના "અમોલને" ભૂલી ગઇ, એ બાળકના અંતઃકરણને બીજી કાંઇ ચીજ કરતાં, વધુ લાગણી દુઃખવાનું એ હતું કે, નરસીંહભાઇની મા, ઉર્મીલાને પાછળનો હેવાલ યાદ આપતાં ટકોર મારતાં.

તેણી ઉર્મીલાને કેહેતી "તારા બચપણ અને મુંબઇના જીવન વિષે તું સઘળું ભૂલી જાય છે. નરસીંહ કહે છે મારે તારા તરફ ભલું થવું. મારૂં કામકાજ કરવા મારે એક નાની છોકરી જોઇયે છે."

ઉર્મીલાની કુતરી પણ ખાઇ પીને મસ્ત થયેલી, ઓળખાતી પણ નહોતી; છતાં તેનો અવાજ તેવોને તેવો રહેલો હતો.

પણ તેણીનું નાનું પ્રેમાળ હૃદય પાર્વતીના બાળક માટે ઇન્તેજાર હતું. તે છોકરાની રોજની ચેષ્ટાઓનો તેણી ખ્યાલ કરતી, અને

અજાયેબ પામતી, કે, તે તેણીને યાદ કરતો હશે કે નહીં પછી તે-ણીની બેવકુફી તરફ હસતી, અને વીચાર કરતી કે એટલું નાનું બાળક તે તેની વર્તમાન જરૂરીયાતો સીવાય બીજું કાંઈ સંભારે નહિ. જ્યારે તેણી, રાત્રે ચારપાઇમાં એકલી હોય, ત્યારે પોતાના રક્ષણને માટે ઇશ્વરનું શરણુ માગતી. તેણી પ્રાર્થના કરતી હતી, કે, હે પ્રભો ! તું મા અને બાપ છે. તારી દયાથીજ હું જીવું છું અને અત્રે રક્ષાયેલી છું; પણ 'અમોલ' વીના કોની સાથે રમું ?

તેણીની પોતાની વિલક્ષણ બાળક રીત પ્રમાણે, પોતાની અને પોતાના 'અમોલ' સંબંધી મહાન પ્રભુની સાથે તેણી વાતો કરતી હતી. પછી પોતાનું અંતઃકરણ હલકુ કરી આ નાની બાળકી ઉંઘી જતી, અને સવારે કુકડા બોલે તે વેળાએ જાગતી.

નરસીંહભાઇનું ઘર ઋષીપુર કહેવાતી જમીનના આગલા ભાગમાં હતું તેની આસપાસ લોઢાની ફેન્સથી મોટો કમ્પાઉંડ બાંધેલો હતો. ઘરના પાછળના ભાગમાં ગાડીયોને માટે છાપરૂં, ઘેટાં બકરાં પૂરવાનો વાડો, ગાયો બળદો રાખવાની કોડો, અને કમ્પાઉન્ડના બાકીના ભા-ગમાં ઘાસની ગંજીયો રાખવામાં આવતી, અને તેમાં ઘરડા ઘોડાઓ અને નહીં દુધ દેતી ગાયો છુટાં ફરતાં હતાં. થોડાજ વખતમાં ઉર્મીલા આ સર્વથી વાકેફ થઇ ગઇ હતી કેમકે તેણી એક વિદ્વાન, ઉદ્યોગી અને વીચીક્ષણ સમાજીસ્ટની:પુત્રીની પુત્રી હતી. તેણીની, સદગુણી, પ્રેમાળ, ઉદ્યોગી, અને તપાસ કરવાની ટેવ વાળી, માના સદગુણો તેણીમાં ઉતરેલા હતા. એક મોટા ગોધા સિવાય આ સર્વ પ્રાણીઓ-ની સાથે, તેણી, માણુસ માણુસની સાથે વરતે, તેમ વરતતી હતી. તેઓનો તેણી ઉપર વિશ્વાસ બંધાયો હતો જેથી તેણીની પાછળ ફરતાં હતાં. પેલા ગોધાની લાલ આંખોથી તેણી ડરતી હતી; પણ તેના નાકમાં નાથ હતી તેના માટે તેણી દીલગીર હતી, પણ કપા-સીયા અને ખોળ આપી આપીને તેની સાથે વિશ્વાસ બાંધ્યો, અને તે તેણીને તેની પીઠ ખંજોળવા આપતો. પણ, જ્યારે ગુરૂદીત્તસીંગને તરતનું જન્મેલું ઘેટાનું બચ્ચું લઇ આવતો જોયો ત્યારે તેણી ભારે ખુશી થઇ. તેની પાછળ ઘેટી પણ દોડતી આવતી હતી. એ નવા નાના પ્રાણીને જોઇને ઉર્મીલાએ પુછ્યું " એ શું છે? તે જીવતું છે ?

ગુરૂદીત્તસીંગે તે પ્રાણી ઉર્મીલાના હાથમાં આપ્યું. ઉર્મીલા તેને લઇ ફરવા મંડી. બીચારી ઘેટી પાછળ પાછળ દોડવા લાગી. તે વીચીત્ર લડથડતા પ્રાણીને તેણીએ નીચું મુકયું અને પેલી ઘેટી તેને સુંઘવા લાગી. તે પ્રાણી એકદમ કુદવા ગયું પણ તેના પાતળા અસ્થીર પગ એક બીજામાં ગુંચવાઇ ગયા ને પાછું ચપટ બેસી ગયું, ગુરૂદીત્તસીંગે તેને હાથમાં ઝાલી રાખી ઘેટીને ધવરાવ્યું. આ જોઇ ઉર્મીલા ઘણી અજાયેબ થઇ.

ગુરૂદીત્તસીંગે ઉર્મીલાનું આશ્ચર્ય જોઇ તેણીને કહ્યુ "ચાલ મારા ઘેર, ત્યાં તેની સાથે રમજે અને ત્યાં ખાજે."

નરસીંહભાઇની માએ હસી અને કહ્યું "હા, જા દોડ, ઉર્મીલા જરા હરવા ફરવાથી ઠીક પડશે. ગુરૂદીત્તસીંગ તને તેનું ઝુંપડું બતાવવા માગે છે." ઉર્મીલાના મનમાં હમેશાં વીચાર આવતો હતો કે ગુરૂદીત્તસીંગ કયાં રહેતો હશે.

ગુરૂદીત્તસીંગ ઘેટાં, ગાયો વીગેરેના ગોવાળોનો ઉપરી હતો અને ખેતરમાં કામ કરતાં દાડીયાંઓ ઉપર દેખરેખ રાખતો.

તે આખો દીવસ ઘર બહારજ રહેતો હતો. તેનું ઝુંપડું ઘાસથી છાયેલું હતું. અને તેની દીવાલો, લાકડાના થાંભલા ઉભા કરી જારના રાડાંથી બનાવી માટી અને છાંણથી છાંદી દીધેલી હતી. એ ઝુંપડાના જયાં જયાં ઉઘાડા ભાગો હતા ત્યાં ત્યાં ગુણપાટ બાંધેલું હતું.

ઉર્મીલાએ પુછ્યું "તમે ઘેર ખાવા કેમ આવતા નથી?" ગુરૂદીત્તસીંગે જવાબ આપ્યો "તેની ગેરહાજરીમાં દાડીયાંઓ સોંપેલું કામ બરાબર કરતાં નથી. શુદ્રો પ્રમાણીકપણાથી અજ્ઞાન હોઇ તેમના ઉપર દેખરેખ રાખવી પડે છે."

ઉર્મીલા તેણીની ઘાઘરી અને પોલકું બદલાવી નરસીંહભાઇની માને ગળે બાઝી પડી અને પુછ્યું. "માજી! હું કયારે પાછી આવું?

"હું તને પાછી લાવીશ." ગુરૂદીત્તસીંગે કહ્યું. "મહાશય નરસીંહભાઇ તેમનાં પત્નીને લઇને કયારે આવશે. માજી?"

ગુરૂદીત્તસીંગે કહ્યું "મહાશય કેહેતા હતા કે તેઓ એક માસમાં પાછા આવશે."

"હા; પરન્તુ ઝાઝાં વર્ષોથી તે બહાર રહેતો હોવાથી દેશનાં

સગાંવ્હાલાંથી અજાણ્યો છે, જેથી હળતોમળતો થવા રોકાયો છે."

ગુરૂદીત્તસીંગે નમ્રતાથી ડોકું ધુણાવ્યું "હું પ્રાર્થના કરીશ કે નરસીંહભાઇ પુત્રના પીતા જલદી થાય. મારી બૈરીને બાચારીને કાંઇ છોકરૂં નથી, એમ કહી બોલતાં અટકયો. જ્યાં ત્યાં કેહેવાથી શું સાર:? રૂષીરાજે મારા માટે બંદોબસ્ત કર્યો છે." વારૂ, નમસ્તે, માજી! રૂષી પ.ની પાસે ભણવા નહીં જતાં ઉર્મીલા આજે મારા ઘેર આવે છે તેથી હું બહુજ ખુશી થયો.

નરસીંહભાઇની મા, જેવો ગુરૂદીત્તસીંગ ઘેટીના બચ્ચાને લઇ ચાલતો થયો, તેવાં ઉર્મીલા સામું જોઇ હસવા લાગ્યાં, ઉર્મીલા પાછળથી દોડી ગુરૂદીત્તસીંગ સાથે થઇ. તેઓ ગુરૂદીત્તસીંગના ઝુંપડા નજદીક આવી પોહોચ્યાં.

ઉર્મીલાએ અજાયેબીથી પુછ્યું "બીજો ઘોડો આંહી કેમ છે? રાતડી ઘોડી કયાં છે?" "બાઇ તે આરામ લે છે. ઘોડાંઓમાં વીચાર કરવાની શકતી હોય છે. જેમ જેમ તેઓ બુઢ્ઢાં થતાં જાય છે તેમ તેમ વધુ વીચાર કરી શકે છે. તેણી વીચારશક્તીમાં અજાયેબ પમાડે તેવી છે. મેં તેણીને કલાકોના કલાકો એક જગાએ ઉભી રેહેતાં જોઇ છે, પણ મુંબઇના લોકોને મુંબઇનાં ઘોડા ગમે. તેણી થોડાં વર્ષો મુંબઇમાં રેહેલી છે, પછી ત્યાં ઝાઝું કામ નહીં હોવાથી શરીરે ભારે થઇ જવાથી અત્રે આવેલી છે. જયારથી અત્રે ડુંગરાળ રસ્તામાં ટાંગામાં જોડી ખૂબ રગડવા માંડી ત્યારથી દુ:બળી થઇ ગઇ છે. અને તેણી ઘરડી દેખાય છે.

ગુરૂદીત્તસીંગ! તેણી દોડી શકે તેવી જણાતી નથી. તેણી શા માટે થરથરે છે?

ગુરૂદીત્તસીંગે કહ્યું "તેણીને જરા શરદી લાગી છે. બાઇ! તું જરા લગામ હાથમાં ઝાલી રાખ હું તેણીને ગેટ સુધી દોરીશ."

ઉર્મીલા, લગામ હાથમાં લઇ અને મોટા ભભકામાં ટાંગો હાંકવા મંડી, જયારે, તેણીનું પુરેપુરૂં બાળકપણું દેખાતું હતું. ગુરૂદીત્તસીંગે ગેટનું બારણું બંધ કર્યું અને કુદીને ટાંગાના પાછલા ભાગ ઉપર ચડી બેઠા અને ઉર્મીલાને હાંકવા દીધું. ગુરુદીત્તસીંગે કહ્યું "ઘોડી રસ્તો જાણે છે, માત્ર કોઈ વખત ગાડીયે બેસવા સ્ટેશને

જવું છે એમ ધારી દોડવા મંડે છે, માટે જો તેમ કરે, તો, લગામ ખેંચવી એટલે આસ્તે થશે. જ્યારે આ ઢોળાવ ઉતરી સપાટ જમીન ઉપર આવીએ, ત્યારે ડાબી બાજૂ તરફ લગામ ખેંચવી જે તરફ તરવેણી છે. ત્યાં છુટાં છવાયાં ઘરો અને બંગલા છે, ત્યાં આપણે જવાનાં છીએ. ઉર્મીલાએ પૂછ્યું "ત્યાં કોણ છે?"

"તને જેમની પાસે ભણવા મોકલવાની છે તે રૂષીરાજ અને રૂષીપત્ની રહે છે, ત્યાં છોકરા અને છોકરીઓને રહેવાનાં અલગ આશ્રમો છે. ત્યાં રૂષીરાજ છોકરાઓને અને રૂષીપત્ની છોકરીઓને ભણાવે છે. લોકો, તેમનાં છોકરાં આઠ આઠ વર્ષનાં થાય છે ત્યારે અત્રે મુકી જાય છે. આ સર્વ દસ માઇલના ઘેરાવામાંની જમીન લાહોરના એક લાલાજીની છે. એ જમીનનું કામકાજ કરનારા આ જમીનમાં છુટાં છુટાં ઘરો છે તેમાં રહે છે. તેઓ બધા આર્ય છે. હું પણ ત્યાં રહું છું. ઉર્મીલાએ કહ્યું "હું તો તમારૂં ઘર પેલું ઝુંપડું સમજતી હતી, અને નરસીંહભાઇ તો આર્યસમાજીસ્ટ નથી."

"નરસીંહભાઇ સમાજીસ્ટ છે પણ તેમનાં મા જરા જુના વિચારનાં છે તેથી તેઓ બહાર પડતા નથી."

ઉર્મીલા હોઠ કચરી દાંત ભીંસી બીજા સવાલો પૂછવા લાગી. તેણીએ, તેણીને થયેલી અસર પ્રયત્ન કરી દાબી દીધી, અને જોસબંધ હાંકવા લાગી. ઘોડી એટલા જોસથી દોડવા લાગી કે પવનના જોસથી ઉર્મીલાની આંખોમાં પાણી આવવા લાગ્યાં. ગુરૂદીત્તસીંગ, ઉર્મીલાની ટાંગો હાંકવાની ચતુરાઇથી સંતોષાઇ બોલ્યો "તેણી ધારે, તો, કેવું હાંકી શકે? આ છોકરીને પાછી મુંબઇ ન મોકલી આપે તો સારૂં."

ગુરૂદીતસીંગને છોકરાં નહિ હોવાથી તેને છોકરાં ઉપર પ્રેમ બહુ હતો. તે ફરી ફરી હસતો અને વીચારમાં તલ્લીન થતો દેખાયો. જેવી ઉર્મીલા ટાંગામાં ઉભી થઇ ઘોડીને બરાબર અંકુશમાં રાખી ઉત્સાહથી હાંકવા લાગી તેવું તે બોલ્યો "ખરેખર આ કોઇ અજાયેબ આર્યન બાળીકા હોય તેવું જણાય છે. નહીં તો તેણીનું મુંબઇથી એકલું આવવું, વડીલોની સાથે સભ્યતાથી વર્તવું, સૌની સાથે પ્રેમ પૂર્વક વર્તન અને આટલું બુદ્ધી, ચાતુર્ય, ઘોડાં જેવા પ્રાણીને અંકુ-

ક્ષમાં રાખવું, આટલી બાળીકામાં ઉમદા સંસ્કાર સીવાય ક્યાંથી હોય ? અત્યારે તો તેણીનું ભવિષ્ય કેવું થશે, તે કહેવું, તે તો હવાઇ કીલ્લો બાંધવા જેવું છે પણ એક કવીએ ઠીક કહ્યું છે "કર્મ છુપે ન ભભૂત લગાયે" ખરેખર આ છોકરી કોઇ અમીરને પરણશે.

કોકીલા અને મેનાંઓનાં જોડલાં ક્યારનાંએ થઇ ગયાં હતાં. જે વખતે સુઘરીઓ ચીં ચીં કરતી ઝાડે ઝાડે માળાઓ બાંધવાની ઘટતી જગ્યાઓ શોધતી હતી, ત્યારે આ અવલોકન કરતી ઉર્મીલાને, ટાંગામાં ઘોધી રાખેલી ઘોડી લાંબી ડોક કરીને તેણીનો હાથ ખેંચીને કેહેતી હતી કે "મને છોડ અને આ નીચેની હરીઆળી ચરવા દે." કાદવવાળા પગકેડાઓ સુકાવાની શરૂઆત થઇ હતી, અને ખેતરોઓના ખીલતા પાકનું રક્ષણ કરવાની આછી પડી ગયેલી વાડો નવાં જાંખરાં નાખી ઘટ્ટ બનાવવામાં આવતી હતી. ગાયો, ઘેટાં, બકરાં, ઘોડાં, બળદો સામેના લીલા ઘાસના મેદાનમાં ચરતાં હતાં. તે મેદાનની ઉપર સાંજના સૂર્યથી ચળકતું આસમાની આકાશ આવેલું હતું. ડાબા હાથ તરફ કેરડાનાં ઝાડો હતાં જેમાં હડીયાણાના બ્રાહ્મણો જેવા દેખાતા કેટલાક બ્રાહ્મણો તંબુ નાખી પડેલા હતા તે તંબુની બાજુ ત્રણ ચાર ઘોડાંઓ બાંધેલાં હતાં. આનંદમાં મસ્ત થયેલી ઉર્મીલાએ એક વૃદ્ધ બ્રાહ્મણને કાન અને સર્વ અંગોમાં રૂદ્રાક્ષ પેહેરી અને ભસ્મ ધારણ કરી સંધ્યા કરતો હોય તેવા આડંબરમાં બેઠેલો જોયો, તેના સામો એક પાટલો પડેલો હતો. તેના ઉપર છોકરાંઓના રમકડાં જેવા, ગોળ અને ચપટા પથરા તથા ભાંખુડીએ બેઠેલાં પીતળનાં છોકરાં હતાં. તેમના ઉપર સુખડ તથા કેસરનાં ટપકાં કરેલાં હતાં. તે બ્રાહ્મણે એક વર્ષ પેહેલાં ધોયેલો, મેલો અને સોંસરૂં દેખાય તેવો જર્જરીત થયેલો રેશમી મુગટો પહેર્યો હતો. તેની અને પાટલાની વચમાં મંત્ર અને સ્તોત્રના પુસ્તકોની પોથી છોડેલી હતી. તેમાં નજર કરી મોટેથી પાઠ ભણી ત્રવેણી જનાર લોકોનાં ધ્યાન ખેંચતો હતો.

ઉર્મીલા, છેક, બ્રાહ્મણોને માત્ર ઉપરના ડોળધારૂ માનતી નહોતી. દરેક ચીજ તપાસવાના સ્વભાવવાળી ઉર્મીલાએ તે તરફ ટાંગો હાંકયો, ગુરૂદીત્તસીંગ સમાજીસ્ટ હોઇ તેને આવા બ્રાહ્મણો તરફ તીરસ્કાર હતો જેથી તેમાં તેને કાંઇ આશ્ચર્ય લાગ્યું નહી. ઉર્મીલા કાંઇ શ્રધાળુ જણાયાથી ગુરૂદીત્તસીંગે કહ્યું.

"તે લોકો ઢોંગી છે તેમની પાસે ના જઇશ. તેઓ ટીપણું વાંચી જાણુતા નથી, છતાં મોઢેથી લોકોને દશા પનોતી વીગેરે કહે છે. એટલુંજ નહીં પણુ તેઓ સામુંદ્રીક જાણુવાનો પણુ ઢોંગ કરે છે, તેમનો ભેદ એ છે કે તેઓ તેમના સાગ્રીતો માર્ફત લોકોની આગળ પાછળની હકીકત જાણી લે છે અને વાચાળ હોઇ લોકો અંજાઇ જાય છે અને તેમના તોકા યુક્તીવાળા જૂઠાણુથી સાચા ઠરે છે."

ગુરૂદીત્તસીંગનું આ બોલવું સાંભળી તે બ્રાહ્મણે કરડાતી આંખે ગુસ્સાથી તેના સામું જોયું. ટાંગો ઉભેલો જોઇ તંબુમાંથી બીજો એક બ્રાહ્મણુ નીકળ્યો. તે વાચાળ હતો. તે ઉર્મીલા પાસે આવીને બોલ્યો "આ મહારાજ અમારા વડીલ છે. તેઓ મંત્ર, જંત્ર, જ્યોતીષ, સામુદ્રીક વીગેરેમાં કુશળ છે. પેહેલી દક્ષીણુા આપવાની તમારે કાંઇ જરૂર નથી." આ પ્રમાણે ફોસલાવી, ગુરૂદીત્તસીંગના ના પાડવા છતાં તે બ્રાહ્મણુ તેણીને તે આડંબરી બ્રાહ્મણુ પાસે લાવ્યો.

તે બ્રાહ્મણુ બોલ્યો "બાઇ, તું મહા ભાગ્યશાળી થઇશ, તું અનાથ છું, પણુ આગળ ઉપર કોઇની ઓશીયાળી નહીં રહે, અને તારાં લગન કોઈ અમીરની સાથે થશે." આમ કહેતાંની સાથે તો ઉર્મીલા પીગળી ગઇ અને વીનંતી કરવા લાગી, કે મહારાજ તમે કહો છો તે બધું સાચુંજ છે. મારૂં ભવીષ્ય બરાબર કહો. તેણીનો હાથ જોઇ બોલ્યો. "આગળતો ઘણું દુઃખ વેઠયું છે. ખૂબ મજૂરી કરી છે પણુ હવે ગ્રહ સારા છે." આ કહેતાંની સાથે ઉર્મીલાને પૂરેપૂરી શ્રદ્ધા બંધાઇ.

"જે હું જાણુવા માગું છે તે કેહેશો ?"

"હા, તું જે પુછે, તે, હું કહી શકું છું."

ગુરૂદીત્તસીંગે કહ્યું "તું ઘેલી થઇ ગઈ છે. એ કેહે, તે તું ન માનીશ." આ વૃદ્ધ બ્રાહ્મણે ધમકી બતાવી, ઉંચો હાથ કરી, આંગળી બતાવી "બોલ, તું ફરીને બોલ અને જો, તારા એક મીની-ટમાં શા હાલ થાય છે."

ઉર્મીલાએ એ બ્રાહ્મણુના મોઢા આડા હાથ ધર્યા. "ના, મહા-રાજ, માફ કરો તે મારા સ્નેહી થાય છે." તેણીને પૂર્ણુ વિશ્વાસ બેઠો હતો, કે, આ યોગેશ્વર મહારાજ ધારે તો દુનીયાનો ક્ષણુવારમાં નાશ કરે.

"તું શું જાણવા માગે છે?"

ઇન્તેજારીથી થરથરતા હોઠે બે હાથ જોડી પુછ્યું "મહારાજ! મારા 'અમોલને' હું ક્યારે મળીશ?"

પેલા બ્રાહ્મણે કહ્યું "તારી કાંચળીમાં રાખેલો કાગળ સાચવી રાખ અને જા તે ચીજની પાસે."

ઉર્મીલા દીલગીરીથી મોઢું ફેરવી બોલી "પણ હું જઈ શકું તેમ નથી, તેઓ એકલાં બધાં ભલાં છે, કે, મારે તેમની પાસે રેહેવું જોઇએ" પેલો મહારાજ ફરીને ભાર દઇ બોલ્યો.

"આ દુનીયામાં જે ચીજ મેળવવાને તું ઇન્તેજાર છે તેની પાસે તું જા." પણ ઉર્મીલાએ નિશ્ચયપૂર્વક ન-કારમાં માથું હલાવ્યું.

"ના, તમે જાણો છો કે હું જઇ શકું તેમ નથી."

"કેમ નહીં! જા બાળીકા! તું ત્યાં જા," તે વૃદ્ધ બ્રાહ્મણે આંખો વીંચી, લાંબો હાથ કરી, એક સુવ્યવસ્થીત અને સફેદ ઘર બતાવ્યું. તેનું બારણું રસ્તા ઉપર પડતું હતું. તેની પાછળ એક સુંદર બાગ હતો.

તે ઘરની ઓશરીમાં એક સ્ત્રીના હાથમાં છોકરું જોઇ ઉર્મીલા ખુશી થઇ. તેણીએ તેણીની પાસેના બે પૈસા તે બ્રાહ્મણને આપ્યા.

ગુરૂદીત્તસીંગ ઉર્મીલાનો હાથ પકડી ટાંગામાં બેસાડી ચાલતો થયો.

"તું ગાંડી થઇ જઇશ. એવા ધુતારાની પાસે નહીં જવું જોઇએ."

"ગમે તેમ હો. તે ધુતારા જેવો જણાય છે. પણ મને કહ્યું તે તો બધું સાચું છે, ગુરૂદીત્તસીંગ." ઉર્મીલાએ તેણીની આંખમાંથી આંસુ આવતાં અટકાવ્યાં.

ગુરૂદીત્તસીંગે તે ટાંગો પોતાના ઘર આગળ લાવી, ઉભો રાખી, ઉર્મીલાને નીચે ઉતારી, તેણીને પોતાની વૃદ્ધ પત્ની પાસે લઇ, તેણીની સાથે ઓળખાણ કરાવ્યું. તેની વહુએ ઉર્મીલાને એટલો હર્ષભેર આદર આપ્યો, કે, જાણે તેણી ઉર્મીલાને ઘણાં વર્ષો થયાં ઓળખતી હોય, તેવું તેણીને જણાયું.

"બાઇ! આ ખુરશી ઓરી કરી તેના ઉપર બેસો. મારા હાથમાં બાળક છે તે સુઇ ગયો છે. વળી તે એટલો બધો વજનદાર છે, કે હું તેને મુસ્કેલીથી ઉપાડી શકું છું, હું દીલગીર છું ખુરશી લાવી શકું તેમ નથી."

તેણી ઉત્સાહ અને ઝડપથી બોલતી હતી. તેણીનો ઉલ્લાસી સદ્‌ગુણી, તંદુરસ્તી ભરેલો ચેહેરો હાસ્યથી પ્રકાશીત હતો.

ઉર્મીલા, માથાથી પગ સુધી નીહાળી બોલી "અરે! તે છોકરૂં છે? હું તેને જોઉં?"

"હા, તે છોકરૂં નથી, તે છોકરો છે." ગુરૂદીત્તસીંગની વહુએ અભીમાનથી કહ્યું. તે દુનીયામાં સુંદરમાં સુંદર છે. વીશ વરસ થયાં હું પરણી પણ અમારે અમારૂં છોકરૂં થયું નથી, જેથી રાત દીવસ એકાંત જીંદગી ગુજારવી પડતી હોવાથી હું રોતી હતી, અને રાત્રે મને નીદ્રા પણ આવતી નહોતી.

ઉર્મીલા તેણીના "અમોલ" નો વીચાર કરતી માથું હલાવતી ગંભીરાઇથી બોલી "હું જાણું છું."

"વીસ વર્ષ પૂરેપૂરાં ઝુરી હું એટલી બધી બેહાલ થઇ. જેથી ત્રણેક માસ ઉપર રૂષીરાજ વીદ્યાદત્ત અજમેર ગયા, અને મારા માટે પાંચ વર્ષ સુધી દેખરેખ રાખવાનું કરી એક 'અનાથ' લાવ્યા." વળી ગુરૂદીત્તસીંગ સામો ઇસારો કરી બોલી. "જ્યારથી આ છોકરો આવ્યો છે ત્યારથી રાતી ઘોડી પણ હાંક્યા વીના આ ઘર તરફ દોડતી આવે છે."

તેણી તે છોકરાને પોતાની છાતી આગળ રાખી ધીરે ધીરે થાપડ મારતી હતી. ઉર્મીલા નીશ્વાસ નાંખી બોલી "હું તેને જોઉં?" આ છોકરાને મેં એક વખત જોયેલો છે; તે મારા હાથમાંથી ગયો છે."

"ખરેખર, આવો ઓશરી ઉપર ચડો, બાઇ, બેસો અને તેને જુઓ."

ઓશીરીપર ચડવાનાં પગથીયાંની બન્ને બાજુ ગુલાબ, મોગરો. ચંબેલી, ગુલદાવરી વીગેરે સુગંધી ફુલઝાડનાં કુંડાં આવેલાં હતાં. સામે ઓશરીની મધ્યમાં નાનીથી યજ્ઞશાળા હતી. તેમાં યજ્ઞપાત્રો

આસનીયાં વગેરે વ્યવસ્થીત પડેલાં હતાં. સામે એક સુંદર ઘડીયાળ હતું. તેની બન્ને બાજુએ સ્વામી દયાનંદ, મહાત્મા મુનશીરામ. પંડીત લેખરામ, ગુરૂદત્ત વીગેરેના ફોટોગ્રાફો અને ભીષ્મપીતામહ, પાંચ પાંડુઓ, કર્ણ, હરીશ્ચંદ્ર, રામ, સીતા, સાવીત્રી, ગાર્ગી, સરસ્વતી વીગેરે પીતૃઓના લીથોગ્રાફો ટાંગેલા હતા. પણ ઉર્મીલાને તે જોવાને આંખો નહોતી, જો કે તેણી તે જાણવા અને ચાહવા શીખી હતી. પાછળની હકીકત યાદ આવતાં તેણીને ભારે દુખ થતુ હતુ. છતાં પણ તેણી આ અજાણ્યા બાળકને જોવાને ભારે ઇન્તેજાર હતી.

ગુરૂદીત્તસીંગની પત્નીએ ઉંઘી ગયેલા છોકરાને સંભાળપૂર્વક ઘોડીયામાં સુવાર્યો અને ઘોડીયાને ઉર્મીલા આગળ ધર્યું.

" જુઓ બાઇ! તે કેવો સુંદર છે ? "

પણ ઉર્મીલાએ આનંદની રાડ પાડી, ઘોડીયાની બાજુમાં ઘુંટણપર થઇ, એકજ વખત હસતી અને રોતી જતી તે છોકરાને તેડી લીધો. તેણી રાડ પાડી બોલી ઉઠી. " તે અમોલ છે, તે મારો અમોલ છે."

અને તે " અમોલે " ન ભૂલી જવાય તેવી ઉંઘાયલી આંખો ઉઘાડી અને લાંબા હાથ કરી ઉર્મીલા સામું હસ્યો.



# પ્રકરણ ૬ ઠું.

## ગ્રહ આગમન.



જેવાં નરસીંહભાઇની માને ઉદાસીનતાથી ગુંથણું ગુંથતા નાકાં પડયાં રહે છતાં તેમને તેમ ચલાવ્યે જતાં જોયાં તેવીજ ઉર્મીલા પ્રેરણા બુદ્ધિથી સમજી ગઇ, કે માતા પુત્ર વીયોગથી કેટલી દુ:ખી છે, પણ જે બાબતમાં ઉર્મીલાને સબંધ ન હોય તેવી બીજી બાબતોમાં, નરસીંહભાઇની મા, બીજી સ્ત્રીયોની માફક તેણીના મનોવીકાર બહુ કરીને તેણીતે બતાવતી નહીં. જ્યારે ઉર્મીલા ઋષીપત્નીની પાસે શીક્ષણ લેવા જતી, તે આવતાં સુધી નરસીંહભાઈની મા બેચેન રેહેતી. ઉર્મીલાના આભારી અને મદદગાર સ્વભાવ, શહેર કરતાં ગામડામાં રહેવાની ખરી ખુશી, અને નરસીંહભાઇની માની આજ્ઞાને ઉમંગથી તાબે થવાની વૃત્તી. એ સઘળાંએ તે વૃદ્ધ ડોશીના હૃદયના એકખુણામાં તેણીના માટે મમતા ઉત્પન્ન કરી. અને તેણી ઘણી અજાયબ અને ખુશી થઇ હતી, કેમકે ઉર્મીલા, ઋષીપૂરનાં સર્વ, માણસો, ઢોરો પ્રાણીઓ વીગેરે સાથે મીત્ર થઇ ગઇ હતી. ઉર્મીલા, ઢોરો, અને પ્રાણીઓની ઇચ્છા સમજતી, એને તેણીમાં તેમનો પૂર્ણ વિશ્વાસ હોય એમ માલમ પડતું, કારણ કે તેણીની એક કલ્પના હતી, કે, પ્રાણીઓમાં મનુષ્ય જેવી નહીં પણ તેથી ઉતરતી લાગણી અથવા બુદ્ધિ છે.

" એક દીવસ તેણી બોલી " હું વીચાર કરૂં છું, કે, પક્ષીઓ કાંઇ કામ, તેઓ શા માટે કરે છે તે જાણ્યા સિવાય કરતાં નથી. શા માટે પેલી ચકલીઓ, સુઘરીઓ, મેનાંઓ માળા ઘાલે છે? ડોશીયે જવાબ આપ્યો " તેમને ઇંડા મુકવાનો વખત થયો છે. "

એ પક્ષીઓએ ઇંડાં મુકયાં, અઠવાડીયું થયું, પણ નરસીંહભાઇ અને પાર્વતી આવ્યાં નહીં. સ્ટેશન સામું ટાંગો મોકલવાનો નરસીંહભાઇનો તાર આવ્યો. ઘેર આવવાના દીવસે, જ્યારે ટાંગો ઘરના કમ્પાઉન્ડમાં આવ્યો, ત્યારે તે વૃદ્ધ ડોશી ઘરની ઓશરીના પગથીએ આવીને ઉભાં. નરસીંહભાઇ નીચે ઉતરીને માતાના ચરણે પોતાનું

શીશ નમાવી નમસ્તે કહી બોલ્યો " આ વહુ છે તેનું નામ પાર્વતી છે." પાર્વતી નીચે ઉતરી સાસુને ચરણે પડી નમસ્તે કહી ઉભી રહી. ડોશીની આનંદી નજર પાર્વતી ઉપર પડી—તેણીએ ધારેલ હતી તેવી દસ વરસનું બાળક, તેણી, ન હતી, તેણી ચડોતરની કાળી—બો-ચુ બીમાર જણાતી છોકરી ન હતી. તેણીએ હાથમાં ચુડા, નાકમાં મોટા કાંટા કે કાનમાં મોટા વેહલા પહેરેલા ન હોતા, તેણીના કપા-ળમાં વાળની ભમર ઉગેલી ન હતી—પણ પાર્વતી એક ખૂબસુરત ગૌર વર્ણની, સારા બાંધાની, ઉંચી સ્ત્રી હતી. તેણીનું કપાળ નમણું હતું તેણીનો કાળા લાંબા વાળનો અંબોડો, મોટો હતો. તેણીની આં-ખો મોટી અને નેણ રળીયામણાં હતા. તેણીના નાકમાં સફેદ હીરા જડીત નાની સુંદર ચુંક હતી. તેણીની સાડી પહેરવાની ઢબ પારસણ જેવી હતી, તેણીએ છાતી અને પેટ ઉઘાડાં દેખાય તેવી ચોળી પહે-રવાને બદલે ફ્રૉક પહેરેલો હતો. હાથોમાં એક એક કચકડાની કાળી બંગડી સાથે સોનાની બંગડીયો પહેરેલી હતી. તેણીના ધ્રૂજતા હેઠ ઉપરથી જણાતું હતું, કે, જાણે નરસીંહભાઇની માને અણગમતી થઇ પડવાને તેણી ડરતી હોય. પાર્વતી બોલી ', સાસુજી ! તમારા પુત્ર કહે છે, કે, તમે મારી સંભાળ રાખશો. "

એ વૃદ્ધ ડોશી તુરતજ જીતાઇ ગયાં પુત્રવધુને મા સરખા પ્યારથી છાતી સરખી ચાંપી, અને તેજ દીવસથી તેણીને તેણીએ તેણીની પુત્રી તરીકે રાખવા માંડી, તેણીએ હસીને કહ્યું " ઉર્મીલાએ મને તજી દીધી છે. તેણી અઠવાડીઆમાં ત્રણ દીવસ બપોરે ગુરૂદી-ત્તસીંગને ત્યાં રહે છે અને બાકીનો વખત બચે તો મારી પાસે રહેછે."

ઉર્મીલાને એ વાત અણગમતી છે, એવી લાગણી જણાયાથી તેણી અટકી, અને એક હાથ તે ઉશ્કેરાયેલી બાળાકીની કમ્મરે અને બીજો હાથ પાર્વતીની કમ્મરે રાખી, તેમને લઇ, નરસીંહભાઇની સાથે આવી ઉભી.

તેણે મનમોજીપણે સ્પષ્ટ કહ્યું " મને માલમ પડે છે કે જાણે હવે ઘર ઉભરાયું. મા ! આખરે તારા માટે આ નવાં સ્નેહી મ-ળ્યાં હો ? "

તે વૃદ્ધ ડોશાંએ પુત્રને આજ્ઞા કરી " જા, લુગડાં ઉતાર અને ખાવા માટે તૈયાર થા. "

“હવે, વહુ ચાલો મારી સાથે. હું તમને તમારો ઓરડો બતાવું.’

પાર્વતીએ આનાકાની કરી “હજી વાર છે. લગ્ન થયાં નથી.” નરસીંહ ભાઇએ કરેલી સંટલસ મુજબ એક બ્રાહ્મણ આવી, ડોશી અને અગ્ની સમક્ષ છેડા બાંધી ગયો.

તેણી, પાર્વતીને તેણીના સુંદર સજેલા ઓરડે લઇ ગઇ, અને ઘરની ચાવીઓનો જુમખો કેડમાંથી છોડી, તેણીને બચ્ચી ભરી, આગળ ધર્યો. “પાર્વતી! પુત્રી! લે આ ચાવીઓ અને તારા દીકરાને ઘરે વહુ આવે ત્યાં સુધી તારી પાસે રાખ.” ડોશીએ હસીને કહ્યું.

ડોશી જાણે જાહેર કરતાં હોય, કે, તું આજથી ઘરની ગૃહીણી છે, ઘરની માલીક છે, અને ઘરનો બોજો સઘળો તારા ઉપર છે, એવું તેણીને જણાયું. આવી સાસુની શ્રેષ્ટપણાની નિશાની સૂચક ચાવીઓના જુમખા ઉપર તેણીની નજર પડતાં પાર્વતી બોલી “મને આવો વિચાર આજ્યોજ નથી. હું ઘણી અજ્ઞાન છું. તમે છો ત્યાં સુધી, કદી સ્વપ્ને પણ એ ખ્યાલ મારામાં આવનાર નથી. હું તો તમારી પુત્રી થવા માગુ છું.” તેણીએ આગ્રહથી ચાવીઓ ડોશીને પાછી આપી. ડોશીએ આનાકાની કરી, પછી આખરે લઇ કેડે ખોશી.

ડોશી બોલી “વારૂ, તું આગ્રહ કરે છે, તો, ભલે, પણ સાઠ વર્ષ થશે, ત્યારે તો તારે લેવીજ પડશે, ચાલો આપણે વાળુ કરવા જઇએ.”

થોડા દીવસમાંજ ઘરનું કામકાજ તેના પહેલાંના ઘોરણ મુજબ ચાલવા માંડયું. નરસીંહભાઇ સવારમાં વહેલો ઉઠવા લાગ્યો અને ચા પૂરી લીધા પહેલાં ખેતર–પાક–પ્રાણીઓ તપાસવા નીકળી પડવા લાગ્યો. પાર્વતી કંઇક કંટાળી ગએલી દેખાતી ચા પૂરી લેવા આવવા લાગી. હવે રૂષીપૂર આવવાની નવાઇ ઓછી થઇ ગઇ હતી. તેણી વિચારમાં લીન અને શાંત દેખાવા લાગી, અને ઉત્સાહ અને ભૂખ ઓછાં જણાયાં. તેણીની વર્તણુક ઉર્મીલા તરફ જુલમગાર થઇ. જ્યારે કોઇ બેસવા આવે અને પૂછે, કે, “ઉર્મીલા ક્યાં છે?” તો કહે, કે, “તેણી કાંઇ કામકાજ સર બહાર ગઇ હશે, અગર તેણીની રૂમમાં અભ્યાસ કરતી હશે.” એ સ્પષ્ટ હતું કે, તેણી બીહીતી હતી, કે, ઉર્મીલા છોકરૂં છે, અને લોકો બેસવા આવે ત્યારે, તેણી હાજર

હોય તો, લોકો પુછે, કે, તેણી કોણ છે, તો ભોળપણામાં રખેને સાફ બોલી દે.

પાર્વતીમાં થયેલો આ ફેરફાર ઉર્મીલાના ધ્યાનમાં આવતાં તેણીએ એવું માન્યું, કે, તે ફેરફાર, નવાં માણસોને મળવામાં મનના નબળાપણાને લીધો થયો હશે. કારણ કે તેણીના મગજમાં એવું, તો આવ્યુંજ નહોતું કે, નરસીંહભાઇની સાથે ત્રણ માસ જૂદે જૂદે ઠેકાણે ફરી સગાંવહાલાંમાં ઓળખીતી થવાથી તેણીનો હલકો સ્વભાવ વધુ ખીલ્યો હતો, અને તેણીની પાછલી જીંદગીનો હેવાલ જગતમાં કોઇને કાને ન પડે તેની તેણીને કાળજી હતી. જ્યારે જ્યારે તેણી ઉર્મીલાને જોતી, કે, તેણીને ભય ઉત્પન્ન થતો અને ઉર્મીલાને સાથે લેવાના તેણીના કાલાવાલા સાંભળ્યા બદલ, નરસીંહભાઇને ઠપકો આપતી હતી. નરસીંહભાઇ, તેની વહુને ભક્તિભાવથી, ઉર્મીલાના સાથે રાખવાના નહિ ઇચ્છવાજોગપણા વિષે, પૂર્ણપણે મળતો થયો. તેણે કહ્યું "મારી માને તેણી બહુ વહાલી છે. જો હું તેણીને પાછી મુંબઈ મોકલી આપું, તો, તેણી મને કદી માફ કરે નહિ. વળી ગુપ્ત વાત ગુપ્તજ છે. ઉર્મીલા તેણીની જીભ પકડી રાખે છે, તને બીજો કોઇ રસ્તો સુઝતો નથી? ૠષીપત્નીની પાસે વધુ વખત રહેશે, તો, તેણી તદન જૂદીજ બાળકી થશે. તેઓશ્રી કહે છે કે, તેણીને આપેલું શીક્ષણ તેણી જલદી ગ્રહણ કરે છે."

પણ પાર્વતીએ ચોકસ માની લીધું હતું, કે, તેણી કોઇ દીવસ દગો દેશે, જેથી તેણીએ આનાકાની કરી ચેનમાં રહેવા ના પાડી. "તેણીની પાસે કંઇ વાત છે, તે, તેણી મને કહેવા માગે છે અને હું તે સાંભળવા માગતી નથી'' તેણીએ ચીડાઇને કહ્યું. "ગમે તે હો, ખરેખર તે આનંદદાયક નથી, માટે એ કહેવાની તક હું તેણીને નહિ આપું."

આ ઠરાવ ઉપર આવવાથી, પાર્વતી, ઉર્મીલાને દુરદુર રાખતી હતી, જો કે તેણી એ ખબર આપવાને ભારે ઇન્તેજાર હતી, અને અને ઘેર આવ્યા પછી, એક પખવાડીયા સુધી, આખરે ઉર્મીલા, પાર્વતીને એકલી પકડવાને શક્તિમાન થઇ. નરસીંહભાઇ અને તેની મા બજારમાં ગયેલાં હતાં, અને ઉત્સાહી, તંદુરસ્ત ઉર્મીલા ચોપડીઓની પોથી હાથમાં પકડી કુદતી કુદતી આવી " હું બહુ મુશ્કેલીથી

બકરાં અને ઘેટાંમાંથી છૂટીને આવી." તેણીએ કહ્યું. તેઓ મારી પાછળ દોડતાં દોડતાં અહીં સુધી આવ્યાં.

પાર્વતી ખૂલ્લી બારી પાસે બેઠી, તેણી ઉદાસીનતા સાથ હશી. વસંતઋતુના સૂર્યનો પ્રકાશ ઓરડામાં આવતો હતો. પરશાળ અને પગથીયાની કોર ઉપરનાં કુંડાંમાં વાવેલાં ઝાડોનાં સુગંધી પૂષ્પોની સુગંધ ઓરડામાં આવવા લાગી. વસંત ઋતુના બેસવાની સાથે ઉર્મીલામાં હુન્નર શીખવાની ખંત ઉત્પન્ન થએલી હતી, જેથી તેણીએ મોગરો, ગુલદાવદી, અને જુઇનાં પુલોની વચમાં, ગુલાબના મોટા પુલને લીંબુના પાંદડાંમાં ગોઠવી એક સુશોભીત ગોટો બનાવ્યો હતો. તેમાંથી મીશ્ર સુગંધી આવતી હતી.

પાર્વતીના ભાવમાં કાંઇ એવી ચીજે ઉર્મીલાને પાછી પાડી. તેણીના ખંત-પૂર્વક ઉછળતા મનોભાવો ધીરા પડી ગયા. તેણીએ તે ગોટો પાર્વતી પાસેના ટેબલ ઉપર મુકયો અને સામી બેઠી.

પાર્વતીએ દયા-પૂર્વક પૂછયું "શું છે ? મને ધાસ્યકો પડયો." પ્રતીકાર-શીલ-પણાથી ઉર્મીલાએ કહ્યું "કાંઇ નહીં, માત્ર ઋષી પત્નીશ્રીએ સંસ્કૃત પાણીની વ્યાકરણ શરૂ કરાવ્યું. મુંબઇમાંતો છોકરીઓને તે શીખવતા નથી અને અહીં શીખવે છે તેતો બહુ અઘરૂં પડે છે. તેઓ, મને તેમના ઘેર ભણાવે છે, છોકરીઓના ગુરૂકુળમાં ભણાવતાં નથી, કેમકે હું મોટી છું, જેથી તેઓશ્રી ઘેર હોય ત્યારેજ મને ભણાવી શકે છે. તેટલું પણ ખોટું નથી, પણ, જે ઘરમાં તેઓ રહે છે, તે બહુ સાદું છે. માંહે કોઇ ઉંચી જાતનો ફર્નીચર કે એવો કોઇ ભપકો નથી. પોતે પણ બહુ ગરીબ અને સાદાં છે. કોઇ વખત હું ત્યાં હોઉં છું અને તેઓશ્રી સુતેલા હોય છે, ત્યારે, મને આપણો પહેલાંનો વીચાર આવે છે.

"ઉર્મીલા !" હૃદય-ભેદક બુમ મારી, પગ પછાડી, પાર્વતી ઉભી થઇ. "ઉર્મીલા ! હૂં તારી જીભ ખેંચી નાંખીશ"

"મારી ભૂલ." તેણીની બુકો નીચે મુકી ઉર્મીલા પાર્વતી પાસે આવી. "મને માફ કરો. મારી ભૂલ થઇ. હું હમેશાં તમારૂં મન દુઃખવું છું. જો કે, મને ખબર નથી, કે, મુંબઇનું કાંઇ સાંભળવા તમે ઇચ્છતાં નથી."

પાર્વતીએ મુશકેલીથી પ્રાદુર્ભાવ દાબી રાખ્યો. તેણી બુમ મારી બોલી ઉઠી "તને ખબર નથી, તે મને કેટલું બધું ભયાનક છે? તું નાની છે? તું સમજતી નથી? ઉર્મીલા! તું મને ગાંડી કરી મુકીશ."

ઉર્મીલા ગુંચવાડામાં પડી સામું જોઇ રહી, તેણીએ હલકેથી પુછ્યું "શું છે? મને કાંઇ સમજણ પડતી નથી."

તું સમજતી નથી, કે જ્યારે જ્યારે તું મારી પાસે આવે છે, ત્યારે ત્યારે હું જે ભૂલી જવા માગું છું, તે તું યાદ કરાવે છે? જ્યારે હું તને જોઉં છું, ત્યારે પેલું ઘર ભાળું છું, પાપ, શરમ, અને દીલગીરી એ સર્વ પાછું આવે છે. અને મારી સાસુ મને પુછતાં નથી કે હું મુંબઇમાં શું કરતી હતી. તેમને મારી પાછલી જીંદગી ઉપર પૂર્ણ વિશ્વાસ છે. તે મારાં મા છે—જેનું સુખ મને પેહેલાં કદી મળ્યું નથી. તેણી ઉભી થઇ, પછી ખુરશીમાં પડી, "ઉર્મીલા! તું મારૂં મોત કરાવીશ. પાણી! પાણી!"

ઉર્મીલા પાણીને માટે દોડી અને પાર્વતીને લાવી આપ્યું. શાંત પમાડે એવી રીતે તેણીએ કહ્યું "લ્યો, એક મીનીટમાં તમે સારાં થઇ જશો." પાર્વતીએ ધ્રુજતાં ધ્રુજતાં તે પીધું. તેણીના દાંત પ્યાલાની સાથે અફળાઇ કચકડવાનો અવાજ સંભળાયો, તેણી વીલાપ કરી કેહેવા લાગી "હું પાછળનું જોવા કે યાદ કરવા ઇચ્છતી નથી." અને આંખો આડા હાથ દઈ તેણીએ મોઢું ઢાંકી દીધું.

ઉર્મીલાએ ગભરાઇને પુછ્યું. "તમને પાછું જવા કોણ ઇચ્છે છે? હું કહું છું. કે જો તમે રોજ આમ કરશો, તો મારાથી સંસ્કૃત નહીં શીખી શકાય; 'ગચ્છ પશ્ય' મને તો ગોખતાં કંટાળો આવે છે" તેણીએ પુસ્તક ફેંકી દીધું અને પાર્વતીનું આશ્વાસન કરવા લાગી.

"ઉર્મીલા! તારે આંહી આવવું જોઇતું નહોતું. મારે જાણવું જોઇતું હતું કે મને કેવી અસર થશે, તારે બીલકુલ આવવું નહોતું. જ્યાં સુધી તું આ ઘરમાં છે, ત્યાં સુધી હું આંહી સહીસલામત નથી."

ઉર્મીલાના અંતઃકરણને છાતીમાં પથ્થર વાગે તેવી અસર થઇ; તેણીની બાકીની બુકો ઉપર ઉંધીચતી પડી ગઇ, ક્ષણમાત્ર પણ તેણીને આ ત સહાયક એકલપેટાપણાનો વ્હેમ ન આવ્યો, આબરૂમાં રેહેવાની લાલસા

પાર્વતીને એક મધૂર રમણીમાંથી પ્રપંચી ડરકણ સ્ત્રી બનાવતી હતી તેનો તેણીને શક ન આવ્યો. તેણીએ પૂછયું "તમે શું કહો છો તે હું સમજી શકતી નથી? તમે તમારા મનમાં શું સમજો છો? તમે ભૂલી ગયાં? મેં તમને કદી કહ્યું નથી, કે તમે મને અહીં લાવો—, "
"ના, હું કશું ભૂલી ગઇ નથી તું આંહી છે તેથી હું ભૂલી શકતી નથી અને હવે તે એક સ્વપ્નું છે અને તેમાં હું બધું કાળું જોવું છું."

ઉર્મીલાના હોઠ ફીક્કા પડયા. તેણીએ પુછ્યું "તમે ભૂલી ગયાં? તમે કેવાં બીમાર હતાં? હું દાયણને બોલાવા દોડી અને—આપણે 'અમોલ' જન્મ્યો?"

પાર્વતીએ વિલાપ કર્યો. તેણીના હાથ હેઠા પડયા. પછી ઉદ્ધતાઇથી ઉભી થઇ. તેણીએ ઝટ કહ્યું "મને કાંઇ સાંભરતું નથી. તું મને પોતાને ભૂલી ગયેલી જણાય છે, હું મીસીસ નરસીંહભાઇ છું, રૂષીપુરના ખેતી અને પશુપાલક—ખાતાના માનવંતા વ્યવસ્થાપકની ધર્મપત્ની છું. તારાથી એમ બોલાય કેમ? જીભ ખેંચી કાઢું."

"મારી ભૂલ થઇ" ઉર્મીલા ગુસ્સા અને ગભરાટમાં ઓરડાની ચારે બાજુ જોતી બુક્કા બાંધવા લાગી.

પાર્વતી તેણીની પાસે આવી અને તેણીનો હાથ ઝાલ્યો, ઉર્મીલા! તું, જો, આંહી રહેવા ઇચ્છતી હોઉં, તો, તું બધું ભુલીજા.

"બધું"

"સઘળું, મુંબાઇમાં કાંઇ બન્યુજ નથી. તેં જે કહ્યો તે ત્રાસ દાયક બનાવ બન્યોજ નથી. તેં એ સઘળું સ્વપ્ન જોયું હતું. જો તું ફરીને બોલીશ તો હું તને મારી નાખીશ. તું મને પાછળનું યાદ કરાવીશ નહીં તું મને નરસિંહના પ્યાર અને આશ્રયમાંથી દુર ના કરાવીશ." "જો તે તમને તજે, તો તે માણસ નહીં પણ હેવાન છે." ઉર્મીલા પોથી ઉપર દોરી બાંધતી હતી. "વારૂ, તમે મને ચાલી જવા માગો છો? મેં ધાર્યું તમે હમેશાં ભલાં રહેશો." "હા" પાર્વતી તેણીના તરફ આવી, "તું ચાલીજા એમ હું ઇચ્છું છું. ઉર્મીલા! તું ગભરાઇશ નહીં હું તને પૈસા મોકલીશ; તું મુંબાઇમાં કોઇ ચીતારા અગર સોનેરી ભરતના ધંધા કરનાર પાસેથી કામ લઇ, તારૂ ગુજરાન ચલાવ, કારણ કે તેમાંનું થોડું ઘણું તું જાણે છે. માત્ર તારે યાદ રાખવું કે તને સ્વપ્ન આવેલું હતું.

સફેદ ગલીમાં રહેનારી પાર્વતી કદી હતી જ નહીં; માત્ર પાર્વતી—ન• રસીકભાઇ હું ઋષીપૂરની રહેનાર છું."

ઉર્મીલાની સુંદર આંખો ઉપસી આવી. "અરે, નીચ તું મને એમ મનાવા માગે છે કે, એ સર્વ સ્વપ્ન હતું! તું મને હુકમ કરે છે! પાર્વતી ફરીથી ભાર દઇ બોલી "તને સ્વપ્ન આવ્યું હતું. પણ, જો તારૂં સ્વપ્ન તે કાઇ જીવતાં પ્રાણીને કહ્યું છે, તો, હું તને બીલકુલ મદદ નહીં કરીશ."

"અરે, નીચ. તું એમ મનાવવા માગે છે, કે, બીલકુલ 'અ- મોલ' હતોજ નહીં!

"ના, નહોતો."

"જો, તું તેને કાલે જાઉં, તો તું તેને ધ્યાનમાં નહીં લે!"

"જો, હું, કાલે તેને જોઉં, તો, તેના ઉપર લક્ષ ન આપું."

ઉર્મીલાની આંખો લાલ-ચોળ થઇ ગઇ "રે, મંજાર! તેણી- એ તેણીના સામું એકી નજરે જોઇ ધીક્કારયુક્ત કહ્યું "રે! એક- લપેટી બીલાડી તું ઉપરથી નરમ ચોખ્ખી પણ ઘાતકી એકલપેટી બિલાડી જેવી છે. તારા પોતાના સ્વાર્થ માટે તું, તારા જણ્યા પુત્રને "અમોલ" ને ભૂલી ગઇ છે. તારા કરતાં મારી કુત્રી સારી છે. તેણીનાં ગલુડીઆની તે સંભાળ લેછે, કોઈ સમાજીસ્ટની સાથે નીયોગ કર્યો હોત, તો તે દયાળુ હોઇ તને છોકરો ન તજાવત, આબરૂદાર ગણુવા આ ઘોર, પાપી, નીચ, નીર્દય, કૃત્ય ન કરાવત, અને તને તારા વસ્તાર સહીત પાળત." ઉર્મીલા આનંદ વીનાનું હસી, ઓરડા બહાર ગઇ, તુરતજ તેણીની કુતરી અને બચકી લઇને આવી.

"તેણીના આ કૃત્યથી પાર્વતી ડરી ગઇ. તું કયાં જાય છે? ઉર્મીલા! મારો આ હેતુ ન હતો. હું બધું બોલ્યું પાછું લઉં છું. મારાં સાસુ આવે તે પહેલાં બધું પાછું મુકી દે, નહીંતો તેઓ ધારશે કે કંઇક છે."

"વાર, કાંઇ નથી? નમસ્તે."

"ઉર્મીલા! તું શું કરે છે?"

ઋષીપત્નીજી કહે છે તેમ અનાથનો બેલી ઇશ્વર છે. હું જયાં સ્વતંત્ર રહી શકું ત્યાં ઇશ્વરના આશ્રરે રહેવા જાઉં છું. દાંત આપેલા

છે તે ચાવણું આપશે. "પણ તું આવી રીતે ન જાઇશ. નરસીંહ અને મારાં સાસુ શું કહેશે?" ઉર્મીલાએ કડવાશથી કહ્યું "તેઓ મને ખરાબ છોકરી કહેશે. તમને ઠીક લાગે તે તેમને કહેજો. કાંઈ જુઠું બહાનું જડે તે કહેજો. કહેજો કે તમારૂં અપમાન કર્યું— કહેજો કે તે હલકી છોકરી આબરૂદાર ઘરમાં રાખવા લાયક નથી. કહેજો કે ગામડામાં રહેવું તેણીને ગોઠયું નહિ. તમને જે બંધ બેસતું આવે તે કહેજો."

"પણ, તેઓ મારૂં માનશે નહીં. ઉર્મિલા તેઓ જાણે છે કે તને અહિ રહેવું ગમે છે. ઓ! મારા આત્મા! તેં મને મુર્છીત જેવી કરી દીધી છે. શાંત થા! તે સઘળું ફરી ફરીને સામું આવી ઉભું રહે છે."

પાર્વતીને ચક્કર આવ્યાં, અને તેણીએ પોતાનો હાથ છાતી ઉપર મુકયો તેવુંજ ઉર્મીલાએ કહ્યું "બારી કુદીને હું બહાર જઇશ."

હબકી જાય એવા અવાજથી નરસીંહભાઇએ કહ્યું "જ્યાં છું ત્યાં ઉભી રહે, પાર્વતી! પાર્વતી! શો ગજબ? શું છે?

નરસીંહભાઇએ, જેવી પાર્વતીને ઉંચકી પલંગ ઉપર સુવાડી, તે વેળા તેની મા બારણા આગળ ઉભી હતી.

પાર્વતીએ મૂર્છાવસ્થામાં કહ્યું "કાંઈ નહિ, નરસીંહ! માત્ર ઉર્મીલા—"

નરસીંહભાઇએ ઉર્મીલાને જોરથી હાથ પકડી બારણા સુધી ધસડી. તેનો ચહેરો ગુસ્સાથી ધ્રુજવા લાગ્યો અને કહ્યું "જા" "મને રીસ ચડે અને તને મારૂં તે પહેલાં રે ગટરના મેલ તું ચાલી જા."

"નરસીંહ? તેની માએ ધક્કો મારી તેને ઉર્મીલાથી દુર કર્યો. તું બેવકુફ ન થા. ઉર્મીલા! આ બધું શું છે? મારી વ્હાલી! મારી પાસે આવ. નરસીંહ! આવો જંગલી ન થાઇશ. મારી કૂખ લજવતાં મારી જીંદગીમાં, મેં તને આજેજ જોયો."

ઉર્મીલાની આંખો આજીજી કરતી ડોશી સામું ફરી, તેણીની આંખો સ્નેહ અને પ્રેમથી ભરપૂર હતી, શું છે, તે હું તમને કહી શકું તેમ નથી. એમજ હું ચાલી જાઉ છું. તમને હું ચાહતી નથી એટલા માટે હું જતી નથી, પણ—

"પણ, હું તને ચાહુ છું ઉર્મીલા, અને હું તને નહિ જવા

દેઉ” ડોશીએ સભ્યતાપૂર્વક કહ્યું, “ હું તારા વિના ચલાવી શકું તેમ નથી.”

પાર્વતી ચીત્તભ્રમમાં આક્રંદ કરવા લાગી “નરસીંહ તેણીને પાછી મોકલ. તે છે ત્યાં સુધી હું સહીસલામત નથી. તેણીને કાંઇ પૈસા આપ અને મોકલી દે. ઉર્મીલા ઉભી થઇને બોલી “મોકલી દેવાની કાંઈ જરૂર નથી.” તેણી તે વૃદ્ધ ડોશી પાસે જઇ, ગળે બાઝી, બચ્ચી ભરી બોલી “શા માટે જાઉછું તે હું કદી કહી શકતી નથી પણ મારે જવુંજ જોઇએ. મારી જીંદગીમાં હું ભલી થવાને માટે પ્રયત્ન કરીશ અને પરમ પીતાની પ્રાર્થના કરતી વખતે તમને યાદ કરીશ અને મને હવે કોઇ અહીં નહિ જુએ.”

માનનીય રૂષીપત્ની બારીમાં ડોકુ કાઢી બોલ્યાં “ઉર્મીલા ! એટલું જલદી નહિ. નમસ્તે, હરકોર બાઇ! તમે સહુ એટલાં બધાં ઉશ્કેરાઇ ગયાં છો, કે, શું થતુ હતુ તે સાંભળ્યા વિના મારાથી ચાલ્યું નહિ. હુ ફરવા નીકળી હતી અને નરસીંહભાઇને કહેવા આવી હતી કે, ગુરૂકુળની છોકરીઓને માટે ગઇ કાલ સુવાવડુ દુધ આવ્યું હતું. તમારા અને ઉર્મીલા વચ્ચે કાંઇ તકરાર હોય એવું જણાય છે. જો, તું આંહિથી નીકળતી હોઉ, તો, બેશક મારી પાસે આવજે. જ્યારે તું નથી આવતી ત્યારે રૂષીરાજ તને હરદમ યાદ કર્યાં કરે છે. વળી તું અમારી પાસે હોઇશ, તો, રોજ શીખવાનું બનશે. જો, તારી આંહિ જરૂર નથી, તો લાલાજીનું આશ્રમ સ્થાન તને સંઘરશે, વળી તેં હજી હરીણીનાં બચ્ચાં જોયાં નથી. આજે સવારેજ પ્રાણી-સંગ્રહ-સ્થાનમાં છોકરીઓને બતાવવા માટે આવેલાં છે. હજી સસલાં પણ આવવાનાં છે.

ઉર્મીલા કાંઇપણ ઠરાવ વિના અટકી, પછી તે વૃદ્ધ દયાનાં દેવી રૂષીપત્નીના હસતા મુખ સામું જોઇ રહી, તેમની આંખો ચળકતી અને વાળ રૂપેરી રંગના હતા, આસપાસના ગામડામાં રૂષીરાજ અનાથના બેલી કહેવાતા હતા, જેવું તેણીએ એ દયાળુ અને પ્રેમથી ભરપૂર ચેહેરા સામુ નીહાળીને જોયું, કે, તુરતજ તેણીનું દુઃખ દુર થયું. તેણી ઘર વિનાની છે એવું તેણીને જરા પણ ભાસ્યું નહિ.

તેણીએ આનાકાની કરીને કહ્યું “ જો તમે દ્રઢ નિશ્ચયી હો, તો.”

" દ્રઢ નિશ્ચયી ? અલબત હું દ્રઢનિશ્ચયી છું." રૂષીપત્નિએ ઉલ્લાસથી કહ્યું. " ત્યારે એ હવે ચોકસ થયું. સીધે સીધો ઠરાવ કરવા જેવું બીજું સારૂં કાંઇ નથી. રૂષીરાજ કેવા ખુશી થશે ? ચાલ મારી સાથે, ઉર્મીલા અને અઠવાડીયામાં ત્રણ દીવસથી વધુ સંસ્કૃત સીખવવામાં નહીં આવે."

" ગુરૂકુળની ફીના પૈસા હું-" નરસીંહભાઇ પોતાના પ્રાદુર્ભાવથી કાંઇક શરમાયેલો બોલવા લાગ્યો.

રૂષીપત્નીએ સભ્યતાથી કહ્યું " મહારાજ ! આ સવાલ પૈસાનો નથી. જો કે તેમનો અવાજ ગુરૂકુળનું ફંડ પુરતું નહીં હોવાથી અચકાતો નીકળ્યો.

ઉર્મીલાએ અમારાં બન્નેનાં અંતઃકરણ ચોરી લીધાં છે અને એ વિષયે પણ હું તમને કેહેવા આવી છું. જો કે છોકરી આંહીં ઘણી સુખી છે. પણ હવે મોટી થતી જાય છે માટે તેની કોઇ સંભાળ રાખનારૂં અને શીક્ષણ આપનારૂં જોઇએ છીએ."

નરસીંહભાઈની મા કેહેવા લાગ્યાં—" હું ધારતી નથી કે તેમાં મેં પાછી પાની કરી હોય. પણ હવે હું ઘરની માલીક નથી. ઉર્મીલા મને ઘણી વ્હાલી છે." તેણીએ પાર્વતી તરફ વાંકી નજર કરી. " પાર્વતી ! તું તેણીને જવા દેવા ખુશી છે ?"

પાર્વતીએ નરસીંહભાઇના ખભામાં મોંઢું સંતાડયું.

વૃદ્ધ ડોશીએ કહ્યું " હું સમજું છું. ઉર્મીલા ! તારે જવુંજ જોશે. પણ હું તને બીજી કોઇ જગ્યાએ નહીં જવા દેઉં. હું ઇશ્વરનો એહશાન માનું છું, કે રૂષીપત્ની શ્રી સરસ્વતી દેવી તને ચાહે છે. એક વખત જ્યારે આ ઘર મારૂં હતું, ત્યારે તારા સામું જોવાની હીમત કોઇ કરી શકયું ન હોત."

નરસીંહભાઇ બોલવા જતો હતો, તે જોતાં, ડોશીએ વાંધો બતાવી હાથ ઉંચો કરી કહ્યું " ના, નરસીંહ, આ બાબતમાં વધુ બોલવાની કાંઇ જરૂર નથી. પાર્વતી, તેણી અત્યારે પોતે નથી, માટે તેણીને અનુકુળ થવું જોઇએ. ઉર્મીલા ! તારા ઉપર મારો પ્રેમ છે, અને હું તને ચાહું એટલા માટે તને હું જવા દઉં છું. હવે તને આંહીં રાખવા હું પોતે નારાજ છું."

તેણીએ ઉર્મીલાનું પોટકું રૂષી–આશ્રમ સુધી ઉપાડયું. તેમાં ઉર્મીલાની મુંબઇથી લાવેલી ચીજો હતી. વળી તેમાં ઉર્મીલાની મુખ્ય દોલત ચીત્રકાર રવીવર્માના ચીત્રો ઉપરથી કાગળ ઉપર ચીત્રેલા નમુના હતા, કેમકે ચીત્રકામનો તેણી અભ્યાસ કરતી હતી. અને 'અમોલ ' ની યાદગીરી તરીકે તેને દુધ પાવાની ટુટેલી કાચની ધાવણી હતી. એ સિવાય, છોકરાંઓ હમેશાં સંઘરો કરી રાખે છે તેવી શટર–પટર વસ્તુઓ હતી. બીજી ઘણી નાની થોડી કીમતી ચીજો તેણીને આપેલી, તે રૂમમાંજ પડી મુકેલી હતી. વૃદ્ધ ડોશીએ કહ્યું " ઉર્મીલા ! ઓછું આણીશમાં, હુ તને હર વખત મળવા આવીશ. હું તારી સઘળી ચીજો લાવી આપીશ. તું જા, તે પેહેલાં કદાચ તારે પાર્વતીને કાંઇ કેહેવાની ઇચ્છા હશે. "

ઉર્મીલાએ ધ્રુજતા હોઠે હીબકાં ખાતાં કહ્યું " અને તમે–તમે મને મોકલી આપતાં નથી ? "

" ના, મારી પુત્રી, ઉર્મીલા ! હું તને ચાહુ છું; પણ હમણાં પાર્વતી, પાર્વતી પોતે નથી; અને તેટલા વખતમાં મારે મારા જમણા હાથ વીના ઢસરડા કરવા પડશે. તેણીએ તે બાળીકાને પોતાના હાથમાં તેડી લીધી–" ખરેખર, ઉર્મીલા મને સુઝતું નથી. હું તારા વીના કેમ દીવસો કાઢીશ ? " અને ઉર્મીલાને આથી એટલું બધું આશ્વાસન મળ્યું અને તેણીને ખાત્રી થઇ કે, ખરેખર કોઇ એક તેણીના માટે દરકાર રાખે છે. તેણીએ તે વૃદ્ધ ડોશીને ગળે બાઝી ચીત્તાકર્ષક પ્રેમથી ચુંબી ભરી. જ્યારે તેણીએ ચારે તરફ જોયું, ત્યારે પાર્વતી સિવાય ઓરડામાં બીજું કોઇ હતું નહીં.

ઉર્મીલાએ પાર્વતી તરફ નજર કરી. તેણીનો ચેહેરો કઠોર હતો, પણ તેણીએ તીરસ્કારની લાગણી દાબી રાખી, અને નમૃતાથી બોલી " હું બાળક છું. મારી ઉમર નાની છે. કોઇ વખત પ્રૌઢ સ્ત્રીના જેવું મારે કામ કરવું પડેલું છે. પણ કારણ કે હું અમોલને ચાહુ છું. તેટલા માટે તેના સારૂ હું તમારી પાસે એક વચન માગું છું; હું તેની સંભાળ રાખીશ; હું તેને દુનીયામાં એક મનુષ્ય બનાવીશ; હું તેની મા થઇશ. "

" ધન્ય છે. બાળીકા ! ધન્ય છે તારી માતાને, કે જેણીયે

ઉચ્ચ સંસ્કારનું તારામાં આરોપણ કર્યું. રે ! છોકરાઓને ગટરમાં કે ઉકરડામાં ફેંકી દેનાર કે કોઇ બીજી રીતે તજી દેનાર કુલટાઓ ! હવે પછીના જન્મમાં કુતરીઓ થનારીઓ ! જો તમે પુરૂષ સિવાય રહી શકતીઓ ન હો, તો તમારાં વડીલોને કહો કે તમને પુનઃ લગ્ન કરી આપે. અને જો, તેઓ રૂઢી ન છોડી શકે, તો છોડો તે જુલમગારોને, છોડો ન્યાતીને છોડો સગાંવ્હાલાંને, છોડો મીથ્યા આબરૂને અને શરણ થાઓ આર્ય-સમાજને તે તમારી માતા, પીતા, ન્યાતી, સગાં વ્હાલાં થશે અને તમારાં લગ્ન કરાવી આપશે, પણ ધર્મવિરૂદ્ધ મનુષ્ય હિંસાનાં પાપ કરવાં છોડો. તમને શરમ નથી આવતી કે, તમારાં જણ્યાં આર્ય બાળઓ ઉછેરે ?"

"રે ! ઉર્મીલા, ઉર્મીલા." પાર્વતી પલંગમાંથી મહા મુશીબતે ઉઠી " તુ જાણતી નથી. હું તને કેટલી દુષ્ટ સમજું છું. તુ તે બધું સમજતી નથી. હું શું બોલું છું તેનું મને ભાન નથી. હું જે વાતનો ખુલાસો કરૂં તે તું સમજી શકે તેમ નથી, તેમ હું તને કહી શકું તેમ નથી."

" મને કાંઇ ખુલાસો જોઇતો નથી." ઉર્મીલાએ મુશકેલીથી તે મોટો શબ્દ આગળ ધર્યો. જે હું જાણવા માગું છું તે એ છે કે " અમોલ " મારો કે નહીં ? તે આજથી મારો છે ?"

" હા, હા, ઉર્મીલા. તું તેના વિશે કંઇ જાણે છે ? મને કહે" મને કહે પણ નહીં, મારે તેને ભુલી જવો જોઇયે. મારી હીમત ચાલતી નથી. હું જાણવા માગતી નથી, માત્ર મને કહે તે સારો છે." તેણીએ કરન્સી નોટોની કોથળી કાઢી. કેટલીક નોટો ઉર્મીલાના હાથમાં મુકી.

ઉર્મીલાએ શાંતીથી તે નોટો ટેબલ ઉપર મુકી " આપણે પેહેલાં બહેનપણીઓ હતી હવે નથી. પણ મારી પોતાની પ્રતીજ્ઞા હું ભંગ કરવાની નથી, અનાથાલયના મેનેજરે આપેલો કાગળ મારી પાસે છે. અમોલ જેવો હાલ સારો છે તેવો સારો આગળ કદી હતો નહીં, અને જ્યાં સુધી તે પોતાની સંભાળ રાખી શકે તેવડો થાય, ત્યાં સુધી, હું તેની સંભાળ રાખીશ. પછી તે જાણે-તેનું કામ. જ્યારે તમે પેહેલ હતાં તેવાં જે દીવસે થશો. ત્યારે હું તમને મળવા

આવીશ. મારે બીજું કાંઇ કેહેવાનું નથી. કોઇ દીવસ તમને જાણુ-વાની જરૂર પડશે અને હું કશું નહીં જાણુતી હોઉં."

"ઉર્મીલા!"

"વારૂ! શું છે?"

"નમસ્તે પણુ નહીં કરે?"

ઉર્મીલાએ ભારે વીચીત્ર અધીરાઇથી કહ્યું "બહુ થયું. તમે ભુલો છો. મારો ધર્મ વેદ છે. જો તમે મારા ઉપર ભલાઇ ન કરી હતે અને અહીં ન લાવ્યાં હતે તો હું તમારી સાથે ફરી બોલત નહીં. પણુ ઉપકાર શું છે. તે હું સમજું છું."

"ઉર્મીલા! તું શું જાણે, તને તેનું અનુમાન પણુ કયાંથી થાય, કે શા માટે મારે આ કરવું પડે છે?" તેણીએ નારાજ ઉર્મી-લાને પોતાની તરફ ખેંચી કાંનમાં કાંઇ કહ્યું.

ઉર્મીલા ગુસ્સાથી લાલ-ચોળ થઇ પાછી ફરી. તેણીએ અજા-યેબ પમાડે તેવા ડાહાપણથી કહ્યું "તમારે વધુ માયાળુ થવું જોઇએ.

"પણુ, નરસીંહ-"

ઉર્મીલા ક્રોધથી તેણીના ઉપર ફરી વળી "જો કોઇ દીવસ હું મહેનત કરૂં અને જાણુ છું તેટલું પેટમાં રાખું, તો તમને ક્ષમા આપી શકું; પણુ 'નરસીંહ'ની મને દરકાર નથી. તે ઢોંગી, સ્વાર્થી, જુલમગાર છે. તેની માએ આવો છોકરો કેમ જણ્યો તેની મને સમજ પડતી નથી; હું ધારૂં છું કે તેણી પોતે પણુ નહિ જાણતાં હોય. આ દૈત્યપુત્ર અસુર."

પછી તેણી તેણીના પ્રાદુર્ભાવ માટે પસ્તાઇ પાવતીનું પલંગ ઉપર આશ્વાસન કરી અને તેણીને શાલ ઓઢાડી "હવે સુઇ જાઓ. મને અને અમોલને ભુલી જાઓ, અને ભુલી જાઓ બીજું જે કાંઇ તમે યાદ કરવા માગતાં હો, તે, તમે મને હરરોજ નહિ જુઓ; મારે સંસ્કૃત શીખવાનું છે, પ્રમાણીકપણે ધંધો કરી ગુજરાન ચલાવતાં શીખવું છે, અને છોકરાની સંભાળ લેવાની છે. મને વધુ વખત નથી. હું ધારૂં છું—તેણીએ પોથી ઉપાડી—આ બુકો મને મદદગાર થશે. જો તમે મને મળવા ઇચ્છશો, તો અચુકતે હું આવીશ અને તમને મળીશ. નરસીંહભાઇનાં માતુશ્રી કહે છે મને મળવા તેણી મારી પાસે આવશે.

તમે તમારા નરસીંહને તમારી પાસે રાખજો. તે ઘરડો થશે ત્યારે મારી જરૂર પડશે, તો, હું તેની પ સે આવીશ."

ઉર્મીલાએ પોતાની કુતરીને સાથે લીધી અને કેહેવા લાગી તેને "પસ્સી, આપણે આમ રખડતાંજ રહીશું એમ જણાય છે. ખેર, આપણે એવી ટેવ પાડવી એવો આપણો વખત છે." તેણી રૂષીપત્નીને બદામના ઝાડ નીચેના બેંચ ઉપર બેહેલાં જોઈ શકતી હતી. તેઓ ઉર્મીલાની બહાર આવવાની રાહ જોતાં હતાં. "તેઓ મને આગળ પાછળનું પુછે નહીં તેટલા માટે પાછળથી વીખવાદ થાય તે કરતાં પેહેલેથી તેમને હું બાંધી લઇશ." થાકી ગયેલી પાર્વતી જે પલંગ ઉપર સુતી હતી. તેણીને નમસ્તે કહી, પાછળની બારી અને પરશાળમાં થઇ, તેણી રૂષીપત્ની પાસે આવી ઉભી.

તેણીએ અંદેશો ભરેલી રીતે પૂછ્યું "તમે, મને કાંઇ સવાલ પુછી અને પાછળથી પજવશોતો નહીં ને !" કાંઇ "ના પુત્રી તું ગભરાઇશ નહીં. ઉર્મીલા ! હવે તું, કુટુંબની એક મેંબર છું. અમે અમારા કુટુંબમાં ખુલાસો માગતાં નથી, કે, નથી કજીયા કરતાં. લાવ તારી પોથી હું ઉપાડું અને—"

ઉર્મીલાએ તેમનો હાથ પકડયો "અને તમે મને બહું ભણાવશો, અને હું હસવું આવે એવું કાંઇ કરૂં, તો, તમે મને પુછશો નહીં"

રૂષીપત્નીએ કુતરીની સાંકળ પણ તેમના લીધી.

"મારી વ્હાલી, ઉર્મીલા, તારે થવું હોય તેટલું કાલું–ઘેલું તું થજે. જ્યારે હું અને રૂષીરાજ, અમે અમારા હ્રદયમાં જેને લઇએ છીએ તેને અમે ત્યાં રાખીએ છીએ. હરીણના બચ્ચા ઉપરાંત જાપાનીસ બાળકનું એક સુંદર અને સદગુણી ચહેરા વાળું પુતળું છે તે હું તને રમવા આપીશ.

ભારે ઉલ્લાસમાં આવી ગયાથી, ઉર્મીલા, પુતળાની પરવા ન કરતાં આગ્રહથી બોલી "પણ, હું, તેથીપણ અજાએબ જેવું કરૂંતો! ધારો, કે, હું કોઇ દીવસ જીવતું છોકરૂં ગેર લાવુંતો ?

"વાર હમણાંતો હું એકને ઘેર લઇ જાઉંછું, એ ઉપરાંત ખાઈ મરેલું લાવવાની જરૂર તારે નહીં રહે, જો તારી ઇચ્છા હોય, અને તારૂં સ્નેહી હોય, તો, તે બાળકને શા માટે તું ઘેર ન લાવી શકે?"

" પણ તમે કોઇ સવાલ ન પૂછો ?"

" બીલકુલ નહીં મારી પુત્રી."

કોઇ બાબત વિષે, અયોગ્ય જીજ્ઞાસા બતાવતાં તે મને જોઇછે ?

જ્યારે લોકોને છોકરાં ત્યારે અમે લાવી આપીએ છીએ.

અમે એક ગુરૂદત્તસીંગને લાવી આપ્યું છે, તે તું જાણેછે ?"

" વારૂ " ઉર્મીલાએ ઉન્મતાઇના તોરમાં કહ્યું " હવે તમે મને પકડી. તે છોકરૂં મારૂં પણ છે; અને તેના સબંધી કોઇ સવાલ તમે મને પુછવાનાં નથી ?"

" ઉર્મીલા, જ્યારે મેં તને ગઇ કાલ સવારમાં પુછ્યું, ત્યારે તું કહેતી હતી કે, જે ભાષા જીવતાં માણસો ન બોલતાં હોય. તે મૃત સંસ્કૃત ભાષા શીખવાથી શું ફાયદો—

સાફ દીલની ઉર્મીલાએ કહ્યુ " તમે વાત ઉડાવી દેવા માગોછો."

" મારી વ્હાલી ઉર્મીલા, રૂષીરાજ રાહ જોતા હશે, મને બહુ વાર થઇ. ચાલ, દોડ, ભેળીથા, મારો હાથ પકડીશ ? આપણી પાસે એટલાં બધાં પ્રાણી છે, પશુ છે, અને એટલું બધું તારે શીખવાનું છે, કે, એ બધું છોડી બાળક સંબંધી સુવાલ કરવાનો અવકાશ નથી. જ્યાં સુધી તું ન ધારે' કે, મારે જાણવાનો જરૂર નથી, તે વખત આવતાં સુધી, તે સબંધી કાંપપણ વધુ જાણવાની મારી ઇચ્છા નથી. ઉર્મીલા, પેલી સાડી લાવીઆપ હું તે પહેરૂં અને આ સંકેલી ને પેલી પેટીમાં મુકી દે. તેણીએ તેમનોહાથ દબાવી વિશ્વાસથી પુછ્યું " એટલા માટે તમે મને અત્રે રહેવા ઇચ્છો છો ? „

„કેટલેક દરજજે, ઉર્મીલા કંઇક અંશે, ઉર્મીલા. કારણ કે ઘણાં વર્ષો પહેલાં કોઈ એક બીજી છોકરી હતી, તે, મારી સાડીલાવી આપતી હતી અને હવે—" બદલવાની સાડી હાથમાં લઈ આકાશ સામુ જોયું—" તેણી પાછી આવે તેમ નથી."

ઘણુ ખરૂં ડરતાં ડરતાં ઉર્મીલા બોલી " તેથી મારૂં નસીબ તમારી દીકરી થવા માટે ખુલે છે."

તે વૃદ્ધ દેવી તેણી તરફ હસ્યાં. " હા, ઉર્મીલા, હા. તું તેણીના જેવીજ છું; તેથીજ કંઇ અંશે તારા પોતાના વાકયને મળતુ આવે તેવા વાકયનો મારે પ્રયોગ કરવો પડયો હતો. તે કારણથીજ મારા

પતી કોઇ વખત તારા સામું જોઇ આંખોમાં અશ્રુ વહાવે છે."

ઉર્મીલાએ તુર્તજ કહ્યું "હવે તેઓ નહીં રોવે, હું તેમને નહીં રોવા દઉં." "ના; ખરૂં છે, ઉર્મીલા, અને સામે સુંદર નાની રૂમ છે જે, મારી વ્હાલી દીકરી ચાલી ગઇ. ત્યાર પછી કદી વપરાઇ નથી. તે તારી પોતાની થશે; તારી રજા સિવાય તેમાં કોઇ આવશે નહીં. જ્યારે તને કોઇ કનડે, અથવા જ્યારે તને અમારી જરૂર ન ન હોય, ત્યારે તું તેમાં ચાલી જજે. વસંતઋતુમાં તું પેલા આમ્રવૃક્ષને મો'ર આવતો જોઇ શકીશ; ઉનાળામાં તેના ઉપર કોયલ બોલતી તું સાંભળી શકીશ."

"કોયલ, એ શું છે?"

"ઉર્મીલા, તે પક્ષી પોતાનાં ઇંડાં નહીં શેવવાને માટે પ્રખ્યાત છે. ઉનાળામાં બુલબુલને ગાતાં પણ તું સાંભળી શકીશ—"

"બુલબુલ? ચકલીના જેવું?' નીર્દોષ ઉર્મીલાએ પુછ્યું.

"દેખાવમાં ચકલી જેવુંજ, માત્ર વધારે સુંદર આકાર અને પ્રકારનું તેમાં ઇશ્વરી ચૈતન્ય રેહેલું છે, ઉર્મીલા. જો કોઇ દીલગીર કે દુઃખી હોય તો, બુલબુલ તેની વાત સાંભળે છે, અને જ્યારે શુકલપક્ષ હોય છે, અને તારાઓ ડોકીયાં કાઢતા હોય છે, ત્યારે, ઇશ્વરનો અવાજ તે ભૂરા નાના પક્ષીના આત્મામાં ઉતરે છે. અને તે આશા, પ્રેમ, અને આશ્વાસનજનક ગાય છે અને જીવનનાં દુઃખો સહન કરવાને મદદ કરે છે."

"અને તે સઘળું નાના ભૂરા પક્ષીમાંથી મળી આવે છે?"

"ઉર્મીલા, સઘળું તે નાના ભૂરા પક્ષી—આત્મામાંથી, કોઇ દીવસ, જ્યારે હું ચાલી ગઇ હોઇશ, અને તું તારી રૂમની બારીયે બેઠી હોઇશ, અને કદાચ અમને યાદ કરતી હોઇશ, ત્યારે, તે, નાનું ભુરૂં પક્ષી તારી સાથે બોલશે અને ઇશ્વરનો અવાજ તેમાં તું સાંભળીશ."

ઉર્મીલા પ્રકાશી, કારણ કે તેણીનો આત્મા જાણવા અને સમજવાના ગભરાટમાં ક્યારનો પડેલો હતો. તેણીએ શકમંદ થઇ પુછ્યું "હું ધારું છું, ઇશ્વર વિચાર કરે છે, તે, આ વિશ્વને વ્યવસ્થામાં રાખે છે.

"હા, પુત્રી, હા."

ઉર્મીલાએ ખુલાસો કર્યો "તે મારા પિતાને તો વ્યવસ્થામાં લાવતો નથી, ઉલટા તે તો નીચાજ નીચા જતા જાય છે, હંમેશાં સ્વચ્છંદે વર્તે છે. તમે જાણો છો, તે મુંબઇમાં ખુરે હાલ ફરે છે?"

ઋષીપત્નીએ ઉતાવળથી કહ્યું "એ સઘળો ખુલાસો હું તને મોડેથી કરીશ. શરૂઆતમાં બ્રહ્મવિદ્યાથી, તારૂં ભેજુ અતિશે ભરી દેવું તે ઠીક નહિ. તારા શરીરનો બાંધો દુર્બળ હોઇ, મગજ ઉપર વધુ બોજો નહિ નાખું. હવે આપણે ફરવા જઇશું?"

ઉર્મીલા ઋષીપત્નીના હાથે વળગી ગઇ, અને તેઓ બન્ને આનંદથી મેદાનમાં ગયાં. ત્યાં તેમની આસપાસ ઘેટાં કુદકા મારતાં હતાં. તેઓ વટવૃક્ષ નીચે આવી ઉભાં. પશ્ચિમ તરફની શુદ્ધ મધુર હવા તેમના મોં ઉપર ફેંકાતી હતી.



# પ્રકરણ ૭ મું.

## આર્ય-કુમારી.

ઉર્મીલા સોળ વર્ષની-મોટી રસીક આંખો વાળી, સુંદર કુમારી હતી. જ્યારે તેણીને પરના સંતાપ માટે હયાની લાગણી થતી. ત્યારે તેણી ભારે મધુર કરૂણામય થતી, તેણીના ઘટ્ટ, કાળા, લાંબા વાળ ઉભા થઇ, ધુંછળાં વળી હલતા. નિઃશંક તેણીનું મોંઢું મોટું હતું; પણ, છતાં, મોટા દાંતો તેને ખુલ્લું રાખતા, અને હસવાના આડંબરને બગાડનારા હતા પહેલાંના વર્ષોના મુંબઇની મુશીબતની અસરે, તેણીના શરીરની વૃદ્ધીને કીંચીત અટકાવી હતી. કારણ કે, તેણી જરા, આમ છોકરીઓના કદ કરતાં નીચી હતી; પણ તેણીનો ઘાટ સરખો હતો, અને તેણી એટલી બધી ઊપોગી અને રૂઆબ વાળી હતી, કે, ઉંચા કદની છોકરીઓ તેણી આગળ, તદન બેડોળ, બે-આવડ વાળી, અને કદરૂપી લાગતી. તેણી ખુલ્લી હવામાં રહેનારૂં પ્રાણી હતું. તેણીનો રંગ આછા, પીળા ચળકતા આરસ જેવો હતો. તે રંગમાં કોઇ કોઇ વખત જરા રતાશપર જણાતી હતી તેણીના હોઠ લાલ અને ધનુષાકાર હતા. અને તેણીનું નાક- ? હમદર્દી દોસ્તો કેહેતાં "ઉર્મીલાનું નાકજ તેણીનું રૂપ બગાડતું." જો કે તેનો આકાર, જ્યાંથી તે નીચેના ભાગમાં પોલું પડતું ત્યાં સુધી, સુંદર હતો,-તે, ઉર્મીલામાં ઉભરાઈ જતા ઉલ્લાસ અને ઉચ્ચ આશયોની નીશાની સૂચક હતું. તે નાક વીષે તેણીનો મત, તેણીનું નાક એક આપદા હતું. જેનાથીજ જીંદગીની લડાઇમાં અફળ જવા, સરજાયેલી, તેણી પોતાને માનતી હતી. "એવાં ક્યાં કર્મો હશે જેથી છોકરીઓનાં નાક મારા જેવાં થતાં હશે ! માતુશ્રી ! જરા દયા કરો અને રંધાથી તેને જરા ઠીક કરી આપો. એક કાણું પાડી તેમાં પેરાફીન નામનું તેલ નાંખી, દાબી અને નાકનો આકાર સુધારવાની રીત મેં સાંભળી છે. એ રીતથી સુધારેલો આકાર હમેશાં તેવોજ રેહે છે; પણ તેમ કરવાને મીણબત્તીના દીવા નજદીક જવાની મારી હીમત ચાલતી નથી. તમે મદદ નહીં કરો માતુશ્રી ! સળગી ઉઠે એવાં નાકો વિશે મેં સાંભળ્યું છે. પણ તેઓ આ જાતનાં નહીં."

" જો મારે તેવું હોય તો, હું તેનાથી કંટાળું નહીં. હમદર્દીને માટે, એ મશ્કરી–યુક્ત બોધ, આજીજીના જવાબમાં, રૂષીપત્નીએ કહ્યું તે ચારીત્ર સુચક છે. મારી વ્હાલી ઉર્મીલા, જો તારે એવું નાક ન હોત, તો તું–' આર્ય કુમારી ' ઉર્મીલા ન થઇ હોત. "

ઉર્મીલાના હાથો, જો કે એક વખત ખરબચડા, ભાઠાં પડેલા છોલાયેલા, પણ તેઓએ તેમનો સુંદર આકાર ગુમાવ્યો ન હોતો; અને તેમજ તેણીના પગોપણ રૂપાળા હતા. તેણીના પૂર્વના અનુભવોએ તેણીને શોકાતુર બનાવી નહોતી. તેણીનામાં મનુષ્યપણું ઉભરાઇ જતું હતું. તેણીની જાતીની ઉન્નતી કરવાની તેણીની અભીલાષાઓ મીસીસ રાનાડે જેવી હતી. તેણીની વિદ્વતા શ્રીમતી વિદ્યાગૌરી બી. એ. જેટલી હતી. તેણીની વ્યાખ્યાન આપવાની પદ્ધતી જમનાંબાઇ સક્કઇ અને સરોજીની નાઇડુ જેવી હતી, અને તેણી શ્રીમતી સરલા દેવી બી. એ. જેવી લેખક હતી, તેણી પાણીમાં તરી શકતી. ઘોડા ઉપર ચડી શકતી, ટેનીસ વીગેરે ખેલી શકતી, અને રૂષીપુરના ઉત્સવ ઉપર આવનાર નવ જુવાન આર્યોને પાણીગ્રહણ માટે નીરાશ કરતી પણ ઉર્મીલા પ્યાર શું તે જાણતી નહીં, અને તેણી તે જાણવાનો સંભવ નહોતો. રૂષીરાજ અને રૂષીપત્ની તેણીનાં આધાર, જીવતાં હોવાની તેણીની ખુશાલી અને ગૌતમને ઉછેરી, જીંદગીને રસ્તે ચડાવવાની તીવ્ર ઇચ્છા, એ બન્નેએ તેણીની જરૂરીયાતો પુરી પાડી હતી. તેણી વિલક્ષણ અને ચંચળ કુમારી હતી, જો કે તેણીના અનુભવોમાંના ઘણા પૂખ્ત સ્ત્રી જેવા હતા; તેણીનો સ્વભાવ અતીશે ઉમંગપૂર્વક વ્યવહાર, અને કાલ્પનીક, શેખચલ્લીના જેવા વીચાર કરવા વાળો હતો, પણ કવચીત; અને તેણીનામાં ખુટી ન જાય તેવી ચેતના શક્તી એટલી બધી હતી કે, તેણી વેહેલી સવારથી, રાત્રી સુધી કામમાં ગુંથાએલી રહેતી. સર્વ જીવતાં પ્રાણીઓ સાથે હમદર્દી તે તેણીનો મુખ્ય ગુણ હતો, તેથી અને તેણીના પોતાના શ્રેષ્ટ લક્ષણથી ઉર્મીલાને મીત્રોનું ઝુંડ થયું. મેંઢાંનાં બચ્ચાં પાસે તેણી જાતી. ત્યારે ખોરાકને માટે તેમનાં મોઢાં પોલાં કરતાં. બુલબુલ, મેનાં અને ચકલીયો વીગેરે નાનાં અને મોટાં પક્ષીઓ ઉડી ઉડી અને તેણીના ખભા ઉપર નિર્ભય બેસતાં. જ્યારે તેણી બગીચામાં ફરવા નીકળતી, ત્યારે પક્ષીઓ પાછળ પાછળ ભમતાં, અને હરણાં સસલાં વીગેરે

પ્રાણીયો તેણી હાજર ન હોય, ત્યારે એક બીજા સાથે વઢતાં. તેણી તમામ શરમાળ, વીનયવાળી, પ્રેમાળ, દ્રઢ, કાર્યદક્ષી, મુંબાઇનાં સ્વપ્નવત્ જીવનમાંથી બાકી રેહેલા અવશેષ ચતુરાઇ ભરેલ તત્વજ્ઞાન યુક્ત વક્તૃત્વતા વાળી હતી. તે ઉર્મીલા હતી, કે જેણી તેણીની ઉછળી જતી મૃદુતાવડે કજીયાખોર છોકરાંને છાનાં રાખી ઉંઘાડી દેતી. ઉર્મીલા જેણી બૈરીગોને પજવનાર પતીઓને ભારે ઠપકો આપતી; ઉર્મીલા જેણી અસભ્ય જુવાન છોકરાઓને થપ્પડ મારી ગાલ લાલચોળ કરી સભ્ય બનાવતી; અને તેણી રૂપાંતર થયેલ કાંતીમાન, અને લાવણ્યમય દેખાવની ઉર્મીલા હતી. તેણીની કમ્મર ચોવીસ ઇંચ અને છાતીનો ઘેરાવો સાડત્રીસ ઇંચ હતો. વસંતરતુના પેહેલાજ દીવસની સવારે મુંબઇથી આવ્યાં તેણીને ૭ વર્ષ થયાં, તે, ઉર્મીલાએ જમવાનો. વખત થતાં તેણીના ધર્મનાં માતા પીતાને પાટલા ઢાળી પીરશી જમવા બોલાવ્યાં.

રૂષીરાજની પાછળ રૂષી પત્ની આવતાં હતાં. રૂષીરાજ ઉંચા, પણ, વૃદ્ધાવસ્થાને લીધે જરા કમ્મરેથી વાંકા દેખાતા હતા. તેમના વાળ સફેદ મટી જરા પીળા થતા હતા. તેઓ પ્રીતી–પાત્ર, અવ્યવહાર્ય, અતી ઉદાર, વિદ્વાન, દયાળુ, બાળકો ઉપર સ્વાભાવીક અતી પ્રેમવાળા અને ‘મરને મેર’ ન રહે તેવા મીઠા, સારા, થોડા બોલા, સત્યવક્તા, તેમને દુભવનાર લોકો ઉપર પણ અમી દ્રષ્ટી રાખનાર અને અક્રોધ અને ક્ષમાની મૂર્તી હતા. જયારથી તેમની છોકરી ચાલી ગઇ, ત્યારથી મોટી ઉમરના છોકરાઓ ગુરૂકુળમાં લેવા તેમણે બંધ કર્યા, તેમનું રેહેવાનું સ્થાન પણ ગુરૂકુળથી દુર રાખ્યું, છતાં ઘેર તો બે વખત જમવાજ આવતા. અતી ઉદાર હોઇ, ‘અર્થ શાસ્ત્રમાં’ નીપુણ છતાં, કામ કરી શકે તેવાં ભીક્ષુકો તેમની પાસે બહુ આવતાં જેથી સમાજીસ્ટો હસતા. આવા, ઇન્સ્ટીટયુટનો વહીવટ એકજ વ્યક્તીને સ્વતંત્ર બનાવી, સોંપી દેવાનું એ પરીણામ હતું. પ્રતીનીધી સભાના કેટલાક સભ્યો સાથે લાલાજીને બનતું નહીં હોવાથી તેમણે, આ ઇસ્કામત અને ઇન્સ્ટીટયુટ તે સભાને સોંપ્યાં નહીં તેજ કારણથી કોઇ કોઇ વખત ગુરૂકુળ સાધન હીન રેહેતું અને પોતે પણ બહુ ગરીબ રેહેતા. સમાજીસ્ટો કેહેતા, કે, જો ઉર્મીલા ન હોય તો, દેશના ભાર રૂપ ભીક્ષુકો રૂષીરાજ ઉપર લુગડાં પણ ન રેહેવા દે.

"હવે," એક તંદુરસ્ત, ક્ષુધાતૂર, સોળ વર્ષનું, માણુસ, ખાય તેમ ખાતાં ખાતાં, ઉર્મીલાએ કહ્યું "હવે, પીતાજી! આ જાણી ન શકાય, અને લોભાવે તેવું નાનું પાકીટ મારા પાટલા આગળ તમે મુકયું તેનો શો હેતુ છે? હુ જાણું છું કે તે એક બક્ષીસ છે. તે જીવતું છે? ગઇ વખત તમે ધોળા સસલાનું બચ્ચું લાવ્યા હતા તેવું તો, કાંઇ નથી?

"ના, ઉર્મીલા. ૠષીરાજે ગંભીરાઇથી કહ્યું" એ તો કાંઇ ઉપયોગમાં આવે તેવુંછે. તું, તે ખોલ અને જો. તે તો અઠવાડીયામાં એક વખત ન ફેરવાય અને સંભાળ ન રખાય, તો, બગડી જાય તેવું કીમતી છે.

"માતાજી! એ કરડશે, તો, નહીં ને? અઠવાડીયામાં માત્ર એક વખત સંભાળ લેવાની છે, એટલે, જીવતું તો નહીંજ હોય." ઉર્મીલાએ ગભરાટ અને આશ્ચર્યમાં તે પાકીટ ખોલ્યું. તેમાં એક સોનાનું સોનાના અછોડા શીખે ઘડીયાળ હતું.

ૠષીરાજ ૠષીપત્નીને કેહેવા લાગ્યા કે, લાલાજી લાહોરમાં મળ્યા ત્યારે મને જોઇ શરમાઈ ગયા, પણ મેં તેમને બોલાવ્યા. તે પોતેજ કહેવા લાગ્યા કે, હું ઘણોજ દીલગીરછું, કે. ન્યાયની બાબતમાં હૂ આપનું માની શકું નહીં. મેં મારા ન્યાયાધીશને બરાબર ચેતવણી આપી છે, કે કામ કરી શકે તેવા ભીક્ષુકને કામ ચલાવી શીક્ષા કરવી, અને ૠષીપૂર બહાર કાઢી મુકવા. ગવર્નમેન્ટે મને ૠષીપુરની દીવાની ફોજદારી સત્તા આપી છે તેનો મારે દેશના હીતની ખાતર પૂર્ણું અમલ કરવો જોઇએ. ઇન્સાફની રાહે મારાથી કાંઇ બોલી શકાયું નહીં. ગુરૂકુળોની બાબતમાં ૠષીપૂરની ઉપજ સીવાય વે બીજી મદદ આપી શકે તેમ નથી. લાલાજીની તંદુરસ્તી લથડી ગયેલી હોવાથી તેમનાં પત્નીનો જીવ ટુંકો થયેલો જણાયો. તેમનો પુત્ર, મારો શીષ્ય ઈંગ્લાંડમાં છે. તેને તેના દોસ્તો મશ્કરીમાં બેરોનેટ કેહે છે."

"સત્ય તો એ છે, કે," ૠષીરાજે કહ્યું "ઉર્મીલા, તારી જન્મગાંઠ અમે ઉજવતાં નથી. તારો જન્મ દીવસ કયો છે, તે અમે જાણતાં નથી, જેથી મેં અને તારાં માતુશ્રીએ, ચાલતી વસંત ૠતુમાં, આજનો દીવસ, તારી જન્મગાંઠનો, નક્કી કર્યો છે."

ઉર્મીલા, પાછલી જીંદગી અને તેનાં દુઃખો યાદ આવતાં તુર્તજ અચકાતા અવાજે બોલી "પણ, હું મારો જન્મ દીવસ જાણુતી નથી. મારી જન્મગાંઠ ઉજવાઇજ નથી, મારા પીતા તે સબંધી ભુલી ગયા હતા."

"વસંત રૂતુનો પેહેલો દીવસ તેવો હોવાથી અને તને ગુલા- બનાં ફુલનો શોખ હોવાથી," રૂષીપત્નીએ કહ્યું, "અમારા વીચા- રમાં એમ આવ્યું, કે, તે દીવસ અમે પસંદ કરીયે; અને તારે ઘડીયાળ ન હોતુ અને તારા પીતાનાં કંપનીનાં શેરોનાં ડીવીડન્સ આવ્યાથી, ઓ ! ઉર્મીલા ? અમે આશા રાખીએ છીએ, કે, તે તને ગમશે."

"ઘડીયાળ ! ઉર્મીલા, તે સ્વીકારવાને ના પાડવા લાગી. "વહાલાં—તેણી વીચાર કરતા અટકી, તેણીએ વાકયરચના બદલી. "ઓ ! માતુશ્રી ! તમે તમારા માટે લુગડાં લેવાનું મુલત્વી રાખી આ ખરીદયું ? હું તે નહીં લેઉ. નહીં, કદી નહીં હું કદી નહીં લેઉં."

"ડીવીડન્સ આવ્યાથી જરા હાથ છુટો થયો છે—" રૂષી- પત્નીએ નબળાઇથી કેહેવા માંડયું "ઉર્મીલા, તું સારી રીતે જાણુછે, કે, મારી પાસે હજી એક બીજું વરસ ચાલે તેટલાં જુનાં કપડાં છે, તે, સારી રીતે ચાલી શકશે. શું, જેમ, મોર દરસાલ પીછાં બદલે તેની માફક મારે મારાં લુગડાં બદલવાં એમ તું ઇચ્છે છે ? બ્રાહ્મણ પત્ની માટે તે ઉચ્છૃંખલ ગણાય. અમારે તો લોકોમાં દ્રષ્ટાંત બેસારવા સારૂ હમેશાં સાદાઇ રાખવી જોઇએ.

"સાદાઇ ?" ઉર્મીલાની આંખો ભરાઇ આવી "વ્હાલાં, ઉદાર, પ્રેમી, મહાત્માઓ. તમે મને છેતરી શકશો નહીં. મારે તે ન જોઇએ." રૂષીરાજ કે, જે દેખીતી રીતે અંધ.ઇ ગયા અને જેવા, તેણીની સુંદર ટપકા આપતી આંખોની સામે જોવાનો પ્રયત્ન કરતાં, નાક છીંકી, લુછવા મંડયા, તેવા તેણીએ તેમને કરડાકીમાં પુછયું "આ કેહેવાતું ડીવીડન્ડ કેટલું હતું ? ખરેખરી રકમ કેટલી હતી, તે, જાણુવાનો મારો આગ્રહ છે."

રૂષીરાજ વાત ઉડાવી દેવા લાગ્યા "મને બરાબર યાદ નથી. હું ભુલી ગયો છું."

"બીચારા નાકની પરવા ન કરો. જેવું તે, મને હમેશાં આડું આવે છે, તેવું તમને આવે છે. તમારી સાથે કઠોર થવા હું ઇચ્છતી નથી, પીતાજી; પણ હું જાણવા માગું છું, કે, આ કાલ્પનીક ડીવીડન્ડ કેટલું હતું ?" ઉર્મીલાએ કરડાકીમાં ફરીને કહ્યું તેણીની આંખોમાં યુદ્ધ મચાવવાનો પ્રકાશ જણાતો હતો."

રૂષીપત્ની અચકાતાં અચકાતાં બોલ્યાં. "મારા પ્યારા, હું ધારૂં છું, તે પંદર રૂપીયા અને બાર આના હતા, અને તારા પીતાએ મને ખાત્રી આપી હતી, કે, તેટલામાં સુંદર ઘડીયાળ આવે.'—

"ઓ! મા, મા! મારી છાતી ફાટી જાય છે. હવે, હું જાણું છું કે, તેમની સાથે તેમના સ્વાધ્યાય માટે, નવાં પુસ્તકો શા માટે નથી લાવ્યા."

તેણી રૂષીરાજને જઇ બાઝી પડી ચુંબન કરી પાછી આવી. "હું તે લઇ શકતી નથી. હું તે લઇશ નહીં. તમે સારી રીતે જાણો છો, કે, ગયા મહીનામાં મારાં ચીત્રો અને મકાનોના પ્લાનના પોણોસો રૂપીયા આવ્યા છે."

"પણ તે તો ગૌત્તમના ભંડોળમાં ગયા." રૂષીરાજે છેવટના નીકાલ સાથે સુચના કરી. "તેની કાંઇ પરવા નથી, તે તો ફરી પાછા આવશે. ગૌત્તમને માટે પૈસા એકઠા કરવાને વરસો પડેલાં છે." ઉર્મીલાના હોઠ ધ્રુજવા લાગ્યા.

બન્નેની વચમાં, કોઇના સામું જોયા સિવાય તેણી ઉભી. "તમે મારા માટે આવો ભોગ આપોછો તેથી મને દુઃખ થાય છે. હું તેને લાયક નથી. હું તે લઇશ નહીં."

રૂષીરાજે શીખામણ આપી "બેહેતર છે, કે, બીલકુલ નહીં જરૂરી અને અ-સ્વીકારનું રૂપ ધારણ કર તે પેહેલાં ઘડીયાળ સામું જો. મને દુધ પીવાનો વખત થયો છે, ચાલ જલદી લાવ—ઠરી જશે."

"ઓ! પીતાજી, હું તે નહીં લઉં. તમે મને દુઃખી કરો છો?" તેણીના ગાલ ઉપર આંસુઓ પડવા લાગ્યાં, "તમે મને બગાડો છો, તમારા માટે હું કાંઇ કરૂં તેનો તમે વાંધો ઉઠાવો છો; દરરોજ હું તમારા પ્રેમનો બદલો વાળવાનો પ્રયત્ન કરવા ઉઠું છું, અને હું ફરી

શકતી નથી,–હું કરી શકતી નથી, અને હરઘડી તમે મને વધુ નીરાશ બનાવો છો."

રૂષીપત્નીની ધીરેથી તેણીની પાસે આવ્યા. "અમારા ઉપર પ્રેમ રાખ, એ સિવાય મારી વ્હાલી, અમને બદલો આપવાનો પ્રયત્ન ન કર." અને ઉર્મીલા, તેમના ખભા ઉપર હાથ મુકી ધીરેધીરે ડુસકાં ભરવા મંડી.

"જો ? જા !" રૂષીરાજે તેમનું નાક જોરથી ફુકયું." જો તું–જો, તું તારી પોતાની વર્તણુંક નહીં રાખે તો સમાજના પ્રધાન આગળ હું ફરીયાદ કરીશ, અને ત્યારે તારી અક્કલ ગુમ થઇ જશે. ઘડીયાળ જેવી વીસાત વગરની નાની ચીજને માટે તું આવું ધાંધલ મચાવવાની હીંમત તું કેમ કરી શકે ? હું દીલગીર છું કે હવામાં થતા ફેરફાર માપવાનું યંત્ર તેના બદલામાં તારા માટે ન લાવ્યો."

આનંદી હૃદયવાળી ઉર્મીલાએ તેણીનાં આંસુ લુંછી નાખ્યાં, ઉપરના માળ ઉપર ગઇ અને તુરતજ પાછી આવી. "આ પંચોતેર રૂપીયા, જે ગૌતમને માટે હું બચાવવાની હતી." તેણી હાંફવા લાગી અને રૂષીરાજના હાથમાં પકડાવવાનો પ્રયત્ન કર્યો.

"મારી વ્હાલી," રૂષીપત્નીએ શાંતીથી પણ દ્રઢતાથી કહ્યું, "તું તારા પીતાને દુ:ખી કરે છે, આ અઘટીત છે, તે પાછા લઇ જા."

ઉર્મીલા, નિરાશ, અદ્રઢ, બન્નેની વચમાં ઉભી, તેણી અચકાતાં અચકાતાં બોલી "હું દીલગીર છું, વ્હાલાં, અરે મારે જન્મગાંઠનો દીવસ જોઇતો નથી, મારે તો તમે બન્ને અને ગૌત્તમ અને–અને–"

"અને ઘડીયાળ" રૂષીરાજે ગંભીરાઇથી કહ્યું. ઉર્મીલા, વધુ બોલીશમાં, ભલી થા, અને કેશમાંથી કાઢીને સ્વદેશી બનાવટનું એ ઘડીયાળ જો, તને કેવું ગમે છે ? હવેથી હું શીખ્યો, મગરૂર ઉદાસીનતા અને ઉત્સાહની વગર અમારૂં ગરીબ ઘડીયાળ તું સ્વીકારે છે, તેનો ભવીષ્યને માટે અમને એક પાઠ થશે."

"ઓહ, સ્વદેશી બનાવટનું ઘડીયાળ ?" ઉર્મીલાની આંખો નૃત્ય કરવા લાગી, તેણી તુરતજ હોંશીયાર થઇ. અરે ! વ્હાલાં તે હમેશાં સારાં હોતાં નથી, એટલા માટે હું તમારૂં કેહેવું હૃદયમાં ધરતી

નથી. કેમકે ગુરૂદીત્તસીંગ પાસે એક હતું, અને ઘડીયાળની કેસમાંથી કમાન નીકળી ગઇ, અને તેને તેની પાછળ આખી રૂમમાં દોડવું પડયું હતું, અને તેને પાણીની ડોલમાં ડુબાડી રાખવી પડી હતી." પછી તેણી ખફા થઇ. "મારી લાગણીઓને ઇજા કરવાની તમે હામ કેમ ભીડી ? અને આવી રીતે માતાજી અને તમે તમારાં મન કેમ વ્યગ્ર કરો છો ? ઘડીયાળ જોઇએ છે, એવું મેં એક દીવસ શા વાસ્તે કહ્યું ?" "ઉર્મીલા ચીજોને માટે તેં કોઇ દીવસ ઉદ્‌ગારો કાઢયા હોય એવું હું જાણુતો નથી, અને તેમાંનું કાંઇ તને આવડતું પણ નથી." ઋષીરાજે કહ્યું "દોરી કાપી નાખ."

ઉર્મીલા, ફરીને બન્નેને આલીંગન દેતાં બોલી. "આમ બોલવાનો તમારો કાંઇ હેતુ છે. ઓહો ! સારૂં થયું, તે થોડી કીંમતવાળું અને હલકુ છે. કોઇ કોઇ વખત હું મેદાનમાં બેસી કાગળ ઉપર ચીતરૂં છું તેવું છે, હું રાજી થઇ કે, તે એક સાદું રત્નદે—શું છે આ ?"

તેણીએ મનમાં ઠપકો દઇ તેમના સામું જોયું. કારણ કે તે સુંદર નાનું સોનાનું ઘડીયાળ કાંડા ઉપર બાંધી શકાય અને ડોકમાં પણ પેહેરી શકાય. તે ઘડીયાળ એટલું નાનું છતાં સેકન્ડ, મીનીટ, કલાક, નક્ષત્ર, તીથી, વાર, માસ અને વરસ જોઇ શકાતાં હતાં. "તમે આ ઘડીઆળને પંદર રૂપીયા અને બાર આનાનું કહો છો ?"

"તને ખબર નથી કે પંદર રૂપીયા અને બાર આનામાં કેટલું થાય છે. એક આર્ય પુરૂષ મારા શીષ્યે એવી એક ફેકટરી કાઢી છે, તે યુરોપનાં ઘડીયાળોની હરીફાઇ કરી શકે તેવાં ઘડીયાળો તેમાં બનાવે છે. સોનું પણ ત્યાંના જેવું બનાવટી છે. અકોડો પણ તેરોજ છે. તે સોનું કદી કાળુ પડતું નથી. તે પુરૂષે પોતાનો માલ ખપાવા એજન્સી બાંધેલી છે. તેનો મેનેજર એક આર્ય હોઇ મને સારી રીતે જાણુતો હતો, તેણે બાર આના કાઢી નાખ્યા, કેમકે હું ગુરૂકુળનો અધીષ્ટાતા બ્રાહ્મણ છું."

"ખરેખર" શુદ્ધ મનનાં ઋષીપત્નીએ કહ્યું. "મને ખાત્રી છે, કે બીજું કોઇ એવું સસ્તુ ઘડીયાળ ખરીદી લાવી શકયું ન હોત. તારા પીતાનુ માન આર્ય વેપારીઓ બહુ રાખે છે. એટલુંજ નહીં પણ સોદા કરવામાં તારા પીતા બહુ કુશળ છે, કેમ નહીં ઋષીરાજ ?"

"અજાયેબ પામીશમાં ઉર્મીલા, ચીત્તભ્રમ થયું હોય તેમ હસીસ નહીં. 'મોટેથી હસનારનું મન ખાલી હોય છે.'" આજ સવારમાં મારા પોતા વિષે મારૂં મન થોડું ખાલી છે; થોડી જગા છે તે હું હમણાંજ ભરી દેવા ઇચ્છુંછું. મને એક પુરણપોળી આપ અને તે ઘડીયાળ ગળામાં પેહેર નહીં, તો હું બારીમાંથી ઘા કરી ફેંકી દઇશ.

"પીતાજી, તમે ૠષીરાજ પણ ? જો તમે મને તે મનાવવા ઇચ્છતા—" "કાંઇ પણ મનાવવા હું ઇચ્છતો નથી. ૠષીરાજે સખતાઇથી કહ્યું. હવેનાં છોકરાં અણુવિશ્વાસુ છે. મને પુરણપોળી જોઇયે છે."

ઉર્મીલાએ અછોડો ડોકમાં લટકાડયો, એ નિરાશાજનક સ્થીતી વિષે નિસાસો નાંખી, અને બન્નેની વચમાં થઈ રસોડામાંથી પુરણપોળી લેવા ગઇ, જ્યારે એ વૃદ્ધ જોડું આનંદીત આંખોથી નીહાળતું હતું.

ઉર્મીલા રસોડામાંથી આવી પીરશી અને ખાતાં ખાતાં બોલી વ્હાલાં ! તમે મારૂં જમવાનું બગાડયું તે ઠીક નહીં."

તેઓએ શાંતીથી જમી લીધું, તે ત્રણ જેવાં સુખી હતાં, તેવું દુનીયામાં કોઇ સુખી નહોતું, જયારે જ્યારે સુંદર આર્યકુમારી ઘરમ હરતી ફરતી નજરે પડતી ત્યારે કેટલા વાગ્યા, કઇ તીથી છે, વીગેરે પુછતાં.

"ઉર્મીલા ? ઉભી રહે, તુ આજે શું કરવાની છું ?" ૠષીપત્નીએ પુછ્યું. આજે સ્વાધ્યાય કરવાનું નથી. આજે તારી જન્મગાંઠ છે."

"જો આજે કાંઇ કરવાનું નથી, તો પછી હું મેદાનમાં જઇશ, અને રાતી ઘોડીનું ચીત્ર છે, તે પુરૂં કરીશ, અને વીચાર કરીશ. તમારા બેઉના માટે આ દુનીયામાં હું કરી શકું એવું કાંઇ નથી ?"

"કાંઇ નહીં, તારી માતા તેમના છુપ્પા ભેદને માટે એટલાં બધાં અભીમાની છે કે. તેઓ આપણા બન્નેમાંથી કોઇની મદદ નહીં લે, તેઓ ભારદ્વાજ બેરોનેટને માટે તૈયારી કરે છે."

"ભારદ્વાજ બેરોનેટ ! મારી સમજમાં આવતું નથી,"

"ભારદ્વાજ બેરોનેટ ૠષીપુરનો માલીક, જે જળ-પ્રવાસ આજ

અને વિદ્યુતશાસ્ત્ર શીખવા અમેરીકા ગયેલો હતો તે તેની ઉમર હાલ અઠાવીશ વર્ષની છે. તે કુંવારો છે."

"પણ આ મોટા માણસને આપણી સાથે શું કામ હશે, અને જો આપણી સાથે કાંઇ લેવા દેવા હોય તો, શા માટે તે પહેલાં કદી તમને મળવા નહીં આવેલ ?" ચકીત થયેલી ઉર્મીલાએ પુછ્યું,

ઋષીરાજે ખુલાસો કર્યો. મેં તે ભારદ્વાજને ઇંગ્લીશ અને સંસ્કૃતમાં સ્નાતક બનાવ્યો, ત્યારપછી તે અમેરીકા ગયો હતો. પાછો આવ્યા પછી તેની માએ મારાથી દુર રાખવા સારૂ સમાજ–શાસ્ત્રનો અભ્યાસ કરવાને બહાને જાપાન મોકલી આપ્યો હતો.

ઉર્મીલાએ અધીરા થઇ પુછ્યું. "નૌકા અને વિદ્યુતશાસ્ત્ર ગુરૂકુળમાં શીખવી શકાય નહીં ?"

"શીખવીતો બધું શકાય પણ આપણા લોકોનું વલણ ગુરૂકુળ તરફ ક્યાં છે ? અને જ્યારે વલણ નથી, તો પછી સાધનહીન ગુરૂકુળ શું શીખવી શકે ? છતાં કળાકૌશલ્યનું વ્યવહારૂ જ્ઞાન લેવા તો આપણા લોકોને યુરોપ, અમેરીકા અગર જાપાન ઘણા દસકા જવું પડશેજ."

"તમારો શીષ્ય બેરોનેટ છે તે શું એક ગુરૂકુળ ન ચલવી શકે ?"

"તે તો બીચારો તૈયાર છે. પણ તેની મા આડે આવે છે. તેણી કેહે છે, કે, જે સંસ્થાનો ઉપયોગ દેસ કરે છે તે સંસ્થા એકજ માણસ ચલાવી વેરાગી થાય તે કયાંનો ન્યાય ?"

"જો આવા લોકો એ બોજો ન ઉઠાવે, તો, બીચારા ગણ્યા ગાંઠયા બાકીના સમાજીસ્ટો કેટલુંક કરી શકે ? તેમનો મુખ્ય ભાગ ગરીબ નોકરીયાત વર્ગ છે, વેપાર વણજ કરનારા થોડા છે, જેથી તેમની સંસ્થાઓ દુર્બળ છે."

"તેના છેવટના વીચારો જાણ્યા પછી, જો તે કાંઇ કરી શકવાનો નથી એમ જણાશે, તો, હું પબ્લીકને જાહેર કરીશ, કે, તેમણે સરકાર પાસે ગુરૂકુળ ચલાવવાનાં નાણાંની મદદ માગવી. સરકાર જરૂર ગુરૂકુળો નીભાવશે. એમ નહીં, તો પબ્લીક આપે તેટલું સામું ફંડ તો જરૂર સરકાર આપશેજ."

તે બેરોનેટ વિષે હાલતો હુ એટલુંજ જાણું છું કે, તે દેશને સ્વરાજ્ય મેળવી આપવા પોતાની સેવા અર્પણ કરનાર છે.

"સ્વરાજય !" "હા, પેલા ઉચ્છાંછળા, અતીબોલા એક-સ્ટ્રીમીસ્ટોની અસર થઇ હોય તેવું જણાય છે." રૂષીરાજે કહ્યું.

ઉર્મીલાએ ગભરાઇને પુછ્યું "કાયદાવિરૂદ્ધ વર્તન કરનાર. રાજ્ય વ્યવસ્થા ઉંધી વાળનાર, રાજ્યદ્રોહી વીચારના" બેરોનેટ માટે માતુશ્રી તૈયારી કરી રહ્યાં છે ?"

"ઉર્મીલા ! ગભરાઇશ નહીં. મારો શીષ્ય તેવો ન હોય. એ વિષયમાં મારો ઉપદેશ તેને એ હતો, કે, "હિંદુસ્થાનની વસ્તીનો મોટો ભાગ હુન્નર કળા, અ પ્રમાદ, જ્ઞાન, નીતી અને રાજ વહીવ-ટમાં ઈંગ્લાંડ જેવો કુશળ ન હોય, રજવાડાં રાજ્યધર્મ બરાબર ન સમજે, અને હિંદુ મુસલમાન જાતીભેદ ન ભૂલી જાય ત્યાં સુધી, હિંદુસ્થાનને સ્વરાજ્યની તરફેણ કરનાર હીંદનો વતની કે એક અંગ્રેજ અવિચારી ગણાશે. વળી મ્યુનીસીપાલીટીની વ્યવસ્થા અને આપણા દેશીઓને સત્તા મળે છે તેનો કેવો દુરોપયોગ થાય છે એ મેં તેને પ્રત્યક્ષ કરાવ્યું હતું. એ સિવાય અમારા પત્ર વ્યવહારમાં આવા અનેક સુંદર વિચારો હું જણાવતો હતો. જેના જવાબમાં તે હંમેશાં પોતાનું મળતાપણું બતાવતો."

"મારા વિચારો દેશના લોકોમાં પેહેલાં તો સ્વદેશાભિમાન જા-ગૃત કરવાનો છે, અને તે, દેશનો એક ધર્મ ન હોય ત્યાં સુધી લો-કોમાં આવવું મુશ્કેલ છે. આપણો પૈસાદારવર્ગ ધર્મપ્રચારમાટે પૈસાનો ભોગ આપવામાં પછાત છે. પૈસાદાર લોકોને હું જરા પણ ગમતો નથી. તે બેરોનેટની મા મને બીલકુલ ઇચ્છતી નથી, પણ હવે તે બેરોનેટ મોટો થયો છે જેથી તેની મા મારી પાસે આવતાં તેને અટકાવી શકે તેમ નથી."

"ત્યારે તો તે ખરેખરો અમીર છે. શા માટે તમે મને એ વિષે પેહેલાં ન કહ્યું ?" ઉર્મીલાએ ખુલાસો પુછ્યો. "પૈસાદાર જુવાનો ઓછો તરફ અસભ્ય અને મોજ-શોખી હોય છે."

"અમેરિકા ગયા પછી અને તેની માના સહવાસમાં આવ્યા પછી જો તેના વિચારો ન બદલાયા હોય તો, તે અમીરના આશરો

ઘણા ઉંચા છે, તે પવીત્ર બ્રહ્મચારી છે, અને ઓછો તરફ પુજ્ય બુદ્ધી રાખનારો છે, અને મને ચાહે છે."

જો તેનું નાક અને હડપચી બન્ને જરા ઘણાં દેખાવ આવે એવાં પ્રકટ ન હોય, તો, તે ભારે ખુબસુરત, જુવાન છે. વિચારતાં ખુશી થવા જેવું છે, કે, તે આપણને ભૂલી ગયો નથી. સઘળા ખરા આર્ય અમીરોને આવી જાતનાં નાક અને હડપચી હોય છે કેમકે તે દયા, ન્યાય, અને સ્વદેશાભિમાન ગુણસુચક હોય છે.

ઉર્મીલાની જીજ્ઞાસા જાગૃત થઇ "તમારા વર્ણન ઉપરથી એમ માલમ પડે છે, કે તેના ચેહેરા સિવાય તે ખુબસુરત હશે. કેવી જાતનું ખૂબસુરતપણું ? તે ચીતરવા જેવો છે ?"

"તે તો તારા ધંધાને લગતું સ્વાભાવીક જ્ઞાન, ઉર્મીલા, અલબત, હા, તે ઓળખવા યોગ્ય છે. કાળા વાળ, ઘાટાં નેણ, આગ્રહ નું જાણે છે–અને મોટી આંખો. તીર જેવો સીધો, સારી આકૃતી વાળું સાધારણ કરતાં જરા મોટું આર્યન નાક.

નાના નાક વાળા માણસો ક્વચીતજ કંઇક હોય છે. તેઓને વિશ્વના સત્યની સુગંધ આવતી નથી."

ઉર્મીલા હસવા લાગી "તમે મને કહ્યું એ ઉપરથી હું અનુમાન કરૂં છું, કે, તેનાં આદર્શો બદલાયાં તો નહીંજ હોય. તે તેના વિચારો બદલવા ઇચ્છે પણ તેનું આર્યન નાક તેમ કરવા ન દે. હાલના અમીરો જેમ તેમનાં જીવન વ્યતીત કરે છે તેમ તે નહીં કરે? દેશનાં નીતી ધર્મ માટે તેને કાળજી રહેશે.

"હું અનુમાન કરૂં છું કે તેજ મુશીબતમાં તે છે. અમીરોના હાલના આચારો તેનું વલણ બદલી નાખે છે. અને તે છે ત્યાં રાખે છે; તેનું નાક તેને આગળ વધવા આગ્રહ કરે છે; અને તે જાણતો નથી કે તેણે નાકની પાછળ ચાલવું, કે, નાકને તેની પાછળ ચાલવા દેવું. આ સર્વ બાબતમાં મારી સાથે વાતચીત કરવા તેની ઇચ્છા છે."

"હાલતો તે નાકના સદગુણોથી ભરપૂર છે." ઉર્મીલા હસતી હતી, ત્યાં બમણું હસવું આવ્યું. હું આશા રાખું છું કે તે નહી ચીતરવા જેવું તો નહીંજ હોય. જો તે જમના આવનાર હોય,

અને માતુશ્રી મને તેમને મદદ કરવાની પરવાનગી ન આપતાં હોય, તો, હું મારૂં ચીતરવાનું કામ લઇ, મેદાનમાં ગયા પેહેલાં ગૌતમને મળીશ. તે દીલગીર થયો હશે, કેમકે, ગઇ કાલે તેની પાસે જવાનું વચન હું પાળી શકી નથી."

જેવી ઉર્મીલા તેણીની ચીજો લેવા ઠેકડા મારતી મારતી ગઇ, તેવું તે વૃદ્ધ જોડું પ્રેમથી તેણીની પાછળ જોઇ રહ્યું, "તેણી ગુલાબના પુલ જેવી છે—વસંત ૠતુનો ગુલાબ. તેણીનો જન્મ વસંત ૠતુમાં હશે" ૠષી પત્ની બોલ્યાં. ૠષીરાજ! તેણીનો જન્મ દીવસ આજનોજ દીવસ બનાવવાની તમારી કુશળતા ઉત્તમ હતી." અને તેણી જેવી ભલી તેવી સુંદર છે. જ્યારે તેણીએ ચીત્રકારનો ધંધો શીખવાનું શરૂ કરયું, ત્યારે તેણીની હામ કેવી હતી, અને કેવી તેને વળગી રેહે છે. તે જુઓ. એટલે ઉર્મીલા શ્રેષ્ટ છે. જ્યારે તેણી એક વખત એક ચીજ કરવાનું માથે લે, તો તેણી કરશે, જો કે જીંદગીનાં બધાં ઉત્તમ વર્ષો ભલે ખપી જાય. જે રીતે તેણી ગૌત્તમની મા થઇને રહી છે તે રીતમાં તેણીનો દ્રઢ નિશ્ચય અજાયેબ રીતે પ્રતીત થાય છે. અને જ્યારે તેણીએ તમારા સ્નાતક શીષ્ય યોગેન્દ્ર કે જે હાલ મુંબઇનો એક ઝવેરી છે તેને પરણુવાની ના પાડી ત્યારે તેણીએ મને કહ્યું હતું કે 'ગૌતમ' મોટો થઇ દુનીયામાં ચાલતો ન થાય ત્યાં સુધી તેણી પરણુશે નહીં."

"ગૌત્તમ, ખરેખર કોણુ છે તે તમને કોઇ દીવસ કહ્યું છે, સરસ્વતી?"

"પ્યારા કદી નહીં, તે તેણીનો ગુપ્ત ભેદ છે, અને તેને માન આપવાને માટે આપણે બંધાએલા છીયે."

"પ્રીયે! કોઇ દીવસ તે મુશ્કેલી ઉભી કરશે."

"વ્હાલા, હું કહું છું કે, ઉર્મીલા તેને ઓળંગી જશે. તેણીનું મન મોટું છે, તેણીમાં દરેક પ્રાણી માટે ઉભરાઇ જતો પ્રેમ અને દયા છે. જુઓ તેણી આપણુને કેવાં ચાહે છે? કેવી તેણીએ—ની જગા લીધી છે?

"હા, વ્હાલી, હું જાણું છું, હું જાણું છું. ઇશ્વરે આપણા જીવનનાં થોડાં વર્ષો સુખી ગુજારવા દયા કરીને તેણીને આપણી પાસે મોકલી છે—તે વર્ષો હવે ઝાઝાં નથી. ૠષીરાજ."

" પ્રીયે એવું ગાંડું ન બોલ. આપણે બન્ને સામેના પરીપકવ ચંદન વૃક્ષ જેવાં મજબુત અને લોકોપયોગી છીયે."

" તેજ ચંદન અંત્યેષ્ટી સંસ્કારમાં વપરાય છે, રૂષીરાજ."

" તે વૃક્ષને જીર્ણ થતાં વાર લાગે છે, અને જ્યારે વખત આવશે, ત્યારે. આપણે બન્ને સાથેજ એ સુકાયેલા ચંદન વડે બળીશું, પણ મૃત્યુના અધીપતી યમરાજના આવવાનો દીવસ અતી, અતી સુંદર છે. હે, પ્રભો! પંદર રૂપીયા અને બાર આનાની વાર્તા માટે મારી આપ. રૂષીરાજે વૃદ્ધ દેવી તરફ તકસીર-વાનની માફક જોયું. " આપણે તેણીને પહેલાં કદી, ખરેખર, કીમતી ચીજ આપી નથી. તેણીને સુખી કરવા ભોજન અને અંગ વસ્ત્ર વિના પણ ચલાવીએ, ભારદ્વાજને હમેશાં ટમાટા વિશેષ પ્રીય હતા. ચાલો આપણે બાગમાં જઈ અને લઈ આવીએ. રસોડાની બાગમાં કોથમીર અને ફુદીનાના કયારા પાસે હજી થોડાં ઝાડો છે."

સરસ્વતી દેવી, તેમની પાછળ હસ્યાં, તેમનો હાથ પકડયો, અને તેઓ બન્ને, સાથે, પ્યારથી, પેલા ભોળા જુવાન રૂષીપુરના માલીક અને લાહોરના અમીરની ભૂખ ઉઘડે તેટલા માટે, રસોડાના બાગમાં ટમાટા લાવવાને ગયાં.



# પ્રકરણ ૮ મું.

## સંયોગ.

ઉર્મીલા, યુરોપીયન કુમારીકાઓની માફક તેણીના લાંબા, ઘટ્ટ, કાળા વાળ છુટા રાખતી હતી, સાડી કવચીતજ ઓઢતી, ફક્ત જાપાનીસ સ્ત્રીઓની માફક ઝભો અને નીચે ઘેરદાર ચણીયો પેહેરતી હતી, એવી તેણીની નવી પણ સુંદર ઢબમુજબ જાપાનીસ સ્ત્રી જેવો પોષાક પેહેરી, તેવોજ વાળનો અંબોડો ગોઠવી, ચીતરવાના કાગળો, પીંછીઓ, અને ઉપર કાગળ રાખી ચીતરવાની ઘોડી એક હાથમાં લઇ ગુરૂદીત્તસીંગના ઘરતરફ રવાના થઇ. આજ જન્મગાંઠ હોઇ તેણીએ વીચાર્યું, કે, ગૌત્તમની સાથે એક કલાક ગુજારવાનો તેણીનો હક હતો. તેણીની સુચનાથી, ગુરૂદીત્તસીંગ, તે નાના બાળકને, નરસીંહભાઇને ઘેર, કદી લઇ જતો નહીં, કારણ, તેની વહુ તેણીના ચાર વર્ષના કજીયાખોર છોકરામાં તદન તલ્લીન હતી, અને દીવસે દીવસે કલેશીત થતી જતી હતી. તેણીનુ છાતીનું દરદ દીવસે દીવસે વધતું જતું હતું. તેણી આધેડ જણાતી—તેણીનું રૂપ ચાલ્યું ગયું હતું. જ્યારે તેણી ઉર્મીલાને જોતી ત્યારે ઘરડી દેખાતી; જાણે, જે દશામાં તેઓ પેહેલ વેહેલાં ભેગાં થયાં હતાં, તેને ભુલી જવાનો પ્રયત્ન તેણી કરતી જણાતી હતી. ઉર્મીલા આ સ્થીતી સમજતી હોઇ તેનો કદી ઇસારો કરતી નહીં, પાર્વતીએ, છોકરો નજરથી વેગળો નહીં રાખવાનું જે વચન સુશીલાને આપેલું, અને તે ભંગ કરેલું વચન અણજાણ્યે ક્ષય કરે તેવા સંતાપની સાથે કેવું પુરૂં થયું? નરસીંહભાઇએ જે ભાવ એક વખત બતાવ્યો હતો, તે, હવે પુંજી એકત્ર કરવાની અડથલ ગડથલમાં ગુમ થયો. તે તેણીને ચાહતો હતો, તેણી તેને ચાહતી હતી. હવે પછીના વખત કરતાં ગયેલા વખતને માટે તેને કોઇ પીડા નહતી. તેના છોકરા માટે તે, ધન ભેળું કરવા માગતો હતો, અને હવે તેની મા, જેણીએ, રાત દીવસ મરતાં સુધી વૈતરૂં કર્યાં કર્યું, તેણી ગુજરી ગયેલી હતી.

હરકોરબાઇનું મૃત્યુ તે ઉર્મીલાની પેહેલવેહેલી દીલગીરી હતી.

તેણીનો પીતા તેણી તરફ મમતાવાળો નહોતો, અને વિલક્ષણ સ્વમવત દેખાવ સિવાય તેણીના મનમાં તે કદી આવતો નહીં; તેણી મોઘમ રીતે તેણીની માને યાદ કરતી. જ્યારે, તે નાનું બાળક હતી, ત્યારે તેણીનો પીતા જી. આઇ. પી. રેલવેનો ડોકટર હતો. ઉર્મીલાની જુવાન સ્વરૂપવાન માના મૃત્યુ પછી, યુરોપીયન ગાર્ડ ડ્રાઇવરોની સંગતથી. કોઇ ટોકનારૂં નહીં હોવાથી દારૂડીયો થઈ ગયો હતો, અને તેજ આદત તેની બુરી દશા કરવાને જવાબદાર હતી. તે, જીવતો હતો કે મુવો તે તેણી જાણતી ન હોતી. વળી પોતે સફેદગલીમાંથી નાનપણામાં છુટી જવાને ભાગ્યશાળી થયેલી હતી. તેણીએ પેહેલાં સફેદગલીનું નામ પણ સાંભળ્યું નહોતું; પછી, તેણીના આવવા પછી, તુરતજ તેનો બાપ જેલમાં ગયો હતો, અને તેનું દેણું ભરવા શેઠાણીને ત્યાં ચાકરડી તરીકે રાખવામાં આવી હતી.

ઉર્મીલા, તેણીનાં નવાં હીતસ્વીઓના પ્રેમથી ભારે સુખી હતી. તેણી પણ તેમને સુખી કરતી, ઘરની સઘળી વ્યવસ્થા; રાંધણું અથાણાં વીગેરે બનાવવાની દેખરેખ રાખતી, શાક બળતણ સીધું વગેરેનો હીસાબ રાખતી, અને રૂષીપત્નીનાં અઠવાડીક વ્યાખ્યાનો અને વૈદીક સ્તુતીઓ અને પ્રાર્થનાઓ ધ્યાનપૂર્વક સાંભળતી.

બન્નેની વચમાં ઘણો અસરકારક શુદ્ધ પ્રેમ રેહેલો હતો. વૃદ્ધ દેવી, તેણીના ઉત્સાહી ચેતન, સુખી જુવાની ઉપર મગ્ન થતાં હતાં, અને તેણી તેમને માતા અને ઉપદેશીકા ગણતી હતી. તેણીનુ ચીત્રકામ તરફ કુદરતી વલણ ઓળખી કાઢવાથી, તેમણે તેણીને સંભાળપૂર્વક તેનું શીક્ષણ આપ્યું હતું; પશુ પ્રાણીનું સંગ્રહસ્થાન તેણીને ચીત્રકામના નમૂનાં પુરાં પાડતું હતું, તેણીને ઉત્તમ ચીત્રકાર થવાને અવકાશ મળે એ સિવાય બીજા કશાની જરૂર નહોતી. સોળ વરસની છોકરીને આ હુન્નર એકદમ હાથ બેસતો નથી; પણ ઉર્મીલા, વ્હેલી ઉઠી મોડી રાત સુધી સખ્ત મેહેનત કરતી હતી, અને રૂષીપત્ની દેખરેખ રાખતાં હતાં, તેણી, અજાયેબ ભરેલી રીતે ચીતરતી, મેદાનમાં ફરતું પ્રાણી ચીતરવાનું પસંદ કરતી, અને કેનવાસ ઉપર પણ ખુદબખુદ ઓળખાય એવું ભરી કાઢતી. ગાયના ચીત્ર નીચે " આ ગાય છે " એમ લખવું પડતું નહીં. અને કોઇને યાદ હશે, કે, એ ઉત્ક્રાંતીની શરૂઆતમાં જુવાન લેખકોનાં લખાણો અને જુવાન ચીત્ર-

કારનાં ચીત્રો કોઇ વેચાતાં રાખતું નહીં, જ્યારે, લોકો તેણીનાં ચીત્રો ખરીદતાં, એ એક અજાગેબ યાને ભારે આશ્ચર્ય પમાડનારૂં હતું.

ઉર્મીલા, ટુંકો રસ્તો પકડી, ગુરૂદીત્તસીંગને ઘેર જવાને મેદાનમાં થઇને નીકળી, ઉર્મીલા હમેશાં ટુંકો રસ્તો લેતી. ચાલતાં ચાલતાં ૠષીપત્નીનાં અભ્યાસ કરાવવાનાં આર્ય ગીતોમાંથી યાદ રહેલાં માલીની વૃતો શુદ્ધ આનંદમાં ગાતી હતી. તેણીની પાછળ તેણીની કુતરીનું ભોટીલું દોડતું જતું હતું. તેણીનો જાપાનીસ ઝભો ફડફડાટ કરતો હવામાં ઉડતો આવતો હતો, મંદ વાયુ તેણીના ચળકતા ગાલ ઉપર પ્રેમ કરતો હતો, હરીણીની માફક આનંદમાં કુદતી કુદતી મેદાનમાં તેણી ચાલતી હતી, અને પાછળ રહી જતા ભોટીલાને વખતોવખત સીસોટી મારી બોલાવી લેતી હતી; અચાનક તે ભોટીલું રસ્તામાં બેઠેલી ખીજાગેલી શાહુડીની પાસે ગયું અને એક વરસનું મોટું છતાં, મજબુત છતાં, ચીસ પાડતું પાછું આવ્યું. તે શાહુડી, ગોળ દડો થઇ સીસોળીયાં સંકેલી બેઠેલી હતી, તેણે ભોટીલું નજદીક આવતાંની સાથ સીસોળીયાં ઉભાં કરી ભોંકી દીધાં હતાં.

"તારી ભૂલ" ઉર્મીલાએ સ્પષ્ટતાઇથી કહ્યું, "મેં તને દસ વખત કહ્યું છે કે શાહુડી પાસે તારે જવું નહીં. તારે જાણવું જોઇયે કે શાહુડીઓ કેટલાંક લોકો જેવી હોય છે—તદન ચીડીયાં, અહીં આવ તારૂં નાક લુંછવા દે; અને હવે ફરી એવું ન કરીશ."

ભોટીલાને આશ્વાસન આપી, ઘોડી ઉંચકી તેણી ચાલતી થઈ. જેવી, ઉર્મીલા ગુરૂદીત્તસીંગના ઘરના ઝાંપા આગળ આવી પોચી, કે, હરીણાં, વાછડાં અને ઘેટાંનાં બચ્ચાં સામાં દોડયાં. જો ભોટીલું ન ભરયું હોત, તો, તેઓ તેણીને અથડાયાં હોત. ઉર્મીલાના એક હાથમાં ઘોડી બીજા હાથમાં કાગળો અને પીંછીઓ હતી. તુરતજ એક નાની આકૃતી, આસમાની રંગના ઝભલામાં ઉઘાડા પગે, સામે પહોળા હાથ કરી, બહાદુરીથી દોડતાં ઘેટાના બચ્ચા ઉપર પડી રસ્તામાં ગોટીલું ખાતી જોઈ.

ઘોડી કાગળો અને પીંછીયો હવામાં ઉડયાં. ઉર્મીલાએ ચીસ પાડી "અમોલ ! મારો અમોલ ! તને વાગ્યું ?. તારૂં નાનું. સીધું. વ્હાલું નાક છુંદાઇ ગયું ?"

ગૌત્તમે હાથ અને બાંયો ઉપર પડેલા લોહીના છાંટા તપાસીને જોતાં જોતાં ડુસકું ભર્યું. તેણે અભીમાનથી કહ્યું "હું ધારૂં છું કે બધું લોહીવાળું થયું [illegible] લોહી મારા નાકમાંથી નીકળ્યું."

"છાનો રહે—મારા વ્હાલા, મારા પ્રાણથી પ્યારા, ખરેખર, નાકમાંથીજ લોહી નીકળ્યું છે," ઉર્મીલા, હાથમાં હીંચોળતી હીંચોળતી તેને છાનો રાખવા ઉભી રહી, બહાદુર છોકરા રોતા નથી, લોહી ભાળી રોવું, તે, બહાદુર છોકરા માટે શરમ ભરેલું છે."

ગુરૂદીત્તસીંગ માંદો થાય છે ત્યારે વોય વોય કરી રોવે છે, અને ખાવા માગે છે, હું ખાવા માટે મગજ નહીં માગું, "ના, વ્હાલા, સારા, નાના છોકરા ખાવાની ચીજો માગતા નથી. વળી તારા મોઢામાં કાંઈક છે,

"હું ધારૂં છું તે ગુલાબ સકરી છે, હું તે હંસને નાંખવા જતો હતો. હું ધારૂં છું, માશી ! તમે મને થોડા મગજ આપશો." "હંસને આપવાની કંઇ જરૂર નથી; અને લાવ, હું તેને ફેંકી દઉં, ખાંડની ચીજો આખો દીવસ ખાવાથી કરમ ચડશે, મારા વ્હાલા ! મગજ ખાવાનું મન થયું હોય એવું જણાય છે, ચાલો હવે આપણે આ બધી ચીજો એકઠી કરીશું, અને હું પેલા ઝાડ નીચે બેશી અને રાતી ઘોડીનું ચીત્ર પુરૂં કરવા મેદાનમાં જાઉં તે પહેલાં તારો હંસ ચીતરીશ. આજે ગુરૂદીતસીંગ કેમ છે ?" "તે પાંજરામાં છે, અને તેનો બરડો દુખે છે, હું ધારૂં છું" ગૌત્તમે કહ્યું. "હું ધારૂં છું તે પાંજરૂં ઘણું મજેનું છે, હું ધારૂં છું."

ગુરૂદીતસીંગ ખુરશીમાં ટટ્ટાર બેશી શકે તેટલા માટે તેની પીઠ પાછળ ખપાટના સળીયા બાંધેલા હતા, તેનો તે ઇસારો કરતો હતો. સખ્ત ઠંડા પવનમાં પશુઓના પાલકો ઉપર નજર રાખવા બહુ બહાર ફરવું પડયાથી આમ થયું હતું. વૃદ્ધ ગુરૂદીતસીંગ સાજો હતો ત્યારે લાકડીના ટેકાથી હરવખત ઢસરડા કરીને પોતાનું કામ કરતો છતાં તે માનતો હતો કે આ બીમારીમાંથી થોડા વખતમાં સાજો થયા પછી પણ પોતાનું કામ બજાવવાને શક્તીવાન થશે.

એ વૃદ્ધ વૈસ્યને આંબો, વડ, પીપળ અને પીપળા ઉપર મેનાં કોયલ કોઆ વીગેરે ઉડતાં નીહાળતો અને તેની પેલી તરફ લીલું મેદાન જેમાં ઘેટાં, બકરાં, ગાયો, હરણાં, ઘોડાં વીગેરે ચરતાં જોતો

અને તે મેદાનની આજુબાજુના ખેતરોના સુંદર પાકને જોઇ આનંદ લેતો. પરશાળમાંના બેન્ચ ઉપર બેઠેલો તેણીએ જોયો. "દેવી ઉર્મીલા, ભારે સરસ પાક આ વખત ઉતરવાનો છે, હો !" તેણે કહ્યું રૂષીરાજ આ બાજુ આવવાના છે ? યજુર્વેદીયસં[illegible]ના પુરૂષસુક્તને સાંભળવાને હું ઘણો આતુર છું.

"તે હમણાં આવે છે, ગુરૂદીતસીંગ આજ મારી જન્મગાંઠ છે. આમ જુઓ." તેણી બોલી અને તેણીનું ઘડીયાળ બતાવીને તે વૃદ્ધ માણુસના દીલગીરી ભરેલા વીચારો ફેરવી નાંખવા પ્રયત્ન કરવા માંડી. જ્યારે તેમની આસપાસ કબુતરોના ઘુઘવાટના, મેનાના અને કોયલના ટહુકાના, અને મધમાખોના ગણુગણાટના અવાજો સંભળાતા હતા.

વાતાવરણ, વાણીયા અને એવી જાતના ઉડતા જંતુઓના હમહમાટથી ભરપૂર હતું, ફળીયામાંની બાગમાંના ગુલાબ, પારીજાતક, ચંબેલી, ચંપા વીગેરેના ફુલની મીશ્ર આનંદી સુગંધ આવતી હતી. વૃદ્ધ ગુરૂદીત્તસીંગ રાત્રે દુઃખીત રાત્રી કાઢવાથી ડોલાં ખાતો સ્વપ્નમાં હોય તેમ બોલ્યો. ઉર્મીલા, તેનું શરીર કૃષ, કાંપતુ જોઇ અંતઃકરણમાં બહુ ગભરાઇ. તેણીએ આતુરતાથી પૂછ્યું "ગુરૂદીત્તસીંગ ! તમને સુવાણુ જણાતી નથી ?"

"ના, આર્યકુમારી, ના, ખરેખર મને ચેન તો નથીજ. મારી વૃદ્ધ દેવી દાક્તરની દવા પાઇ બહુ સતાવે છે. વળી વૃદ્ધાવસ્થાને લીધે બરાબર નહીં જોઇ શકતાં હોવાથી સારૂં રાંધી પણ શકતાં નથી."

શું " ખાવાની ઇચ્છા છે ?" "પૂરણુપોળી." ઉર્મીલા બોલી "દવા તો પીવીજ પડશે અને પૂરણુપોળી હું મોકલીશ."

"ગૌતમ ! કુમારી ! મધપૂડા પાસેથી ખસી આ બાજુ ચાલ્યો આવ, મધમાંખીઓ ક—"

તેના જાડા હાથમાં ચોળી નાંખેલી મધમાંખ સાથે દોડતો દોડતો જેવો આવ્યો, તેવી, ગૌત્તમનાં મોમાંથી રાડ નીકળી ગઇ. તેણે રડતાં રડતાં કહ્યું "હા, તો તેણીએ સોય ભોંકી દીધી."

"થી ચોપડી આપણે બળતરા મટાડી દઇશું. જો આ પ્રમાણે

તુ રોજ કરીશ, તો અડધો પણ નહીં રહે." ઉર્મીલાએ તેને હાથમાં ઉંચકી લઇ ધીરો કર્યો.

હવે, "ગુરૂદીત્તસીંગ, હું પુરણપોળી મોકલાવીશ, અને–"

"નરસીંહભાઇનાં પત્નીને ગઇ કાલ સુવાણુ નહોતી" ગુરૂદીત્તસીંગે કહ્યું. "તમે તેમને હમણાં જોયાં નથી? ક્ષય જેવું જણુંય છે. જે દીવસે તમે ઋષીરાજને ઘેર આવ્યાં તે તમારો ભાગ્યોદયનો દીવસ હતો."

"ના, મેં તેમને ઘણા વખતથી જોયાં નથી." તે વૃદ્ધ પુરૂષને ખભે હાથ મુકી ઉર્મીલાએ ક્ષણભર વિલંબ કર્યો.

"તમને આજ બહુ દર્દ થાય છે? ગુરૂદીત્તસીંગ! મારાથી દર્દ ઓછું થઇ શકતું હોય તો, હું કરૂં એવી મારી ઇચ્છા છે."

તે વૃદ્ધ માણુસ અર્ધ નીદ્રામાં ગણુગણુતો બોલ્યો "હું ઇચ્છું છું કે કુમારી! તમે દર્દ ઓછું કરી શકો" "બહેતર છે મને સુવા દો, મારે ઉંઘી જવું છે."

તેનું માથું નીચું નમ્યું, અને ઉર્મીલા તેના હાથ ઝાલી તે ઉંઘી ગયો ત્યાં સુધી રોકાઇ પછી ગૌત્તમને કાંઇ પણ અવાજ નહીં કરવાનો ઇસારો કરી તેઓ ચુપકીથી મેદાન તરફ આવ્યાં, જ્યાં તેમની મીત્ર રાતી ઘોડી તેણીની પાતળી ઉંદર જેવી પુંછડીથી ધીમે ધીમે સરરર કરતા અવાજ સાથે માંખીઓ ઉરાડતી હતી.

ગુરૂદીત્તસીંગની એ કહેવત હતી કે "લાંબી પાતળી પુંછડીવાળાં ઘોડાં કદી ખરાબ હોતાં નથી, ચોમાસામાં ગુરૂકુળના પ્રેક્ષકો બીલકુલ નહીં આવતા હોવાથી ટાંગાની રાતી ઘોડીને પુષ્કળ આરામ મળતો, તેણીની ચળકતી રાતી બાજુઓ ચરબીથી ભરેલી હતી, તેણીની પાંસળીઓ દેખાતી નહોતી. ઉર્મીલા આવી તેવીજ તેણી ખસી નહીં, પણુ ગૌત્તમને તેણીના પેટ નીચે ફરવા દીધો અને જ્યારે તેણે તેણીના આગળના બે પગો સોંસરૂં તેનું નાક રાખ્યું, ત્યારે તેણીની લાંબી લાલ જીભવડે માતૃભાવથી તેને ચાટયો, તે પણ ઋષીપુરનાં પ્રાણીયોથી ભારે નિર્ભય હતો, કેમ કે તેઓ તેને તેમનાં નાનાં કુમળાં બચ્ચાઓમાંનું એક સમજતાં હતાં. રાતી ઘોડી ગૌત્તમને ચાટવો છોડી એક અપેક્ષક ચક્ષુ ગંભીરાઇથી ઉઘાડી રાહ જોવા લાગી. "હા, લા-

સચુ બુદ્ધી, આ રહી જલેબી ના, અગ્નિ બેવકુફ ન થા, એ તારા માટે નથી. "

ઉર્મીલાએ તેણી ઘોડી ગોઠવી, તેના ઉપર ચીતરવાનો કાગળ ગોઠવી, ગૈતમને, સામેના અડબા ઉગેલા હજારી ગલના ગોટામાંનો એક સારો મોટો ગોટો તેણીના માથામાં ખોસવા સાર લાવવાને મોકલ્યો અને તેટલીવારમાં એ રાતી ઘોડીનું ખોખું ચીતરી તૈયાર કર્યું. હવે તેણીએ ઘોડીને કહ્યું, "જો તું, મેહેરબાની કરીને જ્યાં છું ત્યાંજ ઉભી રહે, તો હું મારૂં કામ પુરૂં કરીશ, અને તું તારા વસ્તાર પાસે જલદી જઇશ "

"બળ્યો વસ્તાર, " ઘરડી ઘોડી, તેણીની ચળકતી પીઠ ઉપર બેઠેલી માંખને, ઉંદરની પુંછડી જેવી પુંછડીથી ઉડાડવાનો અફળ પ્રયત્ન કરવામાં છક્કડ મારવાની સાથે ઝબકી ઉઠી. એટલામાં, ગૈતમ પાછો આવ્યો અને ઘોડીના આગળના પગ સોંસરૂં નાક રાખી ઉર્મીલા સામું જોવા લાગ્યો.

"એજ પ્રમાણે ઉભો રહે," ઉર્મીલાએ કહ્યું, અને ગૈત્તમને ચીતરવાનો વીચાર પાછળથી થયો એવું ભાસે તેવી રીતે તેને પણ તેમાં ચીતરી લીધો. આશરે પાંચેક મીનીટની દુઃખદ સખ્તાઇ પછી લક્ષ પૂર્વક જોતાં ગૈત્તમ બોલ્યો 'હું તો થાકી જાઉંછું.' માશી બા! હવે હું બહાર આવું? હું ધારૂંછું મારા નાક ઉપર ભમરો બેઠો છે અને સામેથી કોઇ ઘોડો આવે છે. "

"ના, તે ભમરો નથી, માત્ર મક્ષીકા છે. વ્હાલા એક પળ. હલીશ ના. બસ. હવે, ખરીદદાર ગોતવાનો છે અને પછી આપણે તારા માટે બીજી વખારે 'પુંજી' એકઠી થશે."

"બેઅદબી માફ કરશો." તેમની પાછળ અવાજ થયો. "તમે બોલ્યાં તે મારાથી સંભળાયા વીના રહ્યું નહીં. મને એ ચીત્ર વેચાતું આપશો? ખરીદદાર તરીકે હું, આ પૂરનો માલીક હોઇ, મારામાં એ લાયકાત છે."

જો કે તે અવાજ મધુર, ખાનદાન, અને શ્રીમાન હતો છતાં ઉર્મીલાએ પાછું વાળી જોયું નહીં, ગૈત્તમના હસતા મુખ ઉપર આંગળીયોના ટકોરા મારતાં ઉર્મીલા બોલી "હું તમને ઓળખતી નથી."

" જો તમે મને માફી આપો, તો, હું સીધે સીધી આપની ખીદમત ઉઠાવું." તેણે કહ્યું.

તે અપરિચીત ગૃહસ્થ પા કલાક મૌન્ય બોલ્યો. પછી ઉર્મીલા ઢચુપચુ મનથી તેની હાજરીથી જાણીતી થઇ.

જેનો આગળનો પગ ધોયેલો હતો એવી ભુરા રંગની સુંદર આરબ ઘોડીની લગામ હાથમાં પકડી તે તેણીની પાછળજ ઉભો હતો. ઘોડીની સાટીન જેવી ચળકતી ચામડીમાં સુર્ય દેખાતો હતો. તેણીનાં પોહળાં નસકોરાં, સોંદર્ય, દેખાવ તેવાં હતાં, તેણીની પુંછડી લગભગ જમીનને અડતી હતી, "સુંદર મૂર્તી" ઉર્મીલા ઉતાવળેથી બોલી, અને તેણીના લાલ નસકોરામાં ધીરેથી ફુંક મારી. ઘોડીએ ઉર્મીલાનો કાન મખમલ જેવા સુંવાળા હોઠમાં લીધો, પછી ગૌતમનો ચેહેરો સુંઘવા ડોક નીચી કરી.

ઉર્મીલા જરા સમજદાર હતી. તેણીએ બાળકને પકડી પાછો ખેંચી લીધો, તેણીએ કહ્યું "તારૂં હજી ઓળખાણ અપાયું નથી." પછી, તેણી તે અપરિચીત ગૃહસ્થ તરફ ફરી અને તેને નમણી આનંદીત આંખોથી તેણીને નીહાળતો જોયો. તેણીએ દમામથી કહ્યું "તેજ ખામી તમને લાગુ પડે છે."

"તમે તદન વ્યાજબી છો. હું, તમારી ક્ષમા ફરી માગુ છું. મને પણ કોઇનું ઓળખાણ થયું નથી." તે, પોતાનાં વીઝીટ કાર્ડ ગજવામાંથી ગોતી કાઢવા, ફાંફાં મારવા લાગ્યો. "પણ, મેં તમને એમ કહેતાં સાંભળ્યાં હતાં, કે, તમને તમારા ચીત્ર માટે કોઇ ખરીદ દાર જોતો હતો. પરવાનગી વિના પાસે આવવાનું તે મારૂં બાનું છે. મેં ટુંકો રસ્તો લીધો અને તમે એટલાં બધાં ચીતરવામાં તલ્લીન થયાં હતાં, કે, હું ઘોડી ઉપરથી ઉતર્યો અને ધીમે ધીમે સાવચેતીથી તમારી આગળ ઉભો રહ્યો."

"તમારી ક્ષમા યાચનાનો હું સ્વીકાર કરૂં છું." તે સ્વભાવીક નાના વાક્યની કઠોરતાને ઉર્મીલાનાં હસતાં નયનો જુઠી સીદ્ધ કરતાં હતાં. ઋષીપત્નીએ, એક બુઢી ચાકરડીની સાડી ઉપર ભુલથી દુધનો પ્યાલો ઢોળ્યો હતો, તે ચાકરડીને 'આ વાક્ય,' નહિ વિસરાય તેવા તિરસ્કારયુક્ત ધ્વનીમાં તેણીએ, એક વખત કહેતાં સાંભળી હતી.

"ચીત્ર વિષે મારૂં બોલવું મારા મીત્ર ગૌતમ સાથે હતું, ના, કે, કોઇને સંભળાવવાના હેતુથી, અમે હમેશાં અહીં એકલાં હોઇએ છીએ."

"હું દીલગીર છું. મને રજુ કરવા, તમારા સખા મહાશય ગૌતમને, તમે મહેરબાની કરશો ?"

"કેમ, ગૌતમ, કરૂં કે?" ઉર્મીલાએ કંઇક અનિશ્ચીતપણે પુછ્યું. બચ્ચપણુના નિખાલસ–પણાથી ગૌતમ બોલી ઉઠયો; 'હું ધાર છું તે કમુજી ડરામણો માણુસ છે. તેનું નાક પણુ તેવુંજ લાગે છે." અને તેણે તે અપરિચીત ગૃહસ્થના બહાર, તાપ તડકાથી લાલ થઇ ગયેલા નાક સામું આશ્ચર્યથી નજર કરી.

"હુ ધાર છું, કે, મહાશય ગૌતમને જોખમ ખેડવા દેશો." તે અપરિચીત ગૃહસ્થ લગામ છોડી દઇ ગૌતમને ઉચકતાં બોલ્યો. "હું તેને નહીં કરડવાનું વચન આપુ છું. મહાશય ગૌતમ! ભલા થઇ, આ કાર્ડ આ દેવીને આપો."

ઉર્મીલાએ, તે કાર્ડના સામું જોયા સિવાય, તેને હાથમાં લીધું "તમે એવા ધીમે ચોરીથી આવ્યા, કે, મેં તમને સાંભળ્યા નહિ." તેણીએ તાકુકીને કહ્યું, પછી તેણીના મુખ ઉપર સત્યનો પ્રકાશ તુરતજ થયો. તેણી એક ડગલુ આગળ આવી; તેના ચેહેરા સામું જોયું, અને તેનું સુંદર છીણી જેવું આર્યન નાક નીહાળ્યું; તે મોટું નાક હતું પણ તેને તે શોભતું હતું, અને જેવું તેણીએ ધ્યાનપૂર્વક જોયું, તેવું, ઉર્મીલા, તેણીની નાસીકા ઇંદ્રીના જરા કદરૂપા પોળા–પણા માટે ભારે પસ્તાઇ. "તમે બેરોનેટ ભારદ્વાજ છો ?"

"કાર્ડના સામું જોયા સિવાય તમે અનુમાન કીધું છે. હું ભારદ્વાજ બેરોનેટ છું. તે પ્રમાણે બોલાવતાં તમે કોણુને સાંભળ્યું ? મારા વ્હાલા વૃદ્ધ ગુરૂ રૂષીરાજજ હમેશાં મને તે પ્રમાણે બોલાવે છે."

"હા, તે મારા ધર્મ–પીતા છે. તેઓ આજ સવારે જમતી વખત તમારા વિષે વાતો કરતા હતા."

રાતી ઘોડી જાગી, તેણીની ભારે ડોક, ઉર્મીલાના ખભા ઉપર મુકી, અને ઘોડાં હેમ્શ પક્ષપાતી હોય છે, તે પ્રમાણે, તેણીએ આ જુવાન માણુસને સમદ્રષ્ટીએ બારીકાઇથી નીહાળ્યો, જો કે તેને

મોટું નાક હતું, અને તેણીનું તેના કરતાં, ઘણું મોટું હતું, આ મુદ્દા ઉપર ફરી ખાત્રી કરી પાછી ઉંઘી ગઇ.

"અરે—? મને ખબર નથી. તેમણે તમારાવિષે મને કંઇ કહ્યું નથી, તેમના અંતઃકરણમાં મારો હરીફ હતો તેનાથી હું અ-જાણી હતી, વ્યવહાર રીતે, તેઓ મારા ધર્મપીતા છે, પીતા હોય, તો, તેજ પીતા છે." "સગાં સબંધીપણા વિષે તમારે પોતાને વિશેષ સબંધ જણાવવા નથી, એવી સુચના કરવા માટે મને માફી આપો તેમની આપદાઓમાંની ઘણી હું જાણુ છું અને મને ખાત્રી છે કે, તેમણે તમારા માટે ઉપાધી વોરી હશે, મેં પહેલું વિચાર્યું, કે, તે ગુરૂકુળની વધારાની મદદ હશે, પણ તે, તો તમે હશો." "અને તેઓ, મારા લાંબા વખતથી તેમને મળવા નહિ આવવાનું કારણ સમજી શકયા નથી?" તે જુવાન ગૃહસ્થનો ખુબસુરત ચહેરો ગંભીર થયો.

"પણ તેમણે સમજવું જોઇએ તેઓ સમજશે. હું તેમને સમજાવીશ, રૂષીકુમારી."

"હું રૂષીકુમારી નથી. હું ઉર્મીલા આર્ય કુમારી છું, જો તે પુનઃ પ્રાપ્ત કરેલી પ્રતીષ્ટા તરીકે ઉપયોગી થાય—" તેણીએ આના-કાની કરી કહ્યું.

"આર્ય—કુમારી, મારી દેખીતી બેદરકારી માટે તમે મને માફી આપી છે એ નીશાની તરીકે?"

"કેમ ગૌત્તમ! આ ગૃહસ્થને ચીત્ર આપીશું? વ્હાલા, તારો શો વિચાર છે?"

ગૌત્તમે ગંભીરાઇથી ગોહોર કર્યો, "હું ધારૂં છું તેઓ લે," તેણે તે ગૃહસ્થના સ્વારી કરવાના પાટલુનની લક્ષ આપવા લાયક સુંદર બનાવટ સામે અજાએબીથી જોયું. "આવું પાટલુન મને ગમે છે હું ધારૂં છું."

"ચુપ રહે, ગૌતમ અમાનુષી ન દેખા."

"ત્યારે હું તે લઉં? મહાશય ગૌત્તમ સલાહ આપે છે પણ કીમત, આર્ય-કુમારી? ત્રણસો રૂપીયા ચાલશે?"

"તે ન્યાય વિરૂદ્ધ છે, તમે ઘોડી ખરીદતા નથી." ઉર્મીલાએ

ગુસ્સે થઇ સુચના કીધી પછી હસી. "મને માફ કરો હજી સુધી ચીત્ર માટે પંચોતેર રૂપીયાથી વધુ મેળવવા હું ફતેહમંદ થઇ નથી. જ્યારે મેં કામ કરેલું છે અને તમે પંચોતેર રૂપીયા આપશો, અને ખરીદશો તો હું જાહેરમાં આવીશ."

"બહેતર છે કે હું ત્રણસો રૂપીયા આપું, તમે પોતે પણ જોવું જોઇએ કે મારા જેવા પાપી આત્માને અત્યારે શુદ્ધ કરવા પુષ્કળ પ્રતીષ્ટાની જરૂર છે, તે પંચોતેર રૂપીયે ન મળી શકે, કેમકે અમારા જેવા અતી પૈસાદાર લોકોના નાણાં નિર્દોષ હોતાં નથી. એટલુંજ નહીં પણ મુંબઇ ઇલાકાનો બેરોનેટ નહીં હોવાનું મને અભીમાન છે."

"ત્યારે, મને ઘણો ભય રહે છે કે તમારા આત્માના એક ભાગને અશુદ્ધ રહેવું પડશે. આ ધંધાનો વહીવટ છે અને આત્મા ધંધામાં ગણાતો નથી, કોઇ દીવસ મારૂં કામ પંચોતેર રૂપીયાથી વધુ કીમતનું હાલ તો નથી."

એ જુવાન માણસ ચીત્ર–કામની ઘોડી પાસે આવ્યો. "તમે મને અસભ્ય ધારશો નહીં પણ તમે કેવું સારૂં ચીતરો છો તે તમારે જાણવું જોઇયે. આ કામ નાચવાનું કે એવું કોઇ બીજી જાતનું નથી અને એટલા માટે હું તમને પોતાને ઠગવા નહીં દઇશ, જો તમને વિશ્વાસ નહીં આવતો હોય તો આવાં ચીત્રો વેચાતાં રાખનાર એક લંડનનો એજંટ લાહોરમાં છે તેને આપણને સત્ય કહેવા દો."

ઉર્મીલા હસી. "જેટલું પિતાજી અને હુ આવાં કામ રાખવાવાળાને જાણીયે છીયે, તેટલું તમે જાણતા નથી તમે બતાવો છો તે ખરીદનાર અમારા ખરીદનાર જેવો હશે તો તેના માટે પંદર રૂપીયા આપશે અને ઘોડીને જો સામેના ઝાડ તળે બતાવું તો પાંચ રૂપીયા વધુ આપે. જેમ હીંદ દેવીનું ચીત્ર કોઇએ કલ્પી કાઢયું, તેમ હું પંજાબને ધાર્મીક ઉત્ક્રાંતી કરનાર મહાત્મા અને ગુજરાતને મારવાડી દાન–દાતા કલ્પના કરી ચીતરૂં તો પંચોતેર રૂપીયા આપે.

"અરે, ચાલો આર્યકુમારી ! તમે મારી મજાક ઉડાવો છો ? તમને માલમ છે, હીંદ દેવીનું ચીત્ર ખરીદનાર ચીત્રકારને છેતરી કેટલા હજાર રૂપીયા કમાયો ?"

"મજાક ? મારું મન ઇન્સાફ કરે છે તે પ્રમાણે હું તમારી પાસેથી પુરેપુરા પૈસા લઉં છું. પંચોતેર રૂપીયાથી એક પાઇ પણ વધુ નહીં અને તેટલુંજ મને પ્રીય છે અને જ્યારે તે તદ્દન પુરૂં થશે ત્યારે."

"હું આગ્રહ કરૂં છું."

"હું પણ કરૂં છું; અને જ્યારે એક સ્ત્રી આગ્રહ કરે, ત્યારે એક બેરોનેટને પણ તેણીની તરફ નમવાને કાંઇ કારણ નથી."

તે મજબુત, ઉદ્ધત. તરૂણ પુરૂષે ઉર્મીલા ઉપર નજર કરી અને તેને પોતાને તેવાજ મજબુત અને ઉદ્ધત ચહેરા સામે ઉભેલો માલમ પડયો. તેના હાસ્યદર્પ વલણ પછવાડે, તેને સત્તા, આજ્ઞા ઠરાવ જણાયાં. જે ચીજો તે પૂર્વે કરતો હતો તે ચીજો આ છોકરી કરતી હતી અને તેણી તેણીનાં કાળાં નયનોમાંની દ્રઢતા નહીં જીતાઇ શકે તેવી પ્રમાણીકતા અને મહાત્મા તરીકે આજ્ઞા કરવાની સત્તાવાળી સુચના કરવા સાથે ઘણી સ્વરૂપવાન હતી, અને અરે ! અભિમાન, સત્તા અને તેણીના મુખ અને હડપચીની નાજુકાઇ ? તે એક છોકરી હતી કે જે જીવનના તાત્વાર્થમાંનું કાંઇ જાણતી હતી. ઘણે ભાગે બીજી છોકરીઓ જે કરતી તે બાબતો વધારામાં તેઓ જે કરવાને શક્તિમાન હોય નહીં તે બાબતો તેણી કરતી અને સુનકાર બુઠ્ઠી થોડી તેણીનો વિશ્વાસ કરતી, બાળકનો તેણીના ઉપર વિશ્વાસ હતો અને ભોટીલું તેણીની ખુશામત કરતું હતું. તે કોણ હતો જે તે પણ આ મધુર અવાજ, આનંદદાયક આંખો અને વાળ અને મંદ હાસ્યવાળી કુમારીકાનો ભરોંસો ન કરે ? તેણીનું નાક પણ કાંઇ અપ-કૃષ્ટતાનો નમુનો નહોતું. તેને અસલી નાકો ગમતાં હતાં, તે સારી પેઠે જાણતો હતો કે તેનું પોતાનું "બીજાને વિચારમાં નાખે તેવું હતું." અને તેણી પોતે અમાહિતગાર હતી. તેના મોભાના કીરણો તેનાથી ગભરાઇ નહીં પણ તેણીની સાથે બોલવાની હીંમત કરવાનું વ્યાજબી કારણ શું હતું તે જાણવાને માટે આગ્રહ કીધો, સારા નશીબે તેણે તેને વ્યાજબી સીદ્ધ કર્યો હતો. જો તેમ ન કર્યું હોત, તો તેને ચોક્કસ થયું હતું કે ઉર્મીલાએ તેને લાગતાં વેણો કહ્યાં હોત- જેનાથી તેની સુર્યના તાપથી બળેલી નાસીકા ઇંદ્રી વધુ બળી હોત.

ઉર્મીલા, ઘોડીની ડોક નીચેથી ખસી, તેણીની ચીત્ર કામની

ઘોડી સંકેલવા લાગી, તે જુવાન ગૃહસ્થે સુચના કીધી “ જો તમે મને પરવાગી આપો તો, હું ચીત્ર પકડી રાખું. રૂષીઆશ્રમમાં નાસ્તો કરવાનો વખત થયો છે, નહીં ? તે વખતે ત્યાં આવી પહોંચવાનો મેં ઠરાવ કર્યો છે, તેઓ મારા માટે ભારે તૈયારી કરતાં હશે.”

ઉર્મીલાએ હમેશાં ઘડીયાળ રાખનાર સ્રીયો જે ઢબથી જોવે તે ઢબથી તેણીના નવા ઘડીયાળમાં જોયું. “હા, નાસ્તાનો વખત થવા આવ્યો છે. તમારા માનમાં નાસ્તાને માટે ઘણી ઉમદા ચીજો થવાની થવાની છે. મને આશા છે કે તમે એની કદર બુઝશો.”

“ કદર ? જ્યાં સુધી હું ખાઇ ન શકું ત્યાં સુધી ખાઇશ.” તરૂણ પુરૂષે ગંભીરાઇથી જવાબ આપ્યો. “ હું તથારી સાથે આવું ?” “ તમારી મરજી ન હોય તો મારો વીચાર નથી. મારા પિતા સૌથી પહેલાં તમને આવકાર આપવાને તૈયાર થશે. તેણીએ તે સુંદર ઘોડી સામું જોયું. તારે ચાલવું નહીં જોઇએ ?”

“ ચાલું ?”

“ હા, ચાલો.”

“ તમારી ઇચ્છા છે ?”

પેલી જુની કેહેવત પ્રમાણે, નગર શેઠનો ઉડાઉ છોકરો, ઘેર પાછો ફરતાં, સુંદર આરબી ઘોડી કુદાવતો ન ગયો, પણ, ગંભીરાઇથી પગે ચાલતો ચાલતો ગયો, અને કહ્યું, પિતા તમારો પુત્ર કેહેવાવાને હું લાયક નથી.” જો કે ઉર્મીલાએ તેના સામું જોયું ન હોતું પણ, રૂષીરાજ અને રૂષીપત્ની તરફ તેની બેદરકારીથી તેણીને કેટલું માઠું લાગતું હતું. તે, તે જાણતો હતો. તરૂણ ગૃહસ્થ જુસ્સાથી શરમીંદો થયો. “ આર્ય-કુમારી તે ઠપકો વ્યાજબી છે. હું, મારાં પુરાણાં સ્નેહીયો તરફ બેદરકાર રહ્યો છું અને તે શા માટે, એ કેહેવાનો મારો ઇરાદો છે, હું ચાલીશ, પણ ઘોડીનું મારે શું કરવું ? હું તેણીને અહીં છોડી શકું નહીં.”

“ ઓ હો, તેણી મારી પાછળ ચાલશે,” ઉર્મીલાએ વિશ્વાસયુક્ત કહ્યું. “ જો તમે રૂષીરાજ પાસે જાઓ, તો તમને પિતાજી તમારી બેદરકારીથી તેમને દુઃખ નથી થયું એવું મનાવવાને કોશીશ કરતા માલમ પડશે, હું ગૌતમને તેના ઘેર છોડી અને પાછળથી આવીશ” તેણે નમસ્તે કહી પીઠ ફેરવી, પાછો આવી, ગૌતમને ઉપાડયો, અને

ઘોડાની પીઠ ઉપર મુકયો. ગૌત્તમ બોલ્યો. "હું ધારૂં છું, હું હવે ખરો માણુસ છું," તરણુ શ્રહરથે સુચના કીધી "કૃપયા ત્રીપાઇ મને આપો."

"ધન્ય, હું સારી રીતે કાબુમાં રાખી શકીશ."

"મહાશય ગૌત્તમ, તેનું નવું મનુષ્યપણું મેળવેલુ છતાં પડી જશે. કૃપયા ત્રીપાઈ મને આપો."

"હું—"

હું આજીજી કરૂં છું. બહુ સારૂં, ત્યારે, તમે નહીં આપો, તો હું આગ્રહ કરૂં છું."

તેણુ તેણી પાસેથી ત્રીપાઇ લીધી, એક હાથ નીચે દબાવી, અને લાંબી લાંબી ફલંગો ભરી ચાલતો થયો.

"તે ઘણો પ્રવીણુ તરણુ પુરૂષ છે, ગૌત્તમ. વ્હાલા, તારા નાના પગો ઠીક રેહેશે કે?"

"માશી, હું ધારૂં છું તેઓ ઠીક રેહેશે, હું ધારૂં છું. જો હું મારી આંખો મીંચી રાખું તો?"

"જો તું દરેક ચીજો, તારી આંખો બંધ કરી કરે, ગૌત્તમ, તો. તું જલદી જમીન ઉપર પડવાનો. મારા અમોલ! જેટલી ઉઘાડી શકે, તેટલી પહોળી તું ઉઘાડી રાખ અને માશી તને નહીં પડવા દે"

ઘોડી તેના નાવીક પછવાડે હણુહણી, અને ઉર્મીલા તરફ દીલગીર આંખો ફેરવી. ઉર્મીલાએ ફરી તેણીને લાલન પાલન કર્યું "હા, વ્હાલી. નિમકહલાલ ચીજ, તે સઘળું બરાબર છે. તું હમણાંજ તેની પાસે જઇશ. તે જુવાન માણુસને કેમ કાબુમાં લેવો તે તું જાણુતી નથી. તું, તેને તેની મરજી પ્રમાણે બહુ ચાલવા દે છે. હવે, આ નાનકડાને પાડી ના દઇશ." અને ઘોડી હલકેથી એક પછી એક પગ ઉપાડતી ચાલતી થઇ. ગૌત્તમ આનંદથી કીકીયારી કરતો, અને જોરથી તેણીની બાજુમાં એડીયો મારતો હતો.

અડધા કલાક પછી, બેરોનેટ ભારદ્વાજ, અને રૂષીરાજ રૂષી આશ્રયમની ગેટમાં ઉભા સામેના મેદાનમાથી સુંદર ઘોડી આવી તેણીની પીઠ ઉપર ઉર્મીલા હતી.

"તે ઘણું ભયંકર છે. તે પુરૂષનુ જીન છે." બેરોનેટે આશ્ચર્યથી કહ્યું. "તેણી પકડે એવું કાંઇ ઉપર નથી."

"ડરતા, ના. ઉર્મીલા ગાય સિવાય બીજાં બધાં પ્રાણીયો ઉપર ચડી શકે છે." રૂષીરાજે અભિમાનથી જાહેર કર્યું "પક્ષીની માફક તેણીનું શરીર તેણીના હાથમાં છે."

ઘોડી ઉભી રહી, ઉર્મીલા જમીન ઉપર ઉતરી પડી, અને ઘરમાં ચાલી ગઇ.

તે તરૂણ પુરૂષ તેણીની પાછળ જોઈ રહ્યો.

"કેવી સુંદર કુમારી! તેણી તમારા માટે આ આશ્રમ સ્વર્ગ બનાવતી હોવી જોઇયે." વૃદ્ધ રૂષીરાજે ડોકું ધુણાવ્યું. "તેણી સુંદર છે. અને જેવી સુંદર છે. તેવી ભલી છે. ઇશ્વર જાણે મારી પુત્રી ક્યાં ગઇ? જ્યાં સુધી ઉર્મીલા ન હોતી ત્યાં સુધી દુનીયાં અંધકારમય હતી. હવે, ખુદ બખુદ સુર્ય પ્રકાશ થયો છે. હું તમારી ઘોડી તબેલામાં લઇ જાઉં?"

ઉર્મીલા ખાંડ લઇને આવી તેવી ઘોડી ખોંખારી.

તરૂણ ગૃહસ્થે ગંભીરાઇથી પ્રતિજ્ઞાપૂર્વક કહ્યું "આર્યકુમારી? તમે જાણો છો, તમે મારી પાસેથી ઘોડી ચોરી લીધી છે?"

બન્નેની વચમાં ઘોડી અચકી.

"આવ!" એ સુંદર ઘોડીને, તેના ફરમાન મુજબ વર્તવાને, પ્રયત્ન કરતાં તરૂણ પુરૂષ બોલ્યો.

"આવ!" હાથમાં ખાંડ લઇ ઉર્મીલાએ ઘોડીને ફરી ફોસલાવી. "આવ વ્હાલી આવ." તરૂણ ગૃહસ્થે કાંઇ કહ્યું નહીં. ઘોડીની રમણીય આંખોમાં જોયું. ઘોડીએ વધુ આનાકાની ન કરી પણ, ખુશીના ખોંખાર સાથે, તેણીના માસ્તર તરફ વળી, અને બન્ને સાથે આનંદથી ગયાં.

'ખાંડ મધુર છે." તેણીના વલણમાં અધાહાર હતો.

"પણ આ મારો માલીક છે. દરેક નારી જાતીએ ખરાં સુખી થવાને તેણીના માલેકને મળવું જોઇયે."

હું ખુશી છું, ઉર્મીલાએ કહ્યું. જો તેણી મારી પાસે જલદી આવી હોત, તો, મને વ્હાલી ન લાગત; અને હું એ પુરૂષને પસંદ કરૂં છું, જે, પોતાની પાછળ એકને ચલાવે. તે ભારે જવાબદારીમાંથી બચાવે છે; અને જો દશા અનુકુળ ન હેય, તો હમેશાં તેણી તેને ઠપકા પાત્ર ગણી શકે છે.

---

# પ્રકરણ ૯ મું.

---

“ પુરણપોળી ”

---

ઉર્મીલાને તેણીની જીંદગીમાં પેહેલ વહેલો જ દ્વેષનો અનુભવ થયો જ્યારે તેણીએ ઋષીરાજને, તે બેરોનેટ શીષ્યના આવાગમનને ભારે સંતોષપુર્વક વધાવી લેતાં, અને ઋષી-પત્નીને તેમના અંતઃકરણના એક છુપા ખુણામાં રહેલી માતૃવત્ ખુશાલી બતાવતાં જોયાં, એટલુંજ નહીં પણ તેણીના મેમાનના બાવીસ વરસની ઉંમરના વખત જે વખતે મૂછનો દોરો ફુટેલો હતો—નો બસ્ટ ફોટોગ્રાફ કંઠીમાં મઢાવેલો, તે વખતે પહેરેલી કંઠીમાં જોયો.

ઉર્મીલા બોલી. “ અલબત તેને જોઇ તેઓ ખુશી થાય છે. ”

“ હું પણ તેને જોઇ ખુશી થઇ છું, માત્ર બેરોનેટ ખાસ કરીને જુવાન, નાની ઉમરનો—આખરે માત્ર મનુષ્ય પ્રાણી છે. તે મને દબાવી શકે નહીં. તે મને આજ્ઞા કરી શકે નહીં, મારૂં અપમાન કરી શકે નહીં, કેમકે મેં તેને માટે કાંઇ તૈયારી કરી નથી, હું તેને માટે ટોમેટો લેવા ગઇ નથી. વળી, ગૌત્તમ કહે છે તેમ, જો કાળજી નહીં રાખે, તો હું ધારૂં છું તેને પેટમાં દુઃખવા આવશે. હવે, જો ટોમેટોની કચુંબર એકલા એને ખાવા દેવાને બદલે બધામાં વેંચી નાંખી હત તો, તે બચી જાત. ”

ઉર્મીલાને માટે, તેણીનું નાનું પ્રભુત્વ થોડા વખત ઉંધુ વળી જતુ જોવાનો, તે નવો અનુભવ હતો. કારણ કે, અડધું જમણ જમી રહ્યાં, ત્યાં સુધી તેણી વાત-ચીતમાં જોડાયા વિના બેઠી. એ વાતો ઘણી ખરી પાછળના હેવાલોને યાદ કરી કરીને કરવામાં આવતી, અને તેઓ, એવા બનાવોને સબંધ ધરાવતી હતી, કે જેમાં તેણીનો હીસ્સો નહોતો. તે બનાવો બનેલા હશે, જ્યારે, તેણી સફેદ ગલીમાં મધુપાન કરનારી ડોશીની ગુલામગીરી કરવામાં ગુંથાએલી હતી. સફેદ ગલી ! ઉર્મીલાનું લોહી ઉકળી આવ્યું, અને એ, તે બેરોનેટ ભારદ્વાજના ધ્યાનમાં આવતાં તેણીની નાખુશ લાગણી જોઇ આશ્ચર્ય પામ્યો, કારણ, ઉર્મીલા પોતાને જુસ્સાથી મોટાની બરાબરી કર-

નાર કહેતી હતી. જો આ મોટી હડપચીવાળો, લાંબા નાક વાળો, જુવાન, અમીર ગૃહસ્થ તેણીનું મુળ જાણે, તો, તેને માઠું લાગે કે, એક મધુપાન કરનારીની દાસી છોકરી અમીર અને વળી દ્વીજ સાથેના ભોજનમાં જમવા બેઠી. ઉર્મીલા દાંત કચડાવીને વિચારમાં ગરકાવ થઇ " તેને કહેવાનું મારૂં મન છે. " " તેણે મારાં તરફ કૃપાની દ્રષ્ટીએ હમણાંજ જોયું, જાણે કે હું તેને ગમતી હોઉં. આપણે, અમીરોને માન છોડીને સફેદગલીની ચાટરડીને પસંદ કરવા દેવી જોઇયે નહીં; ગુલાબના પુષ્પને કાંટા હોય; વળીમાં એક ખીલે અને મોભમાં તો સો, શ્રેષ્ટતા, કૃપા કરવાની વિરૂદ્ધ હોય છે. પણ મારા જેવી ચડતી પડતી વાળી છોકરી–ખાસ કરીને અધમ છોકરીને આભાર કરવાને આભારી નહીં કરે. મારી ઇચ્છા છે કે, હું તેની ખૂબ પોષાયેલી ભ્રાંતીઓ ગોતી કાઢું; પછી હુ વાદવિવાદ કરી, તે ભ્રાંતીઓ ઉપર હુમલો કરૂં, અને પછી મને અળખામણી બનાવું, જો કે તેનું નાક મોટું છે–છતાં, જો તે બેરોનેટ ન હોય તો પણ રૂપાળો, તદન ભલો અને દુનિયામાં આગળ વધી શકે તેવો છે. કહેવાય છે કે, નેપોલીયને તેના લશ્કરના અમલદારોને નાકની પરિક્ષા કરીને પસંદ કર્યા હતા. તેનું કારણ એ હતું કે, તે કેવાં કામ કરવાને લાયક છે, તે, નાક ઉપરથી જાણતો હતો. મારે આંહીં મુંગાં બેસી રહેવું નહીં જોઇયે, નહીં તો, પિતાજી ધારશે હું તડકામાં ફરી આવી છું જેથી લુખ લાગી છે."

જે ઉપરથી તુરતજ તેણી વાતચીતમાં જોડાઇ, અને બેરોનેટો જસ્ટીસ–ઓફ–ધી–પીસો, સી–આઇ–ઇઓ, હીઝ, હાઇનેસો, સર ઓ, ઓનરેબલો, વિગેરે પર ભરદ્વાજ બેરોનેટની અત્યાનંદની લહેરોમાં પ્રબળ હુમલો કર્યો. અને સીદ્ધ કર્યું કે, સ્વદેશનું ગૌરવ વધારવા માટે તેમણે કાંઇ કર્યું નથી. " જ્યાં સુધી હું એમાંનું કાંઇ મેળવું, ત્યાં સુધી એમને ના ઉખેડી નાંખશો. " તેણે જાહેર કર્યું. " પછી એટલું બધું નારાજ થવાનો વખત નહીં આવે," જેઓ, અમારા ઉપર હુમલો કરે છે તેઓ જો પડદામાં રહીનેજ માત્ર તેનું જોઇ શકે, તો મારે કહેવું જોઇએ કે તેઓ દૂરશી છે. પણ અમે તો, તેવા વેષમાં હાલના જમાનામાં દેશના કલ્યાણ કરતા છીએ. " ' જેઓ જોઇ શકે નહીં તેમના જેવાં બીજાં આંધળાં ન હોય. " ઋષીરાજે કહ્યું. " થોડું વધુ માર્મીક બોલી ખુશી થાઓ. અમે તો પ્રજાના

અગ્રેસરો છીયે. જ્યારે લોકો અસંતોષી થાય છે, અને કાંઇ કરવાનું હોતું નથી, ત્યારે બુકોમાં કે છાપાંમાં કે ભેળાં થઇ ગપાટા મારવામાં અમારા ઉપર હુમલ: કરે છે. એથી કોઇને નુકશાન થતું નથી, અને તેમને જરા વધુ ધ્યાન આપવાની જરૂર પડે છે. જો લોકોના ફિતુરી આગેવાનો અમને હુમલા ન કરી શકે, તો, તેઓનું લક્ષ કાંઈ વધુ ભયંકર બાબત કરવા પર દોરાય."

રૂષીપત્નીએ અજાયેબીમાં કહ્યું "તરૂણ છતાં તે બાબતને કેવી સુંદર મુકી?" "આ જમાનામાં આપણા આગેવાનો તરફ માન દ્રષ્ટીએ ઓછું જોવામાં આવે છે તે માત્ર દુઃખકર છે." હુન્નર, વેપાર, ખેતી, પ્રાચીન આદર્શ, નિતી, ધર્મ, જ્ઞાન, સૈ.નો નાશ થવા દો, પ્રજાને ભૂખે મરવા દો, વિધવાઓને મુંગે મોઢે રીબાવો, પણ અમને અમારૂં માન આપો," રૂષીપત્નીએ ધાણી ફુટતી હોય તેમ અલંકાર યુક્ત ભાષણ કીધું, "ઓછામાં ઓછું, તે બાબત બરાબર જોયા સિવાય હું તે વિચાર ઉપર આવું છું. હું ઉર્મીલાની લાગણીથી સુધારીને બોલતી નથી."

"આ ભયંકર શબ્દોના લીધે" ઉર્મીલાનાં રોમાંચ ખડાં થયાં. કેમકે, તેઓ પ્રતિજ્ઞા ઉપર કેહેવા કરતાં પણ ગંભીર હતા."

ભારદ્વાજ બેરોનેટે કહ્યું "તમે જે કહો છો તે હું સમજી ગયો છું. પિતાજી તમે મને હેરત પમાડો છો. આ બધા શબ્દો નીકળે છે તેનું કારણ મારા પિતાના મૃત્યુ પછી મારાથી આપના સર્વની આટલા વખત સુધી સંભાળ ન લેવાઇ તે છે." વૃદ્ધ દેવીની આંખોમાં દુઃખી દેખાવ દેખાયો. "મારા વ્હાલા પુત્ર, તું અમને મળવા આવ્યો હોઇશ," તેમણે અચકાતાં કહ્યું "અમને-અમને ઘણું થઇ આવ્યું. તું અમને, હમેશાં અમારા પુત્ર માફક રેહેલો છું."

બેરોનેટ ભારદ્વાજ તેની ખુરશીમાંથી ઉઠી વૃદ્ધ દેવી પાસે જઇ બેઠા. તેણે આતુરતાથી પુછ્યું "તે કુમારી બીજા ઘરમાં ગઇ છે?" "હા," ઉર્મીલાએ કહ્યું, તેણીએ ધાર્યું કાંઇ ખાનગી કેહેવાનું છે જેથી ઉભી થઇ.

"અરે! ના, આર્ય-કુમારી, તમે કુટુંબમાંનાં એક છો. તમે ના જશો." તે તરૂણ પુરૂષે કહ્યું. "હવે, માતુશ્રી!" તેણે એ વૃદ્ધ

દેવીનો હાથ પકડયો, "મારે એક એકરાર કરવાનો છે. તમે મારા માટે સખ્ત વિચાર ધરાવતાં થયાં છો, અને હું કાગળથી ખુલ્લાસો કરી શકયો નથી."

"ના, ના," વૃદ્ધ મધુર દેવીએ કહ્યું. "મારા વ્હાલા પુત્ર તું અમારી પાસે પાછો આવ્યો છું, એટલે બસ છે, તેજ અમારે બસ છે, હું ધારૂં છું મારે તમને આટલાં બધાં ચાહવાં ન જોઇએ, પણ-પણ."

"અરે, પણ તમારે મારૂં સાંભળવું જોઇયે." બેરોનેટે તેની હઠીલી હડપચી ઉપર આંગળી અડાડી. "હું તમને સમજાવવા આવ્યો છું. મેં મારાં માતુશ્રીને વચન આપ્યું હતું, કે, ઠરેલી ઉમરનો ન થાઉં ત્યાં સુધી તમારી પાસે આવવું નહીં. તેટલા માટે તેણીએ મને પરદેશમાં ફેરવ્યો હતો. તેમની એ ઇચ્છા હતી, કે, હું તમને ભુલી જાઉં.

મારાં માતુશ્રી કેહેતાં હતાં, કે, પિતાજીએ, "તેણે પ્યારની નજરથી રૂષીરાજ સામું જોયું, મારામાં એવા સિદ્ધાંતો અને વિચારો ઠસાવ્યા છે, કે, જેથી અમારા કુળને હીણું લાગે, અમારો પૈસો બરબાદ થાય, અને સૌ સાધારણની હારમાં ઉતરી ઉભાં રહીએ, માટે તું પુખ્ત ઉમરનો ન થાય, ત્યાં સુધી અને સત્યાસત્ય ન શોધી શકે ત્યાં સુધી તેમના ઉપદેશનો અમલ ન કરવો. તેણીને એ માણુસ ઉપર વિશ્વાસ નથી, કે, જે કેળવણી અને ધર્મ પ્રચારને માટે પૈસાનો ભોગ આપવાનું કહે. તેણી એ માણુસને ધિક્કારે છે કે જે ઉંચ, નીચના ભેદ વિના સર્વને એક સમાન સમજવા ઉપદેશ આપતો હોય, અને તેથી હું તેણીના માન ખાતર તેણીને મળતો થયો, જો કે ગુરૂકુળની સ્થીતી વિષે હું દુ:ખી થતો હતો, હવે હું પુખ્ત ઉમરનો થયો છું, અને-તે અટકયો. "અને?" રૂષીપત્નીએ સવાલ કર્યો. "મારા વ્હાલા પુત્ર, તારૂં અમારી પાસે, માત્ર અમને ફરીને તજવા માટે પાછું આવવું, ઘણું ઘાતકી થઇ પડશે. ગુરૂકુળોના શા હાલ થશે.?"

તે બેરોનેટે તેણીના હાથને ચુંબન કર્યું. "મારાં વ્હાલાં માતુશ્રી," તેણે માનપુર્વક કહ્યું, તમારા વિના મેં ઘણો વખત ચલાવ્યું. તમે ધારો છો, કે, એટલાં વરસ મને કાંઇ ખોટ નથી પડી? જુનાં હિતચિંતકો જેવાં બીજાં કોઇ વ્હાલાં હોતાં નથી. કોઇ પણ જગાએ મોંઘી સ્નેહ ખરીદી શકું છું, તમારા પ્રેમ જેવો પ્રેમ હું ખરીદી શકુ

તેમ નથી; પિતાના જેવો ગુરૂ પ્રેમ ખરીદી શકું નહી. જ્યારે હું નાનો હતો, ત્યારે મારાં કુટુંબ અને પાડોશીઓ કે જેઓ મિથ્યાભિમાની, દંભી, સ્વદેશાભિમાન શબ્દથી અજાણ્યા, તરકટી, ચાલાક, પ્રપંચી, કલેશી, અને જરાજરામાં જુઠું બોલનારાં હતાં, જો કે તેઓ મને ચાહતાં હતાં, પણ, તેમના અને તેમનાં છોકરાંઓના સહવાસમાં હું રહ્યો હોત, આપે મારા પિતાને સમજાવી ગુરૂકુળ ન ખોલાવ્યું હત, તો, તમે મારાં ખરાં હિતચિંતકો છો તે સમજવાનું ભાન પણ મારામાં ન હોત. હું તે વાતાવરણમાં ઉછરેલો નથી. જે હિતચિંતકો હવે મને મળી આવે છે તે જુનાં હિતચિંતકો જેવાં નથી; તેમના વિચારો વ્યક્તિગત સ્વાર્થ સાધવાનો હોય છે. તેમને, આપણી પ્રજા, સભ્યતા, નિતી, ધર્મ, વિદ્યા, ઉદ્યોગ, હુન્નર વિગેરેમાં કેટલી અધમ છે તે જોવાનાં ચક્ષુ નથી. એના ભયંકર પરિણામ વિષે મેં પુર્ણ વિચાર કરેલો છે. એ ઉપરથી આ વાક-પ્રપંધ. પિતા, માતા, મને માફી આપશો ?"

વૃદ્ધ દેવી ગદગદિત કંઠે રૂદન કરવા લાગ્યાં, અને ઉર્મીલા તેણીની પોતાની ખલેલ પાડનારી વર્તણુકને ભુલી જઇ અને એક ક્ષણમાં તેમની બાજુમાં આવી ઉભી, અને તેમનાં આંસુ લુવા લાગી, તેણીએ જુસ્સાથી કહ્યું "તમે માતુશ્રીને ક્ષણભર પણ કેમ દિલગીર કરી શકો ! તમારે તેમના ચરણમાં શીશ નમાવું ઘટે છે."

ભરદ્વાજે ગંભીરાઇથી કહ્યું "મને ઘટે છે." "હું નમાવીશ."

પણ રૂષીપત્ની, અશ્રુસમેત હસતાં, બોલ્યાં તેણી વૃદ્ધાવસ્થાને લીધે નબળા મનની થઇ ગઇ. અને તેણી હમેશાં જાણુતી હતી, કે, એક દીવસ તેણીનો વ્હાલો પુત્ર પાછો આવશે, અને લાંબી ગેરહાજરીનો ખુલાસો કરશે. બેરોનેટ ભારદ્વાજ તેની અમીરાઇ ભુલી જતાં તેણીના નમ્ર પ્રેમની અગાધ સત્તા નીચે પીગળી ગયો, અને ફરીને ભોળો આનંદી છોકરો થયો, એટલુંજ નહીં, પણ જ્યારે તે તેની માને કહે, કે, તે તેનાં જુનાં ગુરૂ સ્નેહીઓની પાસે ગયો હતો, ત્યારે તેણી શું કેહેશે તેનાથી તદન બે પરવા થયો.

પણ, જ્યારે તે રૂષીપત્નીની સાથે વાતો કરતો હતો, ત્યારે, તેની આંખો ઉર્મીલા તરફ હતી, જે રૂષીરાજ અને રૂષીપત્નીની માટે આરામ

લેવાને પલંગો બીછાવતી હતી. પછી રૂષીપત્નીને તે તરૂણ પાસેથી ઉઠાડી બન્નેને સુહાડી ઉર્મીલાએ તેને બહાર આવવા ઇસારો કર્યો. "તેમનો અત્યારે આરામ લેવાનો વખત થયો છે" તેણીએ ખુલાસો કર્યો.

તે તરૂણ પુરૂષ, પશ્ચાતાપ કરતો તેણીની પાછળ ચાલ્યો. "જ્યારે હું અહીં હતો, ત્યારે તેઓને આરામ લેવાની જરૂર પડતી નહીં. એવી સુક્ષ્મ બાબત યાદ કરાવે છે, કે, તેઓ કેટલાં વૃદ્ધ છે. આર્ય-કુમારી! તમે મને અધમમાં અધમ ગણી કાઢશો."

ઉર્મીલાએ પાછાં ફરી તેના સામુ બરાબર જોયુ "હું તમને બીલકુલ ધારતી નથી; જો, મને, તમે, તમને માનપુર્વક કેહેવરાવવા માગતા હો, તો, હું વિચાર કરતી હતી, કે, તમે તેમને કેટલાં દુઃખી કર્યાં," "માગુ છું હું તમને, મને માનપુર્વક? ઓ! પ્રભુ, ના, તમારા ભેજામાં આવા વિપરીત વિચારો શાથી આવ્યા?"

તરૂણ પુરૂષના પ્રાદુર્ભાવે ઉર્મીલાને આનંદ ઉપજાવ્યો. તેણી ગમતપુર્વક હસી, તેણીએ જાહેર કર્યું, "હું જાણી જોઇને અરૂચીકર થઇ છું. શા વાસ્તે, તે હું જાણુતી હતી. તમને આજે એવા ઉડાઉ છોકરા બનાવેલા છે, કે મને પેલા ગરીબ મોટા ભાઇના વિચાર આવ્યાંજ કરે છે. તે ઘેર ખેતી કરતો હતો, અને, તેની કમાઇનો ઉપયોગ તેણે બીજાને કરતો જોયો. હું હમેશાં ધારતી હતી કે, તે તેના માટે અસહનીય હતુ."

તરૂણ પુરૂષે ગંભીરાઇથી કહ્યું "પણ મારે બીજો કોઇ ભાઇ નથી;" પછી ઉર્મીલાનું ખડખડાટ હસવું સાંભળી, તે પણ હસ્યો. "મારી જાણમાં આવ્યું, હું કેવો ગધો બન્યો? જેની હૈયાતી નથી એવાને તમે સોટા મારો છો,"

"તમારા જેવી હડપચીવાળા પુરૂષે તેનો પોતાનો પથ લેવો જોઇએ અને જે વ્યાજબી હોય તે કરવું જોઇએ." ઉર્મીલાએ કાંઇક મીજાજથી સ્પષ્ટ કર્યું.

તરૂણ પુરૂષે પાછો જવાબ વાળ્યો. "મારી હડપચીની શક્તિને ઓછી કરવા વાળો બીજો કોઇ આંતરીક ગુણ મારામાં નથી તે તમે કેમ જાણો? તમે જાણો છો. કે, ગમે તેમ હો, માણુસ તેની માતાનો દેણુદાર છે. હું તમને મળવા માટે તેણીને લાવીશ."

"શા વાસ્તે ?—હું ધારતી નથી તેઓ આવે; અને મને ખાત્રી છે, કે, તેમને અત્રે ગમતાં નથી, નહીં, તો તમને દુર રાખેલા ન હોત."

"પણુ તેણીએ તમને જોયાં નથી."

"તે કાંઇ જરૂરનું નથી, તેથી અમે વધુ અણુગમતાં થઇશું."

રસોડા તરફની પરશાળમાં બન્ને સાથે આનંદી વાતો કરતાં કરતાં આંટા ફેરા મારતાં હત્તાં. બ્રહ્મચર્યના નીયમ પ્રમાણે એકી ઢગે સામું નહીં જોવાય તેને માટે પ્રયત્ન કરતાં હતાં. તે યુવાન અચકયો. કાંઇ દુઃખ થતું હોય તેવો અવાજ તેણે કર્યો, ઉર્મીલાએ જાણ્યું. કે, જરૂર ટમેટા વધુ ખાવાથી તેના પેટમાં દુઃખતું હશે. તેણીએ તેના પેટ ઉપર હાથ મુકી કહ્યું "હું ધારતી હતી કે પેટમાં દુઃખશે પણુ માતુશ્રીના કેહેવા ઉપરથી તમને ટમેટાની કચુંબર પસંદ છે, તેવું જાણી, બધી તમને આપી." તે તરૂણ પુરૂષ ગળા તરફ આંગળી કરી. તેણી તેના જેટલીજ ઉંચી થઇ. તેને- તેણીએ, મોઢું ફાડી, ગળું તપાસવા દેવા કહ્યું. મોઢું ફાડી જીભનો લોચો પાતળો કર્યા વિના અંદર ન દેખાય તેમ કરી, તેણીની આંખો સામું જોઇ રહ્યો. તેણીએ જાણ્યું તે ઢોંગ કરે છે તેથી રસોડા તરફ ચાલી ગઇ. તરૂણુ ભરદ્વાજ પાછળ પાછળ ગયો. "મને માફ કરો. હું એવો બેવકુફ છું, મને જીભ નીચી કરી ગળું બતાવતાં આવડતું નથી. આપણે ફરી પ્રયત્ન કરીશું ?" ઉર્મીલાએ ધમકાવીને કહ્યું.

"તમને નથી આવડતું તો, જાઓ સામેનો અરીસો લ્યો, અને તપાસો શું છે." બેહેતર છે હવે તમે પરશાળમાં બેસો. મને રસોડામાં થોડું કામ છે–" તેણી અટકી.

"શું બનાવો છો ? હું મદદ કરાવું ?"

"જો તમે, મારી સાથે ઢોંગ ન કર્યો હોત, તો મેં તમને મદદ કરવા હા પાડી હોત. પણુ—"

"પેલા ઉડાકે છોકરાના કસમ ખાઇને કહું છું" હું ફરી તેમ નહીં કરૂં." ઉર્મીલા વિચાર કરતી દેખાઇ "કદાચ તમે મને મદદ કરી શકશો, ગુરૂદીતસીંગને માટે મારે પુરણુપોળી બનાવવાની છે."

"પુરણુપોળી ?" તરૂણુ પુરૂષનો ચેહેરો ખીલ્યો. "જ્યારે

સાધારણ માણસોને અહીં સારૂં ખાવાની મરજી થાય છે ત્યારે—તેઓ તે ખાય છે." "કેમ! હું તે ભારે ઉઠાવવા વાળો છું."

"તમે?" તે શાની બને છે?"

"તુરદાળનું પુરણ—અને ચીજો; ચણાની દાળનું પુરણ—અને ચીજો; અને તે મિશ્રણનો લોદા બે પડવાળી પુરીમાં મુકી પોળી વણી કાઢવી, પછી તળવી" તે યુવાને આતુરતાથી જવાબ આપ્યો.

"વણતાં પુરણ બહાર ફુટી ન નીકળે તેની કાળજી રાખવાની અગત્યતા છે. હુ તેમને તળી કાઢીશ."

"શાબાશ," ઉર્મીલા રસોડામાં ગઇ—તે રસોડું એક સ્વચ્છ વિલાયતી લાલ નળીયાથી છાજેલી, નીચે સીલીંગ જડેલી. સગવડતા વાળી રૂમ હતી, તેમાં બારી બારણા વાટે ખુબ પ્રકાશ પડતો હતો. ધુમાડો ઉપર ચાલ્યો જવા માટે ચુલા ઉપર લોઢાના ભુંગળા વાળું ધુમાડીયું ગોઠવ્યું હતું. એક બાજુ પીતળ, ત્રાંબા, એલ્યુમીનમનાં રસોડાની વપરાશનાં વાસણો છાજલીઓ ઉપર ગોઠવ્યાં હતાં. ચુલા પાસેની છાજલી ઉપર, તવી, તાવડી, લોઢી, ઝારા તળવાના સોયા શાક મોળવાનાં છરી ચપ્પુ વિગેરે ગોઠવેલાં હતાં, બાજુની છાજલીઓ ઉપર દરેક જાતના મસાલાના જૂદા જૂદા ડાબડાઓ ગોઠવી મુકેલા હતા. એક ખૂણામાં સીધાના ડબા એક બીજા ઉપર ચડાવી ગોઠવી મુકેલા હતા. એક બાજુ ઘડીયાળ ટાંગેલું હતું. આ સઘળી વ્યવસ્થા જોઈ, તે યુવાન ઉર્મીલાની પ્રવીણતાથી અજાયેબ પામ્યો. બેઠાં બેઠાં અકડી ન જવાય તેટલા માટે ઉભાં ઉભાં રાંધવા માટે ઓટલા ઉપર કોલસાથી રાંધવાના લોઢાના ચુલા ગોઠવ્યા હતા, તે જોઇને તે હેરત પામ્યો. પુરણ તૈયાર થઇ ગયું હતું. એક બાજુ ઉર્મીલા પુરણપોળી વણતી હતી. બીજી બાજુ ભારદ્વાજ તળતો હતો. તળતાં તળતાં તેની તેની આંખો ઉર્મીલા તરફ વધુ ઠરતી હતી. અકસ્માત, તેના હાથમાં પકડેલો ઝારો, બાજુની છાજલીને અડતાં મોટો ખખડાટ થયો, તેની સાથે વાસણો પડ્યાં, તેની સાથે, તીવ્ર ધારવાળી ભારે વજનની છરી તેના હાથના અંગોઠા અને આંગળી વચેની જગા ઉપર ઉભી ભોંકાઇ ગઇ. તેણે છુપી બુમ નાખતાંની સાથ ભોંકાયેલી છરી કાઢી નાંખી.

"શું થયું?" ઉર્મીલાએ આતુરતાથી પુછ્યું "તમને વાગ્યું?"

" કાંઇ નહી. "

" તમારા હાથમાંથી લોહી નીકળે છે. "

" બેરોનેટ ભારદ્વાજે ગજવાનો રૂમાલ તેને બાંધી લીધો, " કેવું વાગ્યું ? " " અરે, જરા અણી ભોંકાઇ " તે પાછો પોળીઓ તરવા લાગ્યો, ઉર્મીલા બધી પોળીયો વણી રહી. જ્યારે તેણીએ ફરીને તેના હાથ તરફ જોયું તો, તે રૂમાલ સમેત લાલ થઇ ગયો હતો. લોહી ઉતાવળેથી ટપકતું હતું.

" એતો કાંઇ નથી, " તેણે ઝટ કહ્યું. " ગભરાશો નહીં, "

" તમે મરી જશો " ઉર્મીલાનો ચેહેરો ભયયુક્ત થયો. તેણીએ પોતાનો રૂમાલ તેના કાંડે જોરથી બાંધ્યો. તેણીએ ઇન્તેજારીથી કહ્યું આથી થોડો વખત લોહી વહી જતું અટકશે. નજદીકનો ડૉકટર સ્ટેશનના રસ્તે ત્રણ માઇલ દુર રેહે છે. તેને બોલાવી લાવવાની રાહ જોવી તે નકામું છે. કંઇક જલદી કરવું જોઇએ. " " ખરેખર, જરૂરનું લાગતું હોય, તો હું જાઉં. આર્યકુમારી ! આવી નકામી બાબત માટે તમે પોતે તકલીફ ન ઉઠાવશો. બધી મારી મુર્ખાઇ છે. " " અલબત તે છે, પણ તે મોતમાંથી નહીં બચાવે, ધોરીનસ કપાએલી હશે. ધોરી નસ કપાયાથી બધું લોહી વહી જાય, તો મોતજ થાય. હું જેમ કહું તેમ કરો.

" બેસી જાઓ. "

તે બેસી ગયો.

" તમારો હાથ ઉંચો રાખો. "

તેણે તેનો હાથ ઉંચો રાખ્યો.

" હવે હું પાછી આવું, ત્યાં સુધી આમજ રહો. "

ઉર્મીલા તુર્ત સપાટાબંધ ચલ્લી પેઠે બહાર નીકળી. માલમ ન પડે તેટલા ટુંકા વખતમાં તેણી ભુરી ઘોડીને જીન અને લગામ સહીત લઇ પાછી આવી. " અહીં આવો ! " તેણીએ બુમ પાડી, અને ઘોડી ઉપર ચઢાવી દીધો. " ડાકટરની પાસે એક-દમ જાઓ ! "

" હું તમને ધન્યવાદ આપવા માગું છું. " તરૂણ પુરૂષ બોલ્યો.

ઉર્મીલા દુઃખથી બોલી " ખબરદાર દેર લગાવી છે તો, જીંદગીને માટે ઘોડીને ઉપાડી મુકો. "

" અરે હું બરાબર છું, શાબાશ. હસવું આવે તેવી અગત્યતા–"

" દોડાવો ! દોડાવો ?" ઉર્મીલા આકળવિકળ થવા લાગી. " તમે અહીં વાતો ન કરો. એક ક્ષણુ પણુ ગુમાવવો ઠીક નથી."

તેણે ક્ષણુભર તેણી ઉપર નજર નાખી; " હા; મારૂં લોહી ચારો તરફ છે. જો ક્ષત્રીઓ આવી રીતે ધવાઈ દુબળા પડશે તો, મારે વિચાર કરવો પડશે—"

તે કુમારીએ ધાતકી થઇ નીચેથી એક રાડું પકડી ઘોડીને માર્યું. અને તે સુંદર પ્રાણી એક મીનીટમાં સ્ટેશન તરફ જતું અદ્રષ્ય થયું. ઉર્મીલા હાંફતાં હાંફતાં તેઓ અદ્રષ્ય થયાં ત્યાં સુધી તે તરફ જોઇ રહી. " તેમજ કરવું જોઇ'તુ હતું. તેને ભલી ઠઠ્ઠાબાજી સુઝે છે, જ્યારે એવી રીતે ખુન વહેતું હોય ? બધું લોહી વહી તે મરી ગયો હો'ત."

* * * * *

તે બેરોનેટ એક કલાક પછી પાછો આવ્યો, અને પરશાળમાં રાહ જોતી ઉર્મીલાને મળ્યો. " મેં તમને કહ્યું નથી " તેણીએ આતુરતાથી કહ્યું.

" તે ઘા બહુ બીક રાખવા જેવો છે ?"

" ના, બહુ નહીં." તે ફિક્કો દેખાતો હતો પણ તેના હાસ્યે તેણીને ખાત્રી કરી આપી.

" આર્યકુમારી, તમે એટલી બધી તકલીફ લીધી તે ભલાઇ માટે હું તમારો એહશાનમંદ છું. મને ડૉકટર તરત મળી આવ્યો, અને તેણે જલદી સારવાર કરી. તે થોડા વખતમાં ઠીક થઇ જશે."

ઉર્મીલાએ આભારીપણા માટે જરા નિશ્વાસ નાખ્યો." જ્યારે મેં તમને કહ્યું, ત્યારે શા માટે નહોતા જતા ? ઘોડી કદી મને ભુલી જવાની નથી. તેણી તરફ તમે મને ધાતકી બનાવી."

" અરે, તેણી સ્ત્રી જેવી સમજુ છે. કોઇપણ રીતે તમને તે ઓળખશે. પ્રયત્ન કરજો."

ઉર્મીલા, લાગણી અને દિલગીરી વાળી આંખોથી ઘોડી પાસે આવી, અને ઘોડીએ તેણીના સામું મુંગા ઠપકાથી જોયું. "મેં સાંભળ્યું છે કે જંગલી આરબો કદી ઘા વિસરતા નથી."

તરુણ પુરૂષે આગ્રહ કર્યો, " તેણીને સમજાવો," અને ઘોડીએ તેણીના નરમ હોઠના સ્પર્શથી લાડ કરી ઉર્મીલાને માફી આપી. યુવાન ગૃહસ્થે પુછ્યું.

" ગુરૂદીત્તસીંગને પુરણ-પોળી મોકલાવી ? " દયાળુ, પશ્ચાતાપી ઉર્મીલા બોલી " હું તે સઘળું ભુલી ગઇ," અને રસોડામાં દોડી ગઇ.

ભારદ્વાજ બેરોનેટ તેણીની પાછળ જોઇ રહ્યા, પછી તેનો નહીં ઇજા થયેલા હાથ લાડમાં ધોડીને ગળે નાખ્યો. " કેમ વૃદ્ધ બાઇ, સોટીના મારા અને તિક્ષ્ણ શબ્દો છતાં આપણને તેણી ગમે છે, નહીં ? "

રૂષીરાજ અને રૂષીપત્ની આરામ લઇ બહાર નીકળ્યાં અને જીન સાથે ઘોડી દીઠી. દીલગીરીવાળા અવાજથી તેઓએ કહ્યું " તુ હજી જવાનો નથી. "

મારે જવુંજ જોશે, પણ આવતા સપ્તાહમાં હું પાછો આવીશ. માતુશ્રી બહાર એક સ્ત્રી છે, જે તમારી સાથે વાતચીત કરવા માગે છે. એક વૃદ્ધા માતાના જેવા પ્રેમથી ભરપુર દેખાતી ધીરે ધીરે રોતી કંપાઉંડની અંદર આવી. રૂષીપત્ની બોલ્યાં " તે તો ગુરૂદીતસીંગની ધણીયાણી છે. મને આશ્ચર્ય થાયછે શામાટે આવેલી છે." આક્રંદ કરતી ગુરૂદીતસીંગની પત્ની બોલી " હું આર્યકુમારી પાસે આવી છું" ' તેઓ ગૌતમને લઇ ગયા. "

" કોણ ? મને સમજ પડતી નથી. "

' દેશી, અનાથાલયનાં માણસો. તેનાં પાંચ વરસ પુરાં થઇ રહ્યાં; અને અમને સ્વપ્નમાં પણ નહોતું, કે, તેઓ હમેશાં અમારી પાસે તેને નહીં રેહેવા દે."

ઉર્મીલાએ બારણાના થાંભલા પકડયા, પછી શુદ્ધીમાં આવી, તેણીનામાં નવું ગાંભીર્ય અને તાજો નિશ્ચય દેખાયાં " કેટલી વાર થઇ ? " " કુમારી, તમે તેને છોડીને અત્રે આવ્યા પછી, તુરતજ. પેહેલાં હું આવી શકી નહીં. મારા પતિને ફરીથી ભારે દુઃખ થતું હતું. "

" વારૂ " ઉર્મીલા બોલી. " પિતાજી, ત્રણ દિવસ માટે, ઇંગ્લીસ અધ્યાપક મહાશય નાગેન્દ્રને કામ સોંપી શકશો ? આપણે આજ રાત્રે જઇશું અને ચોથે દીવસે ગૌત્તમને પાછો લાવીશું. હવે હું તેને મારી પાસે રાખવાની વ્યવસ્થા કરીશ,

રૂષીરાજે તેણીના સામું કાંઇ બોલવાના વીચારથી જોયું. પણ

ઉર્મીલાના મુખારવીંદ ઉપરથી તેમણે તેમના મનને ખાળી રાખ્યું. અલબત, મારી વ્હાલી, હું તેમ કરીશ. હું તેમની પાસે હમણાંજ જઇશ.

એરેનેટ ભરદ્વાજ, ઉર્મીલાની ફરજ પાડનાર શક્તિ તરફ અજાયેબ પામતાં, ઘોડી ઉપર ચડી રસ્તે પડયો. તે નાનો છોકરો કોણ હતો? અને શા માટે, સુંદર અને પ્રેમાળ ઉર્મીલાએ તેનું લાલન પાલન કરવું જોઇએ?"

# પ્રકરણ ૧૦ મું.

## મેળવ્યો.

ઉર્મીલા અને રૂષીરાજ બીજે દીવસે રાત્રે અનાથાલય વાળા શહેરના સ્ટેશને આવી પહોચ્યાં. અનાથાલયમાં જવાને માટે મોડું થયું હતું, અજાણી જગામાં ગૌતમ નહીં ખાતો, નહીં ઉંઘતો હોય, તેવો વિચાર કરતી ઉર્મીલાએ, બે દીવસ બે રાત ના ખાધું કે ના ઉંઘ લીધી. તેઓએ ત્યાંની સમાજના પ્રધાનને ત્યાં ઉતારો કીધો. ઉર્મીલાને સુવાને, એક ઇલાહેદી રૂમ કાઢી આપેલી હતી. આખી રાત નીદ્રા ન લેતાં, જાણે તે નાનો બાળક તે રૂમમાં અંધારામાં પડયો જાગતો હોય, અને ડુસકાં ભરતો હોય, તેમ સાંભળતી હતી. જાણે તે ગુરૂદીતસીંગની વહુ માટે રડતો હોય, જાણે તેની પથારીમાં તેનાં રમકડાં પડયાં હોય એવું તેણીને ભાસતું હતું. બારી મારફત પ્રાતઃ પ્રકાશ જોતાં સુધી તેણીનું અંતઃકરણ તેણી દ્રવીત કરતી હતી. આખરે લાંબો વખત ફરજીયાત નિરઘમ રેહેવું નહીં ખમાયાથી જલદી નાહી, સંધ્યા કરી, લુગડાં પેહેરી બહાર આવી.

રૂષીરાજ પણ તૈયારજ હતા. બન્ને જણાં અનાથાલય તરફ જવા નીકળ્યાં, રસ્તાની બન્ને બાજુએ બેઠેલા દયા ઉપજાવવાને ગાયનની ઢબમાં બોલો બોલવાને, પ્રવીણ ભીક્ષુકો લાગણી ઉપજે તેવું બોલતા હતા, ઉર્મીલા, રૂષીરાજને, કાણાં, લૂલાં, લંગડાં, અંધાં, અને માંદાનેજ, પૈસો પૈ આપવા દેતી, તેઓ અનાથાલયની ગેટ નજદીક

આવી લાગ્યાં. કદાવર પહોળી છાતીવાળો લેખરામ ગેટમાંજ ઉભો હતો. તે કોઈ ગૃહસ્થની સાથે વાતો કરતો હતો, તેણે ઉર્મીલા અને ઋષીરાજના નમસ્તે સામા નમસ્તે કર્યા પણ ઉર્મીલાને તો પીછાણીજ નહીં. બન્ને જણાં અનાથાલયના સેક્રેટરીની ઓફીસ તરફ ગયાં. જેણે એક છોકરીને ભુખે મરતી ગુલામડી તરીકે જોયેલી, જેણે તે છોકરીને મેલાં લુગડાં, હાથે મોઢે, કાળા ડાધા અને ધુંચાયેલા વાળ વાળી ગંદી જોયેલી, તે, એક પ્રતીષ્ટિત વૃદ્ધ ગૃહસ્થ સાથે તેની દીકરીની માફક ચાલતી, પુર્ણ યુવામાં આવેલી, નીચે ઘેર વાળા ધાઘરા, જાપાનીસ ઝભામાં ઢીંચણ સુધી પોહોચતા લાંબા કાળા વાળ વાળી પુર્ણ ગાંભીર્યમાં શાંતી અને દ્રઢતા બતાવતી આંખોવાળી, સુંદર સ્વરૂપ વાળી, યોગીની જેવી દેખાતી, કુમારી ઉર્મીલાને, કેમ ઓળખે ?

તેઓ બન્ને સેક્રેટરીને મલ્યાં. સેક્રેટરીએ કાર્યવાહકોની મંજુરી મેળવતા જણાવ્યું. જેઓ હમેશાંના નીયમ મુજબ અડધા કલાકમાં બાળકોની સવારની પ્રાર્થનામાં જોડાવાના હતા. પોણુસાત થયા, પહેલું ટોળું અગ્યારથી પંદર વર્ષના છોકરા છોકરીઓનું, પછી આઠ વર્ષના બાળકોનું આવ્યું, બીજું સાતનું, ત્રીજું છનું, અને ચોથું પાંચનું, સાતમાં પાંચ મીનીટ બાકી રહેતાં આવ્યું. છેલ્લા ટોળામાં ધીરે ચાલતો, ઓશીયાળો, રોઇ રોઇને સુઝાડી દીધેલી આંખોવાળો ગૌત્તમ, ઉર્મીલાએ જોયો. સાતનો ટકોરો થતાં કાર્યવાહકો આવ્યા. છોકરાંઓ બેંચ ઉપરથી ઉભા થઇ નમસ્તે કહી હાથ જોડી રહ્યાં. પ્રમુખ ખુરશીમાં બેઠા. બીજા સર્વ સભાસદો પોત પોતાને સ્થાને બેઠા. છોકરાંઓ પણ બેન્ચ ઉપર પાછાં બેઠાં. ઋષીરાજ અને ઉર્મીલા પણ સેક્રેટરી પાસેની એક બાજુની ખુરશીઓમાં બેઠાં. ઉર્મીલા ગૌત્તમને તેણી તરફ અજાયેબીથી જોતો જોઇ શકી. તેની પાસે એક કાળા વાળ વાળી અને ચશ્માં પહેરેલી બાળકી બેઠેલી હતી તે ગૌત્તમ તરફ અજાયબીથી જોતી હતી. પછી પ્રમુખનો, પુર્ણ ગંભીર, બુલંદ અવાજ આવ્યો, “ હે ! જગતપિતા, અંતરાત્મન પ્રભો, સુ–બુદ્ધી દે, જ્ઞાન દે, જે વડે આ જગતમાં આર્ય બની મોક્ષના અધિકારી થઇ તારા ખરા પુત્ર કેહેવરાવવાને લાયક થઇએ. ” સર્વ ઉભા થયા. પીયાનામાંથી મધુર સ્વર નીકળવો શરૂ થયો. પીયાનાની સાથે સર્વેએ એક સ્વરે વેદમંત્રોથી સ્તુતી કરવા

માંડી. પીયાનાના સુર સાથે મળતાં, વેદમંત્રોચ્ચારોનાં મોજાં વાતાવરણમાં શાંતી પથરાવતાં, આસપાસ આવતાં જતાં માણુસો, પ્રાણીઓને, સ્તબ્ધ કરી દેતાં, આકાશમાં ઉડતાં પક્ષીઓને સ્થીર કરી દેતાં, આકાશ સુધી પોહોચ્યાં. પંદર મીનીટ પુરા થયા, સ્તુતી બંધ થઇ. પછી અનાથ ગવૈયાની એક ટોળીમાંથી વાંસળી અને સતારનો એક બીજામાં ભળી જતો સુર નીકળ્યો. એ સુર સાથે પોતાનો સુર મેળવી એક પંદર વરસની છોકરી અને બીજો બાવીસ વરસનો છોકરો, બન્ને સાથે, ગુજરાતના એક કવી ની " કવ્વાલી બોલ્યાં—

ગજાવીશું બધી આલમ, અમારા ધર્મને માટે;
ધ્રુજાવીશું બધી આલમ, અમારા ધર્મને માટે.
શીરે અતી સંકટો સહીશું, અરણ્યે ક્રાંતો આથડશું;
છતાં એ યત્ન આદરશું, અમારા ધર્મને માટે.
સજયા છો ધર્મના વાધા, વિભૂતિ ધર્મની ધારી;
અડગ રહી ચાલશું આગે, અમારા ધર્મને માટે.
અમારો ધર્મ પ્રાચી છે, અમારા મંત્ર છે જૂના;
પુરાણું ધૈર્ય ધારીશું, અમારા ધર્મને માટે.
ભલે બગડે જનો ઝાઝા, નથી પરવા અમોને તો;
ઉરે નથી કાંઇ વાંચ્છા, અમારા ધર્મને માટે.
ગૃહીને વેદનાં શસ્ત્રો, સૈનિકો અમે બનશું;
બતાવીશું અતી શૌર્ય, અમારા ધર્મને માટે.
નથી કાંઇ દેહની પરવા, નથી ઇચ્છાજ વૈભવની;
ઉરે તો આશા એકજ છે, અમારા ધર્મને માટે.
જીવીશું ધર્મને માટે, મરીશું ધર્મને સાટે,
અમારો મંત્ર એકજ છે, અમારા ધર્મને માટે."

ધ્યાન પૂર્વક સાંભળતાં તલ્લીન થયેલાં અનાથો કવીના ઉપદેશને મનમાં ધારી જાણે પ્રતીજ્ઞા લેતાં હોય તેમ જણાયાં. ચશ્માવાળી પાસે બેઠેલી છોકરી ત્રણ માસના વધુ અનુભવ વાળી હોઇ ગૌત્તમને નીયમ પૂર્વક બેસતાં અને ઉભું થતાં પ્રેમથી બતાવતી હતી. ઉર્મીલા જોઇ શકી, કે, ગૌત્તમ સ્તુતી અને પ્રાર્થના વખતે ઘણો ગભરાયેલો હતો, જો કે ઉર્મીલાએ તેને વૈદીક સ્તુતી શીખવી હતી, પણ સર્વની સાથે બોલતાં તે નીરાશ થયો હતો. ગજલ પુરી થઇ. ગૌત્તમ અને

પાસે બેઠેલી ચશ્મા વાળી છોકરી ડોલાં ખાતાં ખાતાં જેમ તેમ ભેગાં થઇ બેંચ ઉપર સુઇ ગયાં. ગૌત્તમ અને પેલી નાની બાળકીને આસ્તેથી ઉપાડી સુવાની રૂમમાં લઇ જવામાં આવ્યાં. પછી ઉર્મીલા ચીંતવન કરવા મંડી, તુર્તજ મીયાનામાંથી ગંભીર મધુર અવાજથી ભજનની એક તરજ ગવાઇ.

" પરમ પિતાકા પ્રેમ મનમેં, જો તેરે મૂરખ ભરા હુઆ હૈ, તો મોક્ષ આનન્દ હાથ બાંધે હમેશાં સન્મુખ ખડા હુઆહૈ."

ગુપચુપ વાતો કરવાના અવાજો બંધ થયા. સર્વ શાંત થયું શ્રોત્ર અનાથો અદબ ભીડી બરાબર બેઠાં.

પીળા લાંબા ઝભ્ભામાં એક વૃદ્ધ પણ, ભવ્ય કપાળ, સફેદ વાળ અને તંદુરસ્ત ચેહેરા અને મોટી આંખો અને અણી-શુદ્ધ લાંબા નાક વાળો ઉપદેશક ઉભો થયો.

" પ્રેરણા કર ઓ પ્રભો, તારા માર્ગપર વિચારવાને; અને આખર સુધી હું એજ રાહપર ચાલીશ સારાસાર વિચાર કરવાની બુદ્ધી દે અને હું તારા કાયદા કાનુનોને અનુસરીશ; વિશેષમાં હું તેમને મારા અંતઃકરણમાં રાખીશ, તારી આજ્ઞાઓનાં પંથમાં ઓ ! પિતા મને ચલાવ; તેજ મારી ઇચ્છા છે. અહંકાર શેખીપણું, આડંબર અને અસત્ય તરફથી મારી આંખો ફેરવ, અને તારી રાહમાં વિચરવા મને જાગૃતી દે. ઓ ! સચ્ચીદાનંદ પ્રભો, સત્ય પથમાં ચાલવા મને ઉશ્કેર, પ્રેરણા કર, મારો ઉમંગ વધાર, મને સજીવન બનાવ, ગતીમાન કર, ઓમ શાંતીઃ"

તે ઉપદેશકે 'આદર્શ જીવન' ઉપર સુભાષિત વકતૃત્વથી ભારે પ્રભાવશાળી વ્યાખ્યાન આપવું શરૂ કર્યું.

હવે, ઉર્મીલા ચીંતવન અને ગૌત્તમની ફીકરથી કંઇક મુક્ત થઇ હતી, અને ઉપદેશકનું વ્યાખ્યાન ધ્યાનપૂર્વક સાંભળી શકતી હતી.

" વ્હાલાં બાળકો, અતીથીઓ, યાત્રીઓ ? ઈંદ્રીઓનો અતી ઉપયોગ, વિષયવાસના, ભોગવૃત્તી, મીષ્ટ ભોજનો, લાલસા; કે જે આત્માની વિરૂદ્ધ વીગ્રહ કરનાર છે તેનાથી દુર રહો, બ્રહ્મચર્યનું સંરક્ષણ કરો, અને ત્યારથીજ આદર્શ જીવનની શરૂઆત થઈ શકશે."

" અતીથીઓ અને યાત્રીઓ !" તેણી પોતે અને ગૌતમ "અ-તીથી અને યાત્રી" નહોતાં ?" આખા ભાષણના પ્રવાહમાં ગૌતમના ભવિષ્યના ભલાને માટે ગોઠવણની પરીભ્રમણા તેણીના મગજમાં અસાવ-ધપણે થયાં કરતી હતી ભવિષ્યને માટે તેણીએ તેના માટે ગોઠવણ કરવી જોઇયે. ગુરૂકુળમાં હવે ફી વિના દાખલ થઇ શકે તેમ નથી. દરેક ચીજો તેણી પાસે માગવા તેણે શીખવું જોઇયે અને તેણીએ બ-ન્નેનો નિભાવ કરવા માટે પૈસા કમાવા જોઇએ. મારી આ ઉમરે ગુરૂ-કુળ–પિતાજી ઉપર મારા નિર્વાહનો બોજો નાંખું તે અપ્રમાણિક ગણાય અને—

" બુદ્ધિપુર્વક કામો કરવાથી શાંતિ પ્રાપ્ત થાય છે." ઉર્મીલા પશ્ચાતાપથી સાવધ થઇ કે તેણી સુંદર વિદ્વતાયુક્ત, અગાધભક્ત અને ઉત્તમ છટાથી અપાતા વ્યાખ્યાનને ધ્યાન આપી સાંભળતી નથી.

" ચીંતા નહીં " તેણીએ વિચાર્યું. " આજ રાત્રે પિતાજી પા-સેથી તે સઘળુ સાંભળીશ. તેઓ કોઇનાં આપેલાં વ્યાખ્યાનો કદી ભુ-લતા નથી." હોલ છોડી બહાર નીકળતાં ટોળામાંનાં કેટલાક માણસો હોલની દિવાલો ઉપરનાં ચીત્રો જોતાં હતાં. અહીં અનાથાલયનો ઉદ્ધાર સ્થાપક તેના કામને નિહાળતો હતો ત્યાં નીરાશ થયેલી આબરૂ જ-વાના ડરથી કોઇ દેખે નહીં તેમ આસપાસ જોતી, અશ્રુધારા વરસા-વતી, અનાથાલયના એક છુપા ખુણે ટાંગાડેલી ટોપલીમાં તેણીનું બાળક મુકતી માતાનું અજાએબ જેવું ચીત્ર અને સામેની દીવાલ ઉપર તેની દીર્ઘાયુષ ઇચ્છતા દયાના દેવનું ચીત્ર ચીત્રેલું હતુ. પેલા વદ્ધ ઉપદેશકે પોતાનો હાથ વીંઝવી લોકોને કહ્યું અનાથાશ્રમ જોવું હોય તે ચાલો.

ઉર્મીલાએ ઋષીરાજને કહ્યુ " પણ ગૌતમનો આપણે તપાસ કરવો જોઇયે." " નાસ્તો લઇ છોકરાઓ હમણાં બહાર નીકળશે. ક્ષ-ણભર શાંત થા, " ઉર્મીલા, આપણે તેની નજરે નહીં આવવું જોઇએ, નહીં તો જોયા જેવું થશે, તે ક્યારનોએ ખુબ દુ:ખી થયો હશે. તેથી વધુ દુ:ખી થવા દેવા મારી ઇચ્છા નથી."

ઉર્મીલાએ તેમ કરવામાં ડાહાપણ જોયું. અને તેઓ તે વૃદ્ધ ઉપદેશક સાથે આશ્રમમાં ગયાં. પેહેલાં છોકરાએ ધ્યાનમાં પછી છો-

ડીઓના સ્થાનમાં પ્રવેશ કર્યો ત્યાં દરેકને લોઢાની સ્વચ્છ બીછાના-નાથી બીછાવેલી ચારપાઇ અને નીચે, સ્વચ્છ લુગડાં રાખવાને માટે નેતરની નાની ટોપલીઓ હતી દીવાલો ઉપર બચ્ચાંઓને આનંદ સાથે જ્ઞાન થાય તેવાં ચીત્રો હતાં રૂપો ઘણી સ્વચ્છ હતી. દરેક પથારીઓ એક બીજાના જેવીજ હતી. યોગ્ય રીતે ગોઠવેલી પથારીઓ અને તેની ઉપરના સ્વચ્છ ઓછાડોના દેખાવથી કે કોઇ પણ રીતે ઉર્મીલાની આંખોમાં આંસુ આવ્યાં. તેણીએ વિધવાઓના દંભ અને નિર્દયપણા વિષે વિચાર કર્યો; તેણીએ વિધવાઓને રીબાવનાર જ્ઞાતિ-ના જુલમી આગેવાનોનો વિચાર કર્યો. તેણીએ કહ્યું "પિતાજી ચાલો આપણે બહાર જઇએ. હું આ જોઇ શકતી નથી." તેઓ એ ઉપ-દેશકની પાછળ પાછળ ચાલ્યાં અને ભોજનગ્રહમાં ગયાં. તે એક લાંબો સ્વચ્છ હોલ હતો. દીવાલોની બારીઓ વાટે જોતાં પ્રેક્ષકો ઉભાં હતાં. એક એક હાથ છેટે ગોઠવેલા એકજ જાતના પાટલાની સામ-સામી બે હારો હતી. દરેક પાટલા પાસે એકજ જાતનાં જળપાત્રો હતાં. તેના ઉપર નાના પ્યાલા ઢાંકેલા હતા. પાટલાની સામે જર્મન સીલ્વરના થાળી વાટકા ગોઠવેલા હતા. થાલીઓમાં એક એક સફરે-જન મુકેલું હતું, ઉર્મીલા અને રૂષીરાજ તે ઉપદેશકની સાથે હોલમાં પેઠાં તેવાં સામેને બારણેથી લશ્કરના શીપાઇઓની માફક ટુકડીઓ-બાર અનાથ બાલકો અંદર આવ્યાં અને નંબર પ્રમાણે પાટલા આ-ગળ ઉભાં રહ્યાં. રક્ષકની આજ્ઞા થતાં પાટલા ઉપર બેશી, તેઓ રસ ખાવા લાગ્યાં. તે વખતે સ્ત્રી નોકરો જમવાનું પીરસવા લાગી.

"પણ ગૌત્તમ અહીં નથી!" ઉર્મીલા મુશ્કેલીથી બોલી શકી.

"જો મને બરાબર યાદ હોય, તો" રૂષીરાજ બોલ્યા. "નાના છોકરાં જેઓ હાથે ખાઇ શકતાં નથી તેમને બીજી રૂમમાં બેસારી આયાઓ ખવરાવે છે." બીજી રૂમમાં, તેઓએ નાની છોકરીઓને મોટી છોકરીઓ ખવરાવતા, અને જરા દુર વીસ છોકરીઓને આયાઓ અને મોટી છોકરીઓ મળી ખવરાવતાં, અને તેથી દુર એક બાજુ એક આયા પાસે ગૌત્તમ રોઇને કરેલી રાતી આંખો સહીત ડુસકાં ભરતો ભરતો બેઠો હતો.

રડતાં રડતાં ઉર્મીલા બોલી "હું તેની પાસે જાઉં, હું જઇશ." અને આગળ આવવા જતી હતી, ત્યાં ભારદ્વાજ બેરોનેટ

તરતજ તેણીના આડો ઉભો રહ્યો. ઉર્મીલા ઉશ્કેરાઇ તે વખતે અગ-બત તેણીના કહેવાનો સ્વીકાર કર્યો.

ભારદ્વાજ બેરોનેટે સુચના કીધી "તમે તેની નજરે ન આવો. તે હિંમતવાન થવા પ્રયત્ન કરે છે, જો તેની નજર તમારા ઉપર પડશે, તો, તે રોઇ પડશે."

"તમે મને ના અટકાવો-મને જવા—"

ઉર્મીલાની આંખો ભારદ્વાજ બેરોનેટની તીવદ્રષ્ટીની સામે નીચી ઢળી. "આર્યકુમારી, તમે સહન ન કરી શકો તેવાં થઇ ગયાં છો, જેમ હું કહુ તેમ તમારે કરવું જોઇયે. હવે, મારી પાછળ ઉભાં રહો અને તેને બરાબર નીહાળો, જો હું તેની પાસે સીધો જઇશ, અને કહીશ, કે, તમે કાલે આવનાનાં છો, તો, તે ખાત્રીપુર્વક મને ઓળખશેજ,"

રૂષીરાજે કહ્યું "મારી વ્હાલી તે ઠીક કહે છે." જે વેળાએ ગૌત્તમમાં ગમગીન થયેલી ઉર્મીલા અજાયબ પામી કે, આ તરૂણ ગૃહસ્થ તે બાળક તરફ ચીંતાગ્રસ્ત નજરથી નીહાળતો અહીં શામાટે આવ્યો હશે.

પેલી આયાએ જોયું કે તે ખાતો નથી, તેથી તેણીએ તેને ખોળામાં બેસાર્યો, અને દીલાસો દેવા પ્રયત્ન કરવા લાગી; પણ ખા-વાને બદલે સામેની દીવાલ સામું, આંસુ નહીં લાવવા પ્રયત્ન કરતો તાકીને જોઇ રહ્યો.

પછી ઉર્મીલાએ, ભારદ્વાજ બેરોનેટને, તેના એક હાથે પાટો બાંધેલો છતાં તે હાથે ગૌત્તમને તેડતાં અને બીજા હાથે તે આયાને પોતાનું વીઝીટકાર્ડ આપતાં જોયો. તે આયાએ હસીને તેના માટે જગા કરી અને તેણે બેસી ગૌત્તમને ખોળામાં લીધો. તુર્તજ ઉર્મીલા, ભારદ્વાજ બેરોનેટ પાછળ આંસુ વાળું મુખ છુપાવતી ઉભેલી, હસતાં પ્રેક્ષકોની નજરે પડી; તે પ્રેક્ષકોમાં જાણીતો છતાં માન મુકી તેના ડાબા હાથે ગૌતમને ખવરાવવા લાગ્યો, ગૌત્તમ, હવે એક મીત્ર મળી આવવાથી તેની છાતીમાં માથું અટકાડી, તેના મુખ સામું જોતો જોતો, સુખેથી તેના હાથમાંથી ખાવા લાગ્યો.

જ્યારે ખાઇ રહ્યો. ત્યારે ગૌત્તમ બોલ્યો "હું ખાઉં છું અને ઉંઘ આવે છે." તેના હાથમાં સફરજન હતું. "હું ખાઉં છું, મારે,

માશી ઉર્મીલા હાસા ગાવા જોઇયે છીએ. હવે, મારે સુઇ જવું છે."
તેણે તેનું મોઢું બેરોનેટના કોટથી ઢાંકી લીધું. બેરોનેટનો કોટ તેના ઉચ્છીષ્ટ હાથથી બગડયો, તેનું માથું તે તરૂણ પુરૂષની છાતીમાં પાછું પડયું; તે ચેનથી, સુખેથી ઉંઘી ગયો. તેની કાળી આંખો જરા ઉઘાડી રેહેતી હતી.

હવે કોઇ હસતુ નહોતુ. તે ખુબસુરત જુવાને હાથમાં હલાવી ગૌત્તમને ઉત્રાડી દીધો, આંસુવાળા મોઢાને બચ્ચી ભરી, અને આયાને એ બાળક સોંપી દીધો. ભારદ્વાજ બેરોનેટ લોકોના ટોળાંમાં થઇ, પાછો બહાર જઇ, ઋષીરાજ અને ઉર્મીલાના બહાર આવવાની રાહ જોતો ઉભો.

ઋષીરાજે પુછ્યુ "વ્હાલા પુત્ર ! તું અહીં કેમ આવ્યો છું ? નમસ્તે. હાથ જોડી રાખવાની કાંઇ જરૂર નથી."

"ઓહ, પિતાજી મારી જરૂર પડે, તો, હું કાંઇ કરી શકું એટલા માટે આપની પાછળ પાછળ ચાલ્યો આવ્યો છું. આપ જાણો છો, કે, હું આ અનાથાલયનો લાઇફ મેંબર છું. પિતાજી, આપ ધારો છો કે, મેં લાંબા વખતથી હાથ જોડીં રાખ્યા છે ?"

"હા, પ્રીય પુત્ર, તારો શો હેતુ છે ?"

"પ્રાયશ્ચિત"

"હું સમજી શકતો નથી–" પણ ઉર્મીલા સમજી ગઇ.

તેણીએ કહ્યું "મેં પરમ દીવસ ઉડાઉ છોકરાનું દ્રષ્ટાંત આપી મેણું માર્યું હતું; અને આ તેનો બદલો. તે તમારી તરફ બેદરકાર રહ્યા હતા અને હવે તેનું પ્રાયશ્ચિત કરે છે."

"હા" ભારદ્વાજ બેરોનેટે કહ્યું "મેં આપની સંભાળ ન લીધી તેનો હું પશ્ચાતાપ કરૂં છું.

"વ્હાલા પુત્ર, તું મને દુઃખી કરે છે" ઋષીરાજ ગદગદીત થઇ ગયા.

"તારી મા પાસે તારૂં કાંઇ ચાલે તેમ નહોતું. તારી માતા– હવે ફરી એવું કદી ના બોલીશ.'

"વારૂ, ગુરૂ—પિતાજી, હવે મારૂં અંતઃકરણ હલકું થયું. તે તરૂણ ગૃહસ્થે પોતાના જોડેલા હાથ છુટા કરી નીચે લઇ લીધા. આપ બન્નેને મારા ઉતારે જમવાનું છે. હું ત્યાં ઉતરેલો છું. મારી ગાડી

બહાર કમ્પાઉન્ડ આગળ ઉભી છે, તેમાં જઇ બેસશો ? હું આર્ય કુમારીને કાંઇ કેહેવા માગું છું.

રૂષીરાજ રસ્તે પડયા, ઉર્મીલા ચુપ ઉભી રહી.

" આર્યકુમારી, " યુવાન બોલ્યો. " ગઇ પરમ દિવસે જે બન્યું તે ઉપકારનો હું આપનો દેણદાર છું. આ નાના બાળકને નિભાવવા અને તેને અહીંથી લઇ જવાને માટે હું તમને મદદ ન કરી શકું ?"

"તે કોણ છે તે તમે જાણતા નથી." ઉર્મીલા અચકાતી અચકાતી બોલી. " તમારે જાણવું ન જોઇયે—"

" મારી સેવા તમને ઉપયોગી થઇ શકે તેમ છે, કે નહીં, એ સિવાય હું કાંઇ જાણવા માગતો નથી; આ જગ્યાએ હું સારી લાગવગ ધરાવું છું. કાલે તમે તે બાળકને લેવા આવો તે વખતે હું એક કાગળ આપીશ, તે ઘણો મદદરૂપ થઇ પડશે. પછી—"

ઉર્મીલા આતુરતાથી વાંધો ઉઠાવી બોલી " મને તેજ જોઇએ છીએ. " " તેની દેખરેખ રાખવાને મેં પ્રતિજ્ઞા લીધી છે. હું તેની 'વાલી' યાને રક્ષક છું."

" તમે બહુ અભિમાની છો–તમારા પોતાના માથે આવો બોજો ઉઠાવવાને માટે તમારી ઉમર ઘણી નાની છે."

" હા, હું ઘણી ગર્વીષ્ટ છું. હું તેની રક્ષક છું. મારે પોતે તેના માટે સઘળું કરવું જોઇએ––ઇશ્વરની મદદથી."

" હા. " તે તરૂણ પુરૂષે ગંભીરતાથી કહ્યું " ઇશ્વરની મદદથી. આવી જગા ઇશ્વરમાં શ્રદ્ધા ઉત્પન્ન કરાવે છે. "

" અને મનુષ્યોમાં " ઉર્મીલા, કમ્પાઉન્ડ તરફ તેની બાજુમાં ચાલતી થઇ. છુપી નીંદા કરનાર હસતાં લોકોનાં ટોળાં તેની વાતો કરતાં હતાં, તેનો બદલો તેણીની દ્રષ્ટીએ તેને વધુ આપ્યો.



# પ્રકરણું ૧૧ મુ.

## બાનુ માયા દેવી–અરોડવંશ કુળાભિમાની.

---

"લલુરામ !"

"જી, બાનુ ?"

"પેલા બદામના ઝાડ નીચે ફેટીન ઉભી રાખ, અને ત્યાં મારી રાહ જો."

"જી, બાનુ ?"

માયાદેવી ફેટીનમાંથી નીકળ્યાં. તેણીની ઉત્સાહ અને ઝડપ વાળી ચાલ, તેણીનો રંગ વિનાનો ચેહરો, અને તદન સફેદ વાળમાં ભારે તફાવત હતો. દેખાવમાં તેણી, આબેહુબ રાણી જેવી હતી. તેણીના ચેહરા ઉપર અમીરાઇની નીશાની હતી. તેણીની હડપચી ભારદ્વાજથી બમણી મોટી હતી કેટલાંક મંડળોમાં "ચંદ્રવંશી અરોડા ક્ષત્રીની રીતભાત" ઘણી પ્રખ્યાત હતી. તે ઇન્ફલ્યુએન્ઝા નામના ચેપી રોગ જેવી હતી. કેમકે, જેનો તે કુટુંબ સાથે ભેટો થતો, તેઓને હેઠે નહીં તેવી બહુ ભારે ગરમી–ટેમ્પરેચર ચડતી, યાને ભારે અસર થતી. લોકો કેહેતાં કે, ચરતાં ઘેટાંને ડુબાવી દેનાર ધીરે ધીરે સરી જતા બરફના પહાડ જેવી નાશકારક શાંતતા તેમાં હતી. બાનુ માયાદેવી વિષમ છે એવું તેઓ પોતે જાણતાં નહોતાં. જો સ્ત્રીઓ, કે, પુરૂષો–ખાસ કરીને સ્ત્રીઓ–તેણીને આડાં આવ્યાં, તો, કોઇ બીજાંની સાથે લાંકડાં લડાવી તેમનાં હાડકાં પણ રહેવા ન દેતાં, કે, જે, જોવાથી એટલે નજરે આવ્યાથી તેમની આંખોને ઇજા ન થાય. માત્ર વધારીને એટલુંજ કેહેવાનું, કે, જેને, તેમણે આવી રીતે સોસાઇટીમાં ભણતાં, બંધ કરેલાં હોય, તેમને બાળવાની કાઠીના પૈસા રાજી થઇને આપતાં.

સમાજના, સમાનતાના સિદ્ધાંતે, તેમને કાંઇ અસર કરી નહોતી, જો કે સામાજીક અધીવેશનમાં હાજરી આપવી તેઓ કદી ચુકતાં નહીં. તે સવારે તે ઉમરાવ બાનુ ઘણાં ઉદ્વેગી હતાં. તેમની "અરોડા

વલણુ " નિષ્ફળ થઇ હતી. ભારદ્વાજ બેરોનેટે ઉત્સાહથી ભોજન લેવું શરૂ કર્યા પછી' તેઓ અજાએબ પામે તેવી રીતે તેના અત્યારના નિઃસ્પૃહીપણા સામે, તેણે નહીં ઇચ્છવાજોગ લડાઇ શરૂ કરી.

"માતુશ્રી, મેં એકને જોએલ છે, જેની સાથે મારી પરણવાની ઇચ્છા છે," આથેલાં મરચાં ખાઇ સીસકારા બોલાવતો તે બોલ્યો. "મેં ધાર્યું, તે વિષે, જાણવાને તમારી ઇચ્છા થની હોવી જોઇયે."

બાનુ માયાદેવીએ, શંકર રચીત ' મોહ મુદ્દગાર ' માંથી મોઢું કાઢી, ઉચું જોયું, "તે વિચારણીય છે; તારા વિચારનું–આગળ–વધના પણું મને ભડકાવે છે. એટલાં બધાં મરચાં ન ખાઇશ; તારા સ્વભાવ માટે તે ખરાબ છે." ભારદ્વાજ બેરોનેટ મરચાં ખાવાં જારી રાખી બોલ્યો "મરચાં પાચન શક્તી ઉત્તેજક છે.' બાનુ માયાદેવીએ તેમનાં સફેદ નેણ ઉંચા કર્યાં "પાચન શક્તિ ? હજમ કરવાની શક્તિ? કોઇ એમ ધારશે કે, તું પચાવી જવાનો ધંધો કરનાર છું."

"હું એવો છું. આજ કાલ સૌ કોઇ, પોતાની જવાબદારીને પચાવી જાય છે."

"ભારદ્વાજે શાંતીથી ઇસારો કર્યો, અદ્યપી પર્યંત હું જવાબદાર નહોતો. હવે, મને જલદી માલમ પડયું છે કે, હું ઉમરલાયક થયો છું. મારા પોતાના પગે ચાલવાની મારી ઇચ્છા છે."

"તારી અચાનક ખીલવણીથી હું અજાણી નહોતી; અને હસવું આવે તેવા શબ્દ ' પોતાનું પગલું ' ને માટે, જો તું ઉંધું ચતુ કરી નહીં બેસે તો મારો ઉપકાર માન, કે મેં તને કાળજીપુર્વક આ ઘડી સુધી બચાવ્યો છે. કેટલાંક વરસો ઉપર કેળવણી માટે બેવકુફીથી, મેં તને પેલા બુઢ્ઢા બ્રહ્મણને ભરોસાથી સોંપેલો હતો. તેની સાથે ફરીને મુલાકાત લેવાથી શું થયું હોત, તે હું જાણુત. તે એક ભુલ હતી."

"જો તમારી મરજી ન હોય તો તમે હમેશાં ભુલ કરતા નથી, માતુશ્રી." ભારદ્વાજે જમવું પુરૂં કર્યું.

"ઋષીરાજ, મારા પિતા જેટલા મને વ્હાલા છે. તેણે કદી પહેલું પગલું ભર્યું ?"

"કોણ ? ઋષીરાજ?"

"ના, મારા પિતા."

"મારા પતી ? બીલકુલ નહીં. તેમને મારા ઉપર ઉત્તમ ભાવ હતો. જે કરવાનું કહેવામાં આવતું તે તેઓ બરાબર કરતા. તેઓ ઉત્તમ આશ્વાસનીય પુરૂષ હતા. મારી દેખરેખ નીચે તેઓ વ્યવહારિક કાર્ય કરવાનું શીખ્યા ત્યારથી તેઓ બહુ વ્યવહાર કુશળ થયા. રૂષી-પુરમાંથી અહીં રહેવાનું કરવામાં અને એવી બીજી બાબતોમાં હું જેમ કહેતી તેમ કરતા. તેમનો સ્વભાવ અને મારા તરફનું વલણ, આટલો વખત ગયા છતાં પણ હું દુઃખી થયા સિવાય કદી બતાવી શકતી નથી."

"માતુશ્રી, મારા પિતાની પ્રકૃતી યા વલણ માટે આપ કાંઈ ચીંતા ન કરો. ઘણાં વર્ષો થયાં તે પ્રકૃતી ઉપર લીલાં ઘાસ ઉગ્યાં છે. તમારા માટે તે વખત મધુર હોવો જોઇએ."

"જે અશકય છે તેના માટે પ્રયત્ન કરવામાં વખતે ફત્તેહ મેળવી ન આપે; તે તો શુદ્ધ કરનારી દવા છે."

"અરે ચાલો માતુશ્રી, મારા ગરીબ પિતાના સિદ્ધાંતો, હેતુઓ અને મતલબો ભલાં હતાં."

બાનુ માયાદેવી સખ્ત રીતે બોલ્યાં, "તે ઘોડો નહોતો," "કોઇ વખત તે ખચ્ચર જેવો હતો."

"હવે હવે, માતાજી ! અને તેથી રૂષીરાજ જે કહેવામાં આવે તે કરતા નથી, ત્યારે શા માટે તમે મને તેમની પાસે મોકલ્યો ?"

"વેદીક તત્વજ્ઞાન માટે તેમને ભારે માન હતું; અને દરેક અમીરો જેઓને સંસ્થાઓના પ્રમુખ થવાનું બને છે તેઓને તેમના ભાષણમાં ઓછામાં ઓછા એક બે વેદીક મંત્રો અગર ઉત્તમ સંસ્કૃત પુસ્તકોના શ્લોકો બોલવાને શક્તિમાન થવું જોઇએ."

"તેથી શું સાર્થક છે, માતુશ્રી !" તરૂણ પુરૂષ ઘરમાં પહેરેગીર માફક આંટા ફેરા કરવા લાગ્યો.

"છાપાંના રીપોર્ટરો વિષય સેળભેળ કરી નાંખે ત્યારે તે મંત્રોના તરજુમા કરવા પડે, અને તરજુમા કરવામાં ભુલ થાય તો અકુશળતા જણાઇ આવે. મને યાદ છે કે "સંસાર સુધારા પરિષદના એક પ્રમુખે સંસ્કૃત સાહીત્યમાં જોડીયા કુટુંબ પદ્ધતિ હોવાનું બરદી

માર્યું હતું, કોઇ એક રાજદ્વારીએ પ્રજાસત્તાક રાજ્યપદ્ધતિ વેદમાં હોવાનું બળી માર્યું હતું." જેમનાં ભોપાળાં વેદીક મેનોનકીનના કોઇ લેખકે ઉઘાડાં પાડયાં હતાં."

"મને માલુમ પડતું નથી"—બાનુ માયાદેવી ચપડકો ચડાવી આસ્તેથી બોલ્યાં "મને સમજ પડતી નથી, શામાટે આવી હલકી મશ્કરી સંભળાવી મને દુભાવવામાં આવે છે. વળી તે સંસ્થાઓ બધી નવી છે. આપણે તેમનું વર્ણન કરતાં નથી, માત્ર આપણે આપણા કાન આડા હાથ ન દઇ શકીયે."

"વારુ," તેઓનાં કેટલાંક ટાંચણો તો બરાબર હોય છે. મેં ધાર્યું મારા આપેલા ઉતારા તમને ગમશે, માતુશ્રી, અને તેઓ એકલાં સંસ્કૃત કે વેદીક સાહિત્યમાંથી ઉતારા નથી લેતા, પણ દુનીયાની, બધી પ્રજાનાં સાહિત્યના ઉતારા આપી વિષયને ખીચડો બનાવે છે, પણ મને પરણાવવાનું શું કહો છો? "આવી રીતે મારી અદબ છોડવી વ્યાજબી છે?" "પૈસો હોય તો ઉમરલાયક થયે લગ્ન કરવાની રૂઢીમાં હું કાંઇ ગેરવ્યાજબીપણું જોતો નથી." બાનુ માયાદેવી ચમકી ઉઠયાં હતાં, કેમકે તેમણે ઇરાદાપુર્વક ભારદ્વાજને લગ્નમાંથી મરચાં ખાવાના ગેરફાયદા તરફ દોરવી દીધો હતો.

"આ બાબતમાં તારી પોતાની મેળે પગલું ભરવાનું દરખાસ્ત કરે છે?"

"વારુ, ના. દરખાસ્ત કરવા માટે હું પગલું ભરૂં છું?" તે તરૂણ હર્ષમાં હરયો. "ચાલો માતુશ્રી, આવા કટાકટીના પ્રસંગે તમે તમારી લગામ ઢીલી ન મુકી શકો? માણુસ ઝાઝી વખત પરણતો નથી."

"તને તારા દાદા સ્પષ્ટરીતે યાદ નથી."

"તેમનું ગમે તેમ હો, માતુશ્રી; તેઓ, આદતને વશ થયેલું પ્રાણી હતા. આ પ્યારના પ્રસંગમાં જરા તમે ઢીલાં થાઓ."

"કોઇ પ્રસંગપર ઢીલાં થવાની મારી આદત નથી, અદ્યાપિ સુધી તેં, હમેશાં મેં કહ્યું તે પ્રમાણે કર્યું છે."

"સત્ય, એટલા માટે એવી ભલી તક તમને મળી છે અને મને નથી." તે તરૂણ પુરૂષે વિચારપુર્વક તેણીના સામું નીહાળી રહ્યો.

"મને અજાયબી જેવું થાય છે, કે મેં હમેશાં શામાટે તમારૂં માન્યું. પણ માતાજી, તમે જુઓ; માણસની જીંદગીમાં એક વખત આવે છે, જ્યારે તે જનેતાની કાંચળીની કસમાંથી છુટી તેને રસ્તે પડે છે—હું અલંકારીક ભાષામાં બોલું છું."

"તું જાણુય છે—ના, ધાંધાટ ન કર—બે વર્ષ થયાં તું મારા કહ્યા બહાર ગયો છે. મારી સાઈચુસ બુકમાંથી નોટ પેપરનું એક પાનીયું મને આપ. 'તારા પોતાના પગને' ચાલવાની બેવકુફીની હું તને ખાતરી કરી આપવા માગું છું, જ્યારે ક્યારની તારા લગ્ન માટે પગલાં ભરવાની મેં તૈયારી કરી છે. આ સઘળી છોકરીઓને આજે અત્રે ફરવા અને નાસ્તો કરવાનું આમંત્રણ મોકલું છું. હું તને કોઈ હીંદુની નવ દશ વર્ષની છોકરી નહીં પરણાવું. આ બધી છોકરીઓ સંસારસુધારકો અને આર્યસમાજીસ્ટોની છે. મીસ ધનપતરાય જો તેણીની દાઢીએ મસો ન હોય તો ઉત્તમ રૂપવાન છે, પણ તે તો તેમના કુટુંબમાં પાંચ પેઢીથી પહેલી છોકરીને થયાં કરે છે."

"જે કુટુંબમાં કૉસ્ટીકનો ઉપયોગ થતો હોય તેની જીભમાંપણ કોસ્ટીક હોય. માતુશ્રી, મને મસા નથી ગમતા, તેઓ અમીરની દાઢી ઉપર હોય છે ત્યારે બહુ ઉધ્ધત હોય છે. હું પોતે ઘોબા પસંદ કરૂંછું"

"ઘોબા! ઘણાં સાધારણ માણસોમાં હોય છે; મસા ખરેખર વધુ હસ્તગત કરી શકાય તેવા હોય છે. પણ મુળ વિષયથી આપણે દુર જઈએ છીયે. ભલો થઈ સાઈચુસ બુક આપ."

ભારદ્વાજ બેરોનેટની હડપચી ઉંચી ચઢી ગઈ; પણ તેણે તાબેદારી પણે સાઈચુસ બુક ઉઘાડી, નોટ પેપરનું અડધું પાનીયું કાઢયું, અને તેની માને આપ્યું, એવા મનના ઠરાવથી કે ઉર્મીલાનો એક પણ ઘોબો મીસ ધનપતરાયના અદ્યાપિપર્યંત માનપામેલા મસા સાથ તે કદી બદલવાનો નથી. તે વૃદ્ધ બાનુએ તેમના માહન અને સન્સના સોના- ના ફ્રેમવાળા ચશ્મા મારફત જોયું. "આ પાંચ નામો છે તેમાંની કોઈ છોકરી મને અનુકુળ આવશે." માતુશ્રી, હું તે છોકરીને પરણું, મારી સુચના માટે મને માફ કરો, પણ હું એવા ખ્યાલમાં છું કે તેણી મને અનુકુળ આવશે કે નહીં તે સવાલ છે."

"અરે, ના, તારે પોતે એ ઉપાધીમાં પડવાની જરૂર નથી, કોને પરણવી તેનું પારખું કરવામાં તારા કરતાં, હું વધુ અપક્ષપાતી

અને વધુ ઉત્તમ છું. મસા તરફ તારી કમનશીબ અને બીનહુમદર્દ નાપસંદગી છતાં મીસ ધનપતરાય વિષે તું શું કહે છે? તુ તેનાથી જલદી ટેવાઇ જઇશ, એટલું છતાં તેણી ટેળાંમાંથી વરતાઇ આવે છે; અને આજકાલ સાધારણ લોકસમૂહથી નીરાળું દેખાઇ આવવું, તે એવી ચીજ છે કે જેના માટે ધ્રુપ્રભુનો આભાર માનવાનો હોય છે."

"ઘોડાની માફક છોકરીનું પારખું હું કેમ કરી શકું ?" "હું કહું છું. ના; તમે મને માફ કરો. તેણીમાં રૂપ છતાં તેણી નીષ્ઠુર ભાષીણી છે.

"હમેશાં વાતચીતની શરૂઆતમાં તેણી સખ્ત હાજરજવાબ આપે છે, અને એક ઝટકામાંથી બેઠાં, ન થયા તે પેહેલાં બીજો મારે છે."

"ગુરૂકુળમાંથી નીકળેલી કલ્યાણી દેવી ? તેણીના બાપનું ઉઠી ગયું, અને તેણીની માની પુંજી મળી લગભગ અધલાખ બેંકમાં છે. સ્થાવર મીલકત વધારવામાં તે ઉપયોગી થઇ પડશે."

"વાર—પણ, માતુશ્રી, મારે સોનેરી ચકલી જોઇતી નથી." "સજ્જન મનુષ્યોમાં મારી હાંસી થાય." ભલે તેઓ આર્ય છે.

"મીસ. હરરાય, ત્યારે? મુંબઇના મહાન અગ્રેસર હિંદુની છોકરી, બાળલગ્ન અટકાવવાનો દાખલો બેસારવા મોટી કરેલી, જ્ઞાતીમાં કોઇ નહી લેતું હોવાથી કોઇ સમાજીસ્ટને તેનો બાપ શોધે છે. તેણી, પારસણ જેવો લીબાસ પેહેરની, ગોરી અને યુરોપીયન સ્ત્રી માફક વાળ ઓળતી, સુંદર છોકરી છે. ઇંગ્લીશમાં સારૂં કેળવાયેલી અને વળી મારા કેહેવામાં રહે, તેવી તેણી છે."

"માતુશ્રી, ઇંગ્લીશ આદર્શ ઘરમાં ઘાલવા હુ માગતો નથી."

"સરદાર દેવીસીંગની રૂક્ષ્મણી?" "ના."

"મીસ. નાગેન્દ્રઘોષ?" "માફ કરો, ના, જો કે હું, ઇન્ટર મેરેજ એટલે કોઇપણ પ્રાંતની કોઇ પણ જ્ઞાતીની કન્યા સાથે પરણવાની રીતની હિમાયત કરનાર છું."

"હીંદુ માતાની માફક, તમને, ગમે તેવી વહુ લાવવાનું ના ફરો. હુ દીલગીરછું, કે, તે સંસ્કાર તમારામાંથી હજી ભુંસાયા નથી," તે દુઃખી થઇ બોલ્યો.

" હું તને પુછું છું કે, તારો વિરોધ શો છે? તેઓ સર્વ આપણી બરાબરીયાં છે."

" મારો તેમના ઉપર પ્રેમ નથી."

" આપણે અત્રીશેની હારમાંથી ઉતરી જઇશું. એઓ સર્વના ઉપર તારો પ્રેમ હોવો જોઇએ, એવું કાંઇ નથી; અને જ્યાં સુધી હું, કોઇ છોકરી, ના બતાવું, ત્યાં સુધી તારે કોઇને ચાહવું, શરૂ કરવાની જરૂર નથી. તું તારા દાદા જેવો નથી."

" હું તેમાંની કોઇને ચાહતો નથી, અને હું પ્રેમ વિના પરણવાનો નથી. પ્રેમ, એ મનુષ્યના જીવનનું ગૌરવ છે."

" તું ભુલે છે; તે વાકય તો માત્ર કેળવણી આપવાના કામનું છે."

" બેહેતર છે, કે હું અભણ રહું. હું પ્યારમાં છું. મારા માથાના શીખરથી પગના તળીયા સુધી હું પ્રેમમાં છું. હું, 'આર્યકુમારી ઉર્મીલા'ને ત્રણ વરસ થયાં ચાહુંછું."

" ઉર્મીલા ? મારા ખાસડાના તળીયા બરાબરની પેલી ચીત્રકાર કે નહીં ?"

" અલબત તે સ્વરૂપવાન–પ્રેમાળ અને મધુર છે; પણ જો, તું કેહેવા માગતો હોઉં, તો, અપ્રસીદ્ધ કુટુંબની, કોઇ ન જાણે તેવી, ગમે તેમ, તોપણ, માબાપ વિનાની, માત્ર ચીત્રકાર છોકરી છે.

" શું તું બીજી કોઇને નહીં પરણે ?"

" મારાં વ્હાલાં માતુશ્રી, જેને તમારા જેવી હડપચી છે, તે, તમે ધારો છો, કે, એક વખત જેની સાથે પરણવાનું મન કર્યું તેને, છોડી દે? માત્ર નબળા મનનું માણસ છોડી દે; અને જે ચીજોની સાથે તમારે કાંઇ લેવા દેવા નથી, તે ચીજો હું કદી છોડી દઇશ નહીં."

" અદ્યાપી સુધી હમેશાં મારી આજ્ઞામાં તું પુર્ણ રેહેતો."

" હું માનુંછું. કેમકે તમે મારાં માતુશ્રી હતાં. જ્યાં સુધી હું ઉમર લાયક નહોતો, ત્યાં સુધી, મારે, તમારી આજ્ઞામાં રેહેવું જોઇતું હતું, છતાં કોઇ કોઇ વખત, જ્યારે તમે કેહેતા અને મારે કરવું પડતું,

ત્યારે, હું ઇચ્છતો, કે, કાનસ લઇ મારી હડપચી ઘસી નાખું, જેથી હડપચીની અસર મારામાં ન રહે. તમે જાણોછો, માતા, કે, જ્યારે હડપચી એટલી બધી વધી ગયેલી છે, છતાં શા માટે એટલાં બધાં ચુસ્ત થાઓ છો ! વધારે પડની હડપચાંવાળાં, વધારે પડતુ કામ કરવા વાળાં હોય છે. હું ઉર્મીલાને પરણવાનો છું, અને પછી નમુનેદાર પારેખ થવાનો છું."

"અલબત, તને પરણવાને તેણી ખુશી છે ?"

"તે જોવાનું છે. મેં તેણીને પુછ્યું નથી. તેણી વીસ વરસની છે. પોતાની મેળે વિચાર કરી નીવેડો લાવી શકે તેટલી લાયક ઉમરની છે; પણ, વીસ વરસ થોભવું પડે, તો પણ હું તેણીનેજ પરણવાનો છું."

વૃદ્ધ બાનુ વિચાર કરી બોલ્યાં "તે છોકરી તો નહીં, જેના માટે છાપાં, પ્રમાણીક ધંધો કરી ગુજરાન ચલાવનાર આર્યાવર્તની પેહેલી છોકરી તરીકે ઓળખાવે છે, અને જેનું કન્યા મહા-વિદ્યાલયનું ચીત્ર ગુરૂકુળના એકે આશ્રયદાતા ગૃહસ્થે, ગયા વર્ષે દસ હજાર રૂપીયા માટે ખરીદ્યું હતું ?"

"તેણીજ. તેણીનું બીજું ચીત્ર ઘણું કરી વીસ હજારથી વેચાશે."

"જો તેની, માત્ર, વીસ હજાર કોડીયો ઉપજે તોપણુ તે ચીત્રને હું ઘણું ઉત્તમ માનુંછું."

"કેમ ?" "તમે જાણો છો ?"

"કેમ, શું ? એ દેખીતુ છે, કે, તારામાં પ્રેમ નથી."

"હું ધારછું, કે, તે દુનીયામાંનાં ઉત્તમમાં ઉત્તમ ચીત્રોથી પણ ઉત્તમ છે, કેમકે તેણીએ ચીતરેલુ છે. તેણીએ ચીતરેલું છે, એટલા માટેજ નહીં, પણ, ભવિષ્યમાં થનાર મહાત્માનુ તેણીએ ચીત્ર ચીત્રેલું છે. તેનાં અંગો અને મુખાકૃતીમાં તેનાં ચરીત્રો પ્રત્યક્ષ થાય છે. તેના મુખ તરફ, તેની આંખો તરફ દ્રષ્ટી કરવાથીજ ધર્માચરણ આચરવાની ફરજ પડે છે. આવા મહાત્માની મુર્તીની હવે હિંદુઓને જરૂર જણાઇ છે. જે મુર્તીના ખરીદદાર પચીસ કરોડ હોય, તો, વિચારો તેની કેટલી કીમત આવશે ! મારાં વ્હાલાં માતુશ્રી, હું ઉર્મીલાને જીવતાન આપું

છું. હું કુદરતી રીતેજ, તેણી તરફ ભક્તીભાવ ધરાવું છું. હું ઉતાવળમાં કોઇ ઠરાવ ઉપર આવ્યો નથી, પણ, બેસીને વિચારી જોયું છે. ઉર્મીલા અને સુખ–વિરૂદ્ધ–મીસ. ધનપતરાય અમર કલ્યાણીદેવી અથવા બીજી કોઈ છોકરી, મારા માટે ચુંટી કાઢવાની તમે જે કૃપા કરેલી છે, એમાંની કોઇ મને પરણાવવાથી, જો કે, તેમ કદી બનવાનું નથી. અને તેમાંની કોઇ મને પરણવા માગતી હોય, તો, સ્વાભાવીક રીતે, હું કહું છું, કે, તે મને દુ:ખી કરવા માટે અને મારાં આદર્શનો નાશ કરવા માટે છે; એટલુંજ નહીં, પણ, પુર્ણ અમર્યાદીત, નિરૂપયોગી, અને અપકીર્તીવાળા વ્યભીચારી જીવન માટેજ છે. ઉર્મીલા સાથે હું, સુખ, પ્રેમ, પ્યાર, કીર્તી, અને લોકોનો પુજ્યભાવ જોઉં છું. સઘળી મહાન અને વ્હાલી વસ્તુઓ માટે માણસ પ્રયત્ન કરે છે, પણ તે સઘળી ઇચ્છેલી સ્ત્રીની પ્રાપ્તી વિના મિથ્યા છે."

બાનુ માયાદેવીએ ક્ષણભર વિચાર કર્યો. " પણ જેમ જેમ માણસ ચાહતો જાય છે, તેમ તેમ તેની ઇચ્છાઓ બદલાય છે. તેણીએ આશા પુર્વક પુછ્યું " છોકરીમાં કાંઇ કેહેવાપણું નથી ?"

" ઘણી છોકરીઓમાં કેહેવાપણું હોય છે."

" મારા કેહેવાની મતલબ તુ સમજે છે ? એવું કાંઇ કેહેવાનું, કે, જે તેણીને અશકય એટલે પરણી ન શકાય તેવી બનાવે. તેણી કોણ છે ? તેનાં કુટુંબ જન કોણ છે ?"

" તેણી આર્યકુમારી ઉર્મીલા છે. ઘણી છોકરીઓ કુટુંબ જનોથી ઓળખાય છે. નશીબ જોગે તેણી તેમ નથી, કારણ કે, તેણીને કોઇ કુટુંબ જન નથી, કે, જેને હું જાણતો હોઉં.

" એક નાનો છોકરો ગૌતમ છે."

" અને કોણ છે ? નાનો ગૌતમ છે."

" અરે, ગૌતમ આઠ વરસનો જુવાન ગૃહસ્થ છે. જીંદગીમાં, તેની ઇચ્છા એક ટકુ હોવાની અને મારા જેવું પટ્ટો બાંધવાનું પાટલુન પેહેરવાની છે. એક દીવસ મેં તેને, મારા નાક જેવડું તેનું નાક મોટું કરવા સારૂ હથોડાથી તેનું નાક ટીપતાં પકડ્યો હતો. તેને મોટા નાક ઉપર મહા છે; કેમકે મારૂં નાક મોટું છે. જ્યારે તેને કોઇ રસ્તો મળી આવે, ત્યારે, તે પણ આપણા કુટુંબની હડપચીનું અનુકરણ કરવાને, તેની પોતાની હડપચી વધારવા ઉત્સુક છે."

"મારી સાથે છોકરવાદ ન કર." તે વૃદ્ધબાનુ ગુસ્સે થવા લાગી. જ્યારે તેણીની હડપચી ઉંચી ચડી, ત્યારે, મા, દીકરાનું અજાએબ જેવું મળતાપણું થયું.

"તે બાળક વિષે તું તેટલુંજ જાણે છે? એમાં કાંઈક હસવા જેવી વાત હશે. આ કુમારી કેવડી—?"

"માતુશ્રી! જો તમે પુરૂષ હોત, તો, હું—"

"સુભાગ્યે, હજુ, હું, મનુષ્યપણામાંથી અવનત થયેલો નથી."

"તમને પોતાને અને તમારા પુત્રને કેમ ભુલી જાઓ છો?"

"તું નારાજ ન થઇશ, મારો હેતુ બીજો કાંઇ નહોતો; માત્ર મારી જાણવાની ઇચ્છા હતી." તે વૃદ્ધબાનુ તેમની જીંદગીમાં, પેહેલ વેહેલાં છોકરાના આંખોના તીક્ષ્ણ ગુસ્સા સામે ઠરી ગયાં. "આ બાબત કેવી નિરાશાજનક અને અશક્ય છે, તે તું જોઇ શકતો નથી? તું તે છોકરીનાં માબાપવિષે કાંઇ જાણતો નથી."

જો તેણીની કેહેવાની ઇચ્છા ન હોય, તો હું કાંઇ જાણવા માગતો નથી. આજે માર્ગશીર્ષ, શુક્લપક્ષ ત્રતીયા છે. નકી?" બેરાનેટ ભારદ્વાજે ગંભીરશાંતીથી પુછ્યું, જેનાથી તેની મા અજાએબ થયાં.

"હા, કેમ?"

"વારુ, ત્યારે ઉર્મીલાને આજે બરાબર ત્રણ વરસ થયાં જાણું છું. આવતા અઠવાડીયામાં હું તેણીને પુછીશ. જો, તેણી મારો સ્વીકાર નહીં કરે, તો હું થોડું થોભીશ, ખાવાથી ક્ષુધા ઉત્તેજીત થાય છે. જો તેણી ફરીને અસ્વીકાર કરશે, તો માગું કરવાની આદત મારા માટે સંભાવ્ય થશે."

"મને ઉભી કરી ગાળો ખાવાની તારી ઇચ્છા છે?"

"ખાસ કરીને તમારી મેળે નારાજ થાઓ, તો, નહીં તો નહીં માતુશ્રી ગાળો દેવી હોય તો બેઠાં બેઠાં હમણાંજ દઇ શકો છો અને તેથી થોડો થાક લાગશે, જો ઉર્મીલાને તમે જાણતાં હો, તો તમે પણ તેણીને ચાહો, ત્રણ વરસ થયાં હું તેને ચાહું છું, તેનો તમે વિચાર કરો."

" પણ તારૂં ભવિષ્ય ! મોટાં મોટાં કુટુંબનાં દ્વાર તારા માટે બંધ થશે." ભારદ્વાજ બેરોનેટે તેની ધારણ કરેલી ચપળતા એક કોરાણે મુકી, " ઉર્મીલાજ મારૂં ભવિષ્ય છે. ઉર્મીલાને જીતવી તે મારી જીંદગીનું મુખ્ય કામ છે. એ શકય છે કે, હું કોઇ દીવસ મંત્રતખાતાવાળો થઇશ. તે તો એક રમત છે, ઉર્મીલા મારી ભવિષ્ય છે. તે ભવિષ્યમાં હું ધારૂં છું, હું પુરેપુરો તલ્લીન થએલો માલમ પડીશ."

" તું મને તુચ્છ ગણી કાઢે છે ?"

" બીલકુલ નહીં. પણ જગતમાં પ્રખ્યાત બાનુ તરીકે બહુ પુર્ણ રીતે તમે જાણતાં હોવાં જોઇએ, કે કેટલીક ચીજોમાં માણસ પોતાની માને હિસ્સો આપી શકતો નથી. ઉર્મીલા તેમાંની એક છે. તમને ગમે તેમ 'સાડીની માફક' તમે વહુ પસંદ કરી શકતાં નથી."

" કેમ નહીં ? જો તે પ્રમાણે પસંદ કરી, તો શકય છે, કે વધુ યોગ્ય વહુ મળી આવશે."

" હું તમને મળતો નથી, માતુશ્રી ! જો ઉર્મીલા ભારે ગંભીરતામાં સઘળું પરીત્યાજવા મને કહે, મારી સઘળી ઇસ્કામત છોડી દેવા કહે, દુનીયામાં તેણીની સાથે ભીક્ષુક તરીકે ભટકવા કહે, તો તે હું કરૂં, અને તે કાર્યને હું કીર્તીવાળું માનું."

" ત્યારે હવે બીજું કાંઇ થઇ શકે તેમ નથી. કુટુંબની આબરૂ ખાતર, મારે તને ગાંડા માણસની વ્યવસ્થા કરનાર અધિકારી પાસે, લઇ જવો જોઇશે." વૃદ્ધ બાનુએ નિસાસો નાંખી ધમકાવ્યો. "અગર જ્યાં આ છોકરી, તારી પાછળ ના આવી શકે, ત્યાં પરદેશ લઇ જવો જોઇશે; અને હું પરદેશમાં રેહેવાથી કંટાળી ગએલી છું."

' મારાથી અરધા પણ તમે કંટાળ્યાં નથી. જો તમને અમારી સાથે રેહેવું ગમશે,—જ્યારે અત્રે-"

" અત્રે ? ઓહો, બહુ થઇ !"

" જો તમે, ઉર્મીલા, સાથે હળીમળીને રેહેવાને પ્રયત્ન કરશો, તો, બહુ નહીં થાય," યુવાન પુરૂષે સુચના કીધી, " જો તમે પ્રયત્ન નહીં કરો, તો મને ભય રહે છે કે, મુડીભર વર્ષાસન થશે માતુશ્રી ! વિચાર કરો, અને મારી સાથે તેણીને જોવા આવો," તેણે મોબથી

માથું ધુણાવ્યું, અને હાસ્યસહીત ચાલ્યો ગયો, જો કે હમેશાંના કરતાં તેની હડપચી દ્રઢતાથી બેડેલી હતી.

બાનુ માયાદેવીએ તેનો વિચાર કર્યો. જેથી તેણીએ ઋષીપુરની મુલાકાત લીધી.

ભારદ્વાજ, નરસીંહભાઇને, આતીથ્યગ્રહનો રીઝર્વ કરેલો હોલ સાફસુફ કરી, ઉતારાની વ્યવસ્થા કરવા અને વાહન સામું મોકલવા લાહોરના સ્ટેશનેથી તાર કરી, તેની મા સાથે કલકત્તા મેલમાં સવારના આઠ વાગે બેઠો. બીજે દીવસે આતીથ્યગૃહથી ઋષી આશ્રમ તરફ જવા બન્ને નીકળ્યાં. મેદાનમાં થોડા વારને છેટે આવ્યાં કે, તેણીએ એક કુમારી અને એક નાનો બાળક જોયાં. તે કુમારી જાપાનીસ સ્ત્રીના પોષાકમાં હતી. તેણીના ઝબ્બાની બન્ને બાંયો, ચીતારાની માફક જરા ઉંચી ચડાવેલી હતી, અને છોકરે ફલાલીનનો કોટ પેહેરેલો હતો. બેચાર ઘેટાં ઝાડની નીચે ઉભાં હતાં; એક ઘરડી ઘોડી જમીન તરફ નીચું મોઢું કરી, સુખી ઘડી ગુજારતી હતી; તે કુમારી ઉત્સાહ અને ધ્યાનપૂર્વક ચીતરતી હતી. જે વેળાએ, એ બાળક, લીલી ધરોમાં તેણીના પગ આગળ પડ્યો પડ્યો, ઉંચેથી બુકમાંથી વાંચતો હતો. જ્યારે જ્યારે તે ગબડી પડતો, ત્યારે ત્યારે, એ કુમારીનું મધુર હાસ્ય, વખતોવખત સંભળાતું હતું."

"પેલી" વૃદ્ધબાનુએ ગુસ્સાથી કહ્યું-પેલી, ચીત્રકાર કુલટા હશે. સઘળી કુલટાઓમાં, પરદેશી પોશાક પેહેરવાવાળી, ખુલ્લા વાળવાળી, ખુલ્લી હવામાં ફરવાવાળી, ભારે ખરાબ અને ભયંકર હોય છે-વળી ખાસ કરીને જ્યારે તેણી ધંધાદારી હોય, ખુલ્લી હવામાં રેહેવાવાળી સ્ત્રી કુદરતી થવાની; અને જ્યારે તેણી કુદરતી, વિલક્ષણ, અને પરદેશી પોશાકમાં, ઉઘાડા ડાચે ફરવાવાળી હોય, તો, પુરૂષ ભાગ્યેજ બચી શકે, મારા ભારદ્વાજને ફંદામાં ફસાવવાની તેણી કેમ હિમત કરે ? મારે તેણીનું અપમાન કરી, બીવરાવવી પડશે, અને પોલીસને વેચાતી લેવી પડશે."

ઉર્મીલા અને ગૌત્તમ તેમના કામમાં ગુંથાએલાં હોઈ, તે વૃદ્ધ બાનુની છાયા, ઘાસ ઉપર ન પડી, ત્યાં સુધી, તેમનું લક્ષ્ય, તેમના તરફ ગયું નહીં.

બાનુ માયાદેવીએ, જેવું કાગળ તરફ, અને પાછી ઉર્મીલા તરફ

નીહાળ્યું, તેવું. તેમનો શ્વાસ ઊંચો ચડી ગયો, કારણ કે, તે કુમારી અનહદ સ્વરૂપવાન હતી.

" તું સારૂં ચીતરે છે, " તેમણે દૂરથી કહ્યું.

તે છોકરો આડો પડેલો હતો, તે ભાંખુડીયાં થઇ ઉભો થયો, અને સભ્યતાથી બે હાથ જોડી નમસ્તે કહી ચુપ ઉભો.

ઉર્મીલા, આદર્શ ગૃહીણીનું ચીત્ર પુરૂં કરવામાં ગુંથાએલી હતી. " અરે ! મેં તમને દેખ્યાં નહીં. સારૂ ચીતરૂં છું ? ઉપકાર તમને માલમ હશે, કે, હું બીજું કંઇ કામ કરતી નથી.

" પણ જે લોકો બીજું કાંઇ નથી કરતાં, તેઓ મુખ્યત્વે કરીને કાંઇ સારૂં કરવાને નિષ્ફળ જાય છે. "

" મને ખબર નથી. " ઉર્મીલાએ ઉંચું જોયું. તરતજ તેણીની ચંચળ આંખો ઉપદેશીત થઇ. તેણી સંકેલી શકાય તેવા સ્ટુલ ઉપરથી ઉભી થઇ. બાનું માયાદેરી કેમ છો ? ભારદ્વાજે કહ્યું હતું કે, તમે કોઇ દીવસ અત્રે આવવાનાં છો, જો કે, પિતાજી અને તમે ઘણી બાબતોમાં મતભેદ ધરાવો છો, તોપણ તેઓ બોલી ઉઠયા હતા કે, તમે બન્નેમાં જાગૃતી આવવાની જરૂર છે. "

" હં, તેઓ કેહેતા હતા કે ! નિરૂત્તર થએલાં વૃદ્ધબાનુ બોલ્યાં " જ્યારે, તેઓ મને થોડું ઘણું ઇચ્છતા, ત્યારે હું ઘણી વખત તેમની જાગૃતીમાં લાવીછું. મને અત્રે જોઈ, તને કાંઇ ડર લાગતો નથી ? "

" ડર ? " અરે ના, બીલકુલ નહીં. શા માટે મારે તમારાથી ડરવું જોઇએ ? તમારી ઇચ્છા ન હોત તે, તમે બીલકુલ આવ્યાં ન હોત. " ઉર્મીલા તેણીનું નાનું ચીત્ર, સંકેલવામાં ગુંથાએલી હતી.

" થોડા વખત મારી સાથે ખાનગીમાં તું વાતચીત કરીશ ? "

" ખરેખર બાનુસાહેબ. કેમ ભારદ્વાજ ઠીક નથી ? ગઇ પરમ દીવસે ચેતવણી આપ્યા છતાં, તે બાસુદી કાંઇક વધુ ખાઇ ગયો. "

" ભારદ્વાજ ? " વૃદ્ધ બાનુ સંકોચ પામ્યાં. " બાસુદી ? " ઉર્મીલાએ ભોળપણમાં ખુલાસો કર્યો, " તેમને તેવું ભાવતું નથી. તેમનો ભાવ પુરણ પોળી ઉપર છે. "

" અફસોસ ! એક અમીર એટલો અધમ થાય, તે હરવખત તારી પાસે આવે છે ? "

" હા, અમારી પાસે ખાસ કાંઇ ગમવા જેવી ચીજ, હોય તો, અઠવાડીયામાં એકાદ વખત આવે છે. " ઉર્મીલાએ ખુશ મિજાજથી જવાબ આપ્યો. થોડા વખતમાં હું તેમને એક કારીગર બનાવવાની આશા રાખુંછું. હાલ તો તેમની સાથેનો સબંધ ખાસ કરીને એક અતિથનો છે. "

" અને હું થોડા વખતમાં તેને પરણાવવાની આશા રાખુંછું." વૃદ્ધ બાનુએ મનમાં વિચાર કર્યો "પણ તે આ છોકરીને નહીં પરણે" પછી ઉર્મીલા સાથે " હું તારી સાથે ખાનગીમાં વાત કરવા માગુંછું, કુમારી-અરે " ઉ-ર-મી-લા. "

" શાબાશ હું ધારતી હતી કે, તમે સારી જોડણી કરી શકો છો.

" હા, મારે, તે વિદ્યા માટે, રૂપ વિનાની કવાયત નોતી કરવી જોઇતી. "

( " તેણી કેમ પ્રતીકુળ દેખાય છે ? " ઉર્મીલાએ વિચાર્યું, શાના વિષે મને મળવા ઇચ્છતી હશે ? શું ભારદ્વાજ તો કાંઇ તકલીફમાં નહીં હોય ? " )

" બાનુ સાહેબ ! " આંહીં કોઇ નથી. "

" તું છોકરો ભુલી જાય છે. "

" અરે ! ગૌત્તમ જો, તેને પણ રહેવા દેવા ન માગતા હો, તો,—"

" બીલકુલ નહીં. "

" જેટલો હું જાણુંછું, તેટલો તમે જાણતાં હોત તો, તેને તમે રેહેવા દેત. ઘરે ચાલ્યો જા, ગૌતમ હું હમણાં આવીશ, તારી અષ્ટાધ્યાયીપર, કાલે ધ્યાન આપજે, ડાહ્યો દીકરો. "

ગૌત્તમે તેણીને આલીંગન આપ્યું અને કાનમાં બોલ્યો, " હું ધારૂં છું, માશી ઉર્મીલા, તેણી ખરાબ સ્વભાવમાં છે. " પણ બીજી વાર, બાનુ માયાદેવીને નમસ્તે કહી, ઋષીઆશ્રમ તરફ જતા કેડા તરફ રવાના થયો.

ઉર્મીલાએ પુછ્યું " તમે બેસશો નહીં ? " મારી પાસે સ્ટુલ

સિવાય બીજું કાંઈ નથી, જે તમને આપું. મને બીકીક લાગે છે કે તે અગ્રેગ્ય છે." ધારીને નજર કર્યા પછી બાનુ માયાદેવીને ખાત્રી થઈ કે, તેણીના વજનથી સ્ટુલ ભાગી જશે. તેમણે શાંતીથી કહ્યું, "મને ઉભું રહેવું પસંદ છેઃ" "કુમારી ઉર્મીલા ! તું અજાણી નહીં હોઉં, હું શા માટે અત્યારે આહીં આવીછું."

"હું બીલકુલ અજાણી હતી કે, તમે મને મળવા આવ્યાં હતાં" ઉર્મીલાએ તાકીને તેમના સામું અજાયબીમાં જોયું, "તમારો દીકરો કહેતો હતો કે, કોઈ વખત તમે આવશો. પણ, હું જાણતી નહોતી કે તમે આજે આવો છો, તે કાંઈ મુશીબતમાં છે ?" તેણીની આંખો ચળકવા લાગી.

"તારે શા માટે પુછવું જોઈએ ? તે તને બહુ વ્હાલો છે ?" તરતજ વૃદ્ધ બાનુએ પુછ્યું.

"માત્ર તેની માને તે પુછવાનો હક હોઈ શકે, બાનુસાહેબ."

"હું તેની મા છું, અને મને હક છે, તને તે બહુ વ્હાલા છે, કુમારી ઉર્મીલા ?"

"બહુ વ્હાલો ! તમે તેની મા હોઇ, બાનુ માયાદેવી, હું કબુલ કરૂંછું કે, હું તેને જીવજાન ચાહુંછું." ઉર્મીલાએ પાછો શ્વાસ ખેંચી કહ્યું

"ખબરદાર, તું ન કરતી ?" તેણીનો ચેહેરો ક્રોધી થયો અને ગાલ ઉપર લાલાશ ચડી આવી. પ્રતીકુળ વિચારની છતાં, બાનુ માયાદેવી મગજમાં તો કબુલ કરતી કે, ઉર્મીલા ખુબસુરતમાં ખુબસુરત કદી નહીં જોએલી તેવી છોકરી હતી, તેણી ભારે, સરલ અને સત્યવક્તા હોવા વિષે બીલકુલ શક નહોતો.

"અને તું આ મારા જીવજાન વ્હાલા પુત્રને પરણવાની છે ? 'જીવજાન વ્હાલો' શબ્દ ભાગ્યે મેં વાપર્યો હોત, કુમારી ઉર્મીલા !" તે વૃદ્ધ બાનુનો તિરસ્કાર ભુલી જવાય તેવો નહોતો.

"મેં તે પસંદ કર્યો નથી; તે તેની મેળેજ મોઢામાંથી નીકળી ગયો અને હું તેને કેવી રીતે પરણું, જ્યારે તેણે મને પુછ્યુંજ નથી? સાફ દીલની ઉર્મીલા બોલી "હું માનુંછું, ખાસ કરીને આ અહેશમાં તે સામાન્ય નથી."

" પણ જો, તેણે પુછ્યું ? "

" તે સવાલ એવો છે કે, જેનો ઉત્તર હું તેને એકલાનેજ આપું તેની માને પણ પુછવાનો અધીકાર નથી. " ઉર્મીલાના અવાજમાંના ગંભીર ઠપકાથી, આ આપખુદી બાનુ સિવાય, બીજું કોઇ ચેતી ગયું હોત.

તેણું એ પુનઃ પૂછ્યું, " તું તેને પરણીશ ? તારી ખુલ્લી આંખો છતાં, તું તેનું ભવિષ્ય બગાડીશ ? તેને હાસ્યપાત્ર કરીશ ? બે આબરૂ કરીશ ? "

"ભારદ્વાજ!" ઉર્મીલાના સચેત કાને માણસનાં પગલાં સાંભળ્યાં, "ભારદ્વાજ ! અહીં આવો; હમેશના કરતાં તમારી વધુ જરૂર છે. મારા ખરી ક્ષણે તમે દેખાવ આપો છો. મને થઇ આવ્યું કે હું તમને બોલાવું."

"ધન્ય, ઉર્મીલા." ભારદ્વાજ એગનેટે ધર્મ તરીકે બે હાથ જોડી તેની માને, અને પછી પૂર્ણ પ્રેમી આશક તરીકે ઉર્મીલાને નમસ્તે કર્યા. "શું છે ? કાંઇ અસામાન્ય ?"

"હું એવી આશા રાખુ છું. તમારાં માતુશ્રી મને ઉદ્ધત સવાલો કરે છે. મહેરબાની કરી તેમને અહિંથી લઇ જશો ? નહિ, તો, મારે તેમના જેવું થવું પડશે, અને વળી અસભ્ય થવું પડશે."

"મને લઇ જા ? મને ? તું જાણે છે, તુ કોને કહે છે, કુમારી ઉર્મીલા ?

"હા, બાનુ સાહેબ, હું ભારદ્વાજની માને કહુ છું. જો તમે, મારા ગરીબ, વ્હાલા ભારદ્વાજનાં માતુશ્રી ન હોત, તો હુ તમારી સાથે વાતચીત કરવા ઉભી ન રહેત."

"તું સાંભળે છે, ભારદ્વાજ? આ બહુ થાય છે. પામર છોકરી! અરે, ભારદ્વાજ તુ સાંભળે છે?"

"હા, માતુશ્રી, કુમારી ઉર્મીલા વ્યાજબી છે, તમારે એટલું બધું ચાલવું નહિ જોઇએ; તેની અસર તમારા માથાને અને જીભને થાય છે. હું તમને પાછાં ઉતારે લઇ જઇશ. મારો હાથ ઝાલો."

"પણ, ભારદ્વાજ, તેણી,—"

"જુઓ, જુઓ, ખાડો છે, માનુશ્રી. તમે ઉશ્કેરાઇ જાઓ તે, ડાક્ટરો બીલકુલ પસંદ કરતા નથી. તમારા નાકની અણી તદન લાલ થઇ જાય છે; અને તમે જાણો છો, કે, હમેશાં તે સારૂં ચીન્હ નથી. ખાડા તરફ ફરી ધ્યાન આપો, પગ મરડાશે."

"હું તને કહુ છું, કે, તેણી—"

"હા, હા, તે સઘળું વ્યાજબી છે."

જે વખતે, બાનુ માયાદેવીનો વાંધો ઉઠાવનાર અવાજ બરફની માફક દુર ગળી ગયો, ત્યારે ઉર્મીલાનો ખભો આનંદથી હલ્યો.

"ભારદ્વાજની હડપચી તેની મેળાયે ખાત્રી આપતી શરૂ થઇ છે" તેણીએ, ગંભીરાઇથી તેણીનું ચીત્રકામ કરતાં કહ્યું. તેની હડપચી ઉપર ભારે અલૌકીક ખુણો પડતો હતો. બિચારો ભારદ્વાજ; હું નથી ધારતી, કે, આજે તેને ખાવું ભાવે."

તેણીએ, મા દીકરાને ખુબ દૂર જતાં જોયાં. પછી તરતજ ભારદ્વાજ તેણી તરફ વળ્યો. તેની આંખોમાં વિચીત્ર છાપ હતી. તેના દાંત ખુબ ભીંસાએલા હતા. તેનો ચહેરો ફિક્કો પડી ગએલો હતો.



# પ્રકરણ ૧૨ મું.

## વિયોગ.

"દુનીયામાં સ્વર્ગની પ્રાપ્તી કરવા માટેનાં સાધનો તરીકે મા બાપ હોય છે. કોઇ વખત, તેનું ખરેખરૂં વાસ્તવીક કારણ, જો, કોઇ હોય, તો, હું અજાએબ થવાને લલચાઉ છું. બીજા, અસંખ્ય, ઘણા રસ્તા હોવા જોઇએ." ભારદ્વાજે જલદી કહ્યું.

"ભારદ્વાજ! તે તો દુનીયાંની ઉત્પતીને સવાલ કરવા જેવું છે. વળી તે ઘણું મુશ્કેલ છે. તમને શું થાય છે?"

"શું? હું તને વાત કહેવા ઇચ્છુ છું, ઉર્મીલા. તારી ચીજો એ ઘડી છોડી દે, અને મારી સાથે નદી કીનારે ફરવા ચાલ."

"કહે, ભારદ્વાજ, તારી ઇચ્છા હોય, તો, કહે, આપણે, ઉશ્કેરાઇ ગયાં હોઇએ, તોપણ, આપણો ક્રોધી સ્વભાવ કદી વધવા દેવો નહિ જોઇએ."

"ભલે, તારી ઇચ્છા હોય, તો, ઉર્મીલા."

"બહુ સારૂં, ભારદ્વાજ. ઇશ્વરની આપણા ઉપર અવકૃપા છે, તે ભુલી જઇ, આપણે આનંદી થવું જોઇએ. તને માલમ છે, કે, લાંબી લાંબી ફલંગો ભરી, તું મારી આગળ થઇ ગયો છું?"

"માફ કર, હું ત્યાં પોંચવા એટલો બધો અધીરો થઇ ગયો છું." તે ઉભો રહ્યો, અને બન્ને જણાં સાથે ચાલવા લાગ્યાં. તેઓ એક પાણીના નાના સુંદર ઝરા પાસે આવી પહોંચ્યાં. ત્યાં પીળા, લાલ, લીલા 'વાણીયા, નામના જંતુઓ વાતાવરણમાં ઉડતા હતા. ત્યાં કેમીલીઅન નામનાં ડોલ કીકીડા જેવાં પણ ક્ષણે ક્ષણે રંગ બદલાવતાં પ્રાણીઓ આસ્તેઆસ્તે ચાપલા પગે ચાલતાં માંખીઓને તેમની લાંબી જીભ વડે પકડી ગળી જતાં જોવામાં આવતાં હતાં.

"અરે, પેલા આસમાની રંગના કેમીલીયનને માંખી પકડી, તેવીજ રીતે તારી મા મને પકડી અને ગળી જવા માગતાં હતાં. તેમને શું થયું છે? પિતાજી, તેમને, હું ન હોઉં ત્યારે 'ચંડી દેવી' કહે છે."

ભારદ્વાજે તેણીની મોહક આંખોમાં જોયું. "ઉર્મીલા!"

"વારૂ, ભારદ્વાજ, વારૂ? શું છે?"

"ઉર્મીલા!"

"વારૂ, તેં ત્રણ વખત કહ્યું."

"ઉર્મીલા, વ્હાલામાં વ્હાલી, હું તને પ્રેમથી ચાહુ છું."

ઉર્મીલાએ તેણીનો હાથ તેણીની છાતીએ મુકયો, અને સ્તબ્ધ ઉભી. તેણીના ચહેરા ઉપરની સ્વપ્નમય નાજુકાઇ અતી સુંદર હતી. "કેવું અજાએબ! ભારદ્વાજ—હું તને ચાહુ છું!"

'તે આશ્ચર્ય પમાડે તેવું નથી!

દુનીયાની શરૂઆતમાં પહેલાં પુરૂષ અને સ્ત્રીએ એક બીજાને જોયાં, તેમ તેઓએ એક બીજા સામે નીહાળ્યું. તેણે તેણીને તેના તરફ ખેંચી, તેમના હોઠ ભેળા થયા. "ઉર્મીલા!" ભારદ્વાજે કહ્યું.

"ઉર્મીલા?"

"તારે બીજું કાંઇ કહેવાનું નથી?" તેણીએ મૃદુતાથી પુછ્યું. તેણીની મોટી આંખો, તેની આંખો સામી પ્રકાશવા લાગી. "મને કહે, ભારદ્વાજ, મને કહે!" હું-હું જાણવા માગુ છું.

"ઉર્મીલા, મારે કાંઇ કહેવાનું નથી. હું તારા ઉપર આશક છું, હું તારા પર પ્રેમ ધરાવુ છું, હું તને ચાહુ છું—જ્યારથી મેં તને પહેલી જોઇ ત્યારથી હું તને ચાહતો હતો, ઉર્મીલા."

"ચાહતો હતો?"

"અરે ભારદ્વાજ, હું તારી માશુક છું, તું મારો જીવજાન છે, હું તને ચાહુ છું, હું પણ તને ચાહતી હતી!"

"ચાલ આપણે ઋષીરાજ પાસે જઇએ, અને હમણાંજ પરણીએ, જો આપણે નહિ પરણીએ તો, તને કોઇ મારી પાસેથી લઇ જશે, લગ્નના કોલની ખાત્રી માટે હું તને ચુંબન લેવા માગુ છું. ધ્યાનમાં રાખજે, કે મે મારી જીંદગીમાં તને કોઇ દીવસ ચુંબન નથી કર્યું!"

"ઉર્મીલા તેની પાસે આવી. "તું મને ચુંબન કર, ભારદ્વાજ, ફરી ચુંબન કર. મને બાથમાં લે. અને પ્રેરણા કરાવ, કે. જગતમાં તારા વિના બીજો કોઈ નથી."

"ઉર્મીલા, મારી પ્રીયા, મારી વ્હાલી, કુમારી!" તેણે તેણીને ફરી ચુંબન કર્યું, અને ઉર્મીલા સંતોષના એક ડુસકા સાથ તેને વળગી પડી. પછી તેણી, તેના આલીંગનમાંથી ધીરે ધીરે છુટી થઇ અને દુર ઉભી. "જો. ભારદ્વાજ, તે આપણી જીંદગીના અંત સુધી નભવું જોઇએ. તે-તે દુરઘટ જણાતું નથી. શું તે દુરઘટ છે? શું તે અતીશ છે?

"ઉર્મીલા! તું ગાંડી છું?"

"હું હતી,-ક્ષણભર, ભારદ્વાજ! જ્યારે માત્ર, ક્ષણભર, જેમ, હું તને હમેશાં ચાહુ છું, તેમ, તું, મને ચાહે, એવું હું ઇચ્છતી હતી, ત્યારે, હું જાણુતી હતી. આ પ્રમાણે તું મારી પાસે આવીશ, મને—મને ચાહીશ, અને જ્યાં સુધી મને ઇજા થાય ત્યાં સુધી તું તારી બાથમાં મને દબાવી રાખીશ; હું જાણુતી હતી, તે હાથો કેવા મોટા અને મજબુત હતા, ભારદ્વાજ-તે હાથો, કે જે, જીવનના સર્વ કલહમાં એક કુમારીનું રક્ષણ કરી શકે. પણ તેમણે મને હવે આશ્રય આપવાની જરૂર નથી. બીલકુલ નહિ, કદી નહિ, તારે હવે દુર ચાલ્યા જવું અને મને ભુલી જવું જોઇએ.'

"ચાલ્યું જવું? તને-છોડી દેવી! જો હું તેમ કરૂં, મારી આંખો નીકળી પડો, મારી જીભ તુટી પડો, મારૂં-"

તેણીએ તેણીના હાથ, તેના હોઠ ઉપર મુકયા.

"હા, ભારદ્વાજ, તારી મધુરતા અનહદ છે. હું જાણુતી હતી, તું કેમ કહીશ, અને હું તે સાંભળવા ઇચ્છતી હતી; પણ આજના દીવસ પછી જો કે દુનીયામાં તે સાંભળવું બહુ પ્રિય છે, તોપણ તારે ફરી કદી એમ કેહેતું નહીં. જ્યારે તેં મને પુછ્યું, ત્યારે મારા મનમાં થઇ આવ્યું હતું, કે હું તને સત્ય કહું-કે, હું તને દેખાડી આપું, કે હું તને કેવી ચાહું છું. પણ ભારદ્વાજ, વ્હાલા તારે મારા વિના દુનીયામાં જવું જોઇએ." તેણીએ દયાથી તેના સામું નીહાળ્યું. "જો તું માત્ર તારી હડપચી મને આપી શકતો હોઉ, તો, તે મને કાંઇ આશ્વાસન આપશે; પણ તેનો પણ મને હક નથી."

"નહીં,-ઉર્મીલા, હૈયું ચીરાઇ જાય તેવી રીતે તું હસીશ નહીં, તને મારા દરેક પ્રમાણુનો-શરીર, આત્મા, હડપચી, નાક-સર્વત્રનો હક

છે. હું તને ચાહું છું, ઉર્મીલા, મને લે, મારૂં સર્વત્ર લે. હું કાંઇ પાછળ રાખતો નથી, હું તારો છું."

"તું ગરીબ, વ્હાલા, ભારદ્વાજ તું પોતે તારો નથી, તું ધારે છે, કે તું સ્વતંત્ર છે, પણ તું નથી." ઉર્મીલાએ બીજું ડુસકુ ભર્યું. જે આવવાનું હતું, તે હું જાણુતી હતી, ભારદ્વાજ—જ્યારે ત્રણ વરસ પહેલાં હું નદી કીનારે ફરતી હતી, ત્યારે મારા મનમાં થઇ આવ્યું હતું. અને મારે મારા મનને તારા અને બાળકના વચમાંથી એક તરફ દોરવાનું હતું; અને—તે—તે બાળક તરફ છે!"

"કયું બાળક? ગૌત્તમ?"

"હા, ગૌત્તમ."

"મારા સામું જો, ઉર્મીલા, આ ગમત ઉપજાવે તેવા બાળક માટે આપણે પુષ્કળ કર્યું નથી? તે સુંદર, નાનો છોકરો અને સબળું છે. પણ તું ધારતી હોઉ કે હું આપણી જીંદગી બરબાદ થવા દઉં, તો તારી ભુલ છે."

"તે ઠીક નથી." ઉર્મીલા શોક કરવા લાગી. "મેં તેની માને વચન આપ્યું હતું કે હું તેને મોટો કરીશ, અને સંભાળ રાખીશ. મારાં સિવાય તેનું આ દુનિયામાં કોઇ નથી. જ્યાં સુધી તે તેની સંભાળ ન રાખી શકે, ત્યાં સુધી મારે મારી જીંદગી તેને આપવી જોઇએ."

"અરે. તેનો નિર્ણય તો મુશીબત સિવાય થઇ શકે. તેના માટે કાંઇ મુશ્કેલ નથી. મેં ધાર્યું હતું. તે મુશીબતમાંથી આપણે કોઇ રસ્તો જલદી શોધી કાઢવો જોઇએ. તેના ગુરૂકુળ ફીના પૈસા હું આપીશ, અને ગુરૂકુળમાથી નીકળ્યા પછી હું ધંધે વળગાડીશ—"

"હા," તે ઘણું સોહામણું છે, ભારદ્વાજ, અને તેની હું કદર કરતાં વધારે કદર બુઝું છું; પણ તેમ થઇ શકે તેમ નથી. હું તારી પાસેથી મદદ લઇ શકૂ તેમ નથી. અને બીજી એક મુશીબત છે. તારાં માતુશ્રી મને ધીક્કારે છે; તેણી તને બીજી સાથે પરણાવવા ઇચ્છે છે; ખરૂં કે નહીં?"

"ધણી, તેણી મને—ગણુના દે, એક, બે, ત્રણ, ચાર, પાંચ— તેણી મને 'પંચાળો' યાને 'પંચ ત્રીયા ગાત્રી' બનાવવા માગે છે,

અગર તેને તું ગમે તેમ કહે, જે છોકરીઓ તેણી મને પરણાવવા માગે છે, તે છોકરીઓનું લીસ્ટ મારા હાથ જેટલું લાંબુ છે,—બીચારીઓ. ”

“ હા, બીચારીઓ, હું દીલગીર છું. તેઓ સઘળી તને પરણી શકે નહીં, ભારદ્વાજ; પણ અગસ્ત, તેઓ ગરીબ બીચારીઓ; અને તારે તેમાંની એકને પરણાવું પડશે અને મને ભુલી જઇશ, હું તેણીની છબી તારા માટે ચીતરીશ, અને—”

“ જો તું કોઇની છબી ચીતરે તો મારી ચીતરજે. મને યાદ છે કે, મેં તને કેહેલું હતું, કે રૂષીરાજ નકી કરે ત્યારે આપણે પરણુવાનાં છીએ. ”

ઉર્મીલાએ દીલગીરીથી તેણીનું માથું હલાવ્યું. ભારદ્વાજ, તારા જેવી હઠપચી, તને હોઇ તેનો તને ઉપયોગ નથી, જે ચીજો તું જોવા નથી ઇચ્છતો, તેમને જોવા, તે તને અટકાવે છે છે; પણ આ વખતે તે તને મદદ કરવાની નથી. તારે હમણાંજ મને છોડી, અને એમાંની કોઇ છોકરીને પરણવું પડશે, જો હું આશા રાખું છું, કે તે વ્યાજબી થશે, કારણ કે. મારે ઇચ્છવું જોઇએ કે તું સુંદરમાં સુંદર હોય તેને તું પરણ.”

“ જાણો કે, તું મધુરમાં મધુર નથી, સ્વરૂપવાનમાં સ્વરૂપવાન નથી, વ્હાલામાં વ્હાલી નથી, અને શાણામાં શાણી છોકરી આ દુનીયામાં નથી. ”

“ હું નથી ભારદ્વાજ, અને વ્હાલા, જો હું તેવી હોઉ તો, તેમાં કાંઇ તફાવત નહીં રહે, હું તને પરણી શકું તેમ નથી,

ભારદ્વાજ બેરોનેટે એટલું બધું કહ્યું કે, પૃથ્વી હાલવા લાગી, પણ તે ઉર્મીલાને એક ઇંચ પણ હલાવી શકયો નહીં. તેણી અશ્રુધારાથી નહાવા લાગી, પણ દ્રઢ હતી. “ તે કાંઇ કામનું નથી, ભારદ્વાજ હું વજ્ર છું. છેલ્લાં બેત્રણ વર્ષ થયાં હું આનો વિચાર કરતી થઇ છું. હું જાણતી હતી કોઇ વખત આમ થશે અને જ્યારે તું પ્રવીણ થવાને માટે પ્રયત્ન કર, ત્યારે મારે તૈયાર થવું પડશે. ”

“ જો માણસ પ્રવીણ ન થાય, તો તેનું માણસ થવું શા કામનું? મને પ્રવીણ થવાને તું પસંદ કરતી નથી ? ”

"હું તે ચાહું છું; તેટલાજ માટે તું મને ગમે છે. જે હું ઇચ્છતી નથી, તે, તું મારી પાસે કરાવે છે."

"વારૂ, હું તને કહું છું, તું મને પરણ."

ભારદ્વાજ તે તું કરી શકે તેમ નથી; હું પણ તેમ કરી શકું તેમ નથી. ખરેખર હું અશક્ય છું."

ઉર્મીલાની આંખોમાં ફરી આંસુ આવતાં તેણીએ ખાળી રાખ્યાં. તેણીએ દીલગીરીથી કહ્યું "તે નકામું છે." મેં એ વાતનો હજાર વખત વિચાર કર્યો છે, જો બિચારો ગૌતમ વચમાં ન હોત, તોપણ, હું કોણ છું તે તું જાણતો નથી. તું મારા મા અને બાપ વિષે કાંઇ જાણતો નથી, જ્યારે તું મારા વિષે કાંઇ જાણતો નથી તો તું મને લોકોમાં કેવી રીતે ઓળખાવીશ ?"

"હું ઇચ્છું છું કે લોકોનો ભય તું ન રાખીશ, તેઓ સૌ સૌને રસ્તે ઠીક છે. છતાં હું લગનની બાબતમાં તેમની સલાહ લેવાની જરૂર જોતો નથી." ભારદ્વાજ બેરોનેટ ક્રોધમાં આવતો હતો. "અને મને પરવા નથી કે તારાં મા બાપ કોણ અને કેવાં હતાં."

"હા, હા, ભારદ્વાજ એ તારી દાનાઇ છે, પણ, તે વેહેવારમાં મુકાઇ શકાય તેમ નથી. તું તારા હૃદયમાં જાણે છે, કે, તેમાંથી બીજો રસ્તો નીકળે તેમ નથી, છતાં. તું મનાવે છે, કે તું મને સુખી કરી શકીશ. તું—" તેણીનો અવાજ બીજું કોઇ સાંભળે નહિ તેવો થયો—"તું જેલમાં ગએલા માણુસની છોકરીને પરણી શકે નહિ."

બેરોનેટ ભારદ્વાજ પાછો હઠવા મંડયો. "જેલ !" તેણે નિશ્વાસ નાખ્યો. તે ખરાબ છે, ઉર્મીલા ?"

ઉર્મીલાએ મૌન્ય નિસાસો નાખી ડોકું ધુણાવ્યું.

"અને તારી મા ?" તે યુવાન, ફિક્કા પડેલા હોઠે તેણીની નજદીક આવી ઉભો.

"તેણી મારા જન્મ પછી થોડા વર્ષે મરી ગઇ."

"તારા માટે ઇશ્વરનો આભાર માન. તેણી બહુ દુઃખી હોવી જોઇએ."

"મારા પિતા તેણીને ચાહતા હતા, ઉર્મીલાએ ધીરેથી કહ્યું તે આર્ય છતાં નબળા મનના માણુસ હતા; કેમકે તેમનાં માબાપ હિંદુ હતાં, તેણીના મરણ પછી કુસંગે ચઢી શરાબી કબાબી થઇ

ધાતકી થઇ ગયા હતા, તેમનું દેણું પૂરૂં કરવા મને એક ખાપ
શેઠાણીને ત્યાં મુકી હતી; તેણીએ મને ગુલામડી બનાવી. નરસીં
ભાઇની વહુએ મને અહીં આવવા દીધી કારણકે–" તેણી તરતજ અટકી.

" પણ. આ બાળક ઉર્મીલા ? એ બાળક ? તે તારો ભાઇ છે ? "

ઉર્મીલાએ ડોકું ધુણાવ્યું. " હું તેના વિષે કાંઇ કહી શકું તેમ નથી. " નરસીંહભાઇની વહુની તેણી તરફ ગેરવર્તણુક છતાં, તેણી વિશ્વાસઘાત કરી શકી નહીં.

" નરસીંહભાઇની વહુને હું ગમી નહીં, કેમકે મેં તેણીને તેણીની પૂર્વની દુઃખી જીંદગી યાદ કરાવી. પછી માતુશ્રીએ મને ખોળે લીધી અને જ્યાં સુધી તું પ્રવીણ થઇને આવ્યો અને તારા હૃદયમાં મને ધારણ કરી, " તેજ ભારદ્વાજ.

" તારા પિતા હજી જીવતા છે ? "

ઉર્મીલાએ સંશયાત્મક થઇ ડોકું ધુણાવ્યું. " હું ધારતી નથી. જો તે જીવતા હોત તો, જ્યારે મારૂં નામ છાપાંઓમાં આવવા લાગ્યું ત્યારે તેમણે મને કોઇ પણ રીતે ગોતી કાઢી હોત. "

એક ક્ષણ બેરોનેટ ભારદ્વાજ ખંચાઇને દુર ઉભો રહ્યો. " તું સમજે છે. " ઉર્મીલાએ કહ્યું, " તું મને પરણી શકે તેમ નથી. મારા પિતા જી' આઇ. પી. રેલવેના પ્રતીષ્ટીત ડૉક્ટર હતા, મારાં માતુશ્રી બાળ વિધવા ગુજરાતના એક પ્રતીષ્ટીત બ્રાહ્મણ આર્યસમાજીસ્ટનાં સદ્‌ગુણી પુત્રી હતાં. બ્રાહ્મણો એ વખતમાં અક્ષત યોની વિધવાને, ફરી પરણાવવી શાસ્ત્રોક્ત સમજતા નહોતા, જેથી એ પંજાબના ગૃહસ્થ સાથે, તેમણે તેમનું ઇન્ટર–પુનઃ મેરેજ કરાવી આપ્યું હતું. "

" તે બધું ઠીક થાત, જો—"

" જા, મારા પિતામાં કાંઇ કહેવા પણું ન હોત. " ઉર્મીલાએ ડોકું ધુણાવ્યું. " ભારદ્વાજ, તેમાંથી કાંઇ રસ્તો નીકળી શકે તેમ નથી, તારે મને છોડી દેવી જોઇએ. "

" હું તને છોડી દેવાનો નથી. કોઇ જાણતું નથી. "

" તું જાણે છે. અને હું જાણું છું. ના, ના, ભારદ્વાજ આપણે

છેવટના નમસ્તે કેહેવા જોઇએ." તેણીના હોઠ જરા ધ્રુજવા લાગ્યા "આપણે સ્વમવશ થયાં છીએ. અને તેટલું તે સ્વમ મેં દુર કર્યું છે. કેમકે, તે સુખી સ્વમ હતું. તું દોલતવાનનો પુત્ર છું. તારે દોલતનો કારભાર કરવો જોઇએ. આજકાલ માણસો પોતાની દોલત અને પદવીનાં હોય છે. તારાથી કાંઇ થઇ શકે તેમ નથી. કોઇ બીજો રસ્તો નથી. ઘણી વખત આ વાતનો વિચાર કરતાં રાતોની રાતો મેં નીદ્રા વિના ગુજારી છે. તારે દુનીયામાં ચાલ્યું જવું અને મને ભુલી જવું જોઇએ–બીચારી નિખાલસ ઉર્મીલાને ભુલી જવી જોઇએ."

"તને ભુલી જવી, ઉર્મીલા ? તું મને ઓળખતી નથી."

"અરે, હા, હું તને ઓળખું છું, ભારદ્વાજ તારે મારાથી બીલકુલ દુર રહેવું. તેજ માત્ર રસ્તો છે, જો તું નહીં રહો તો તે આપણ બન્નેને ઘાતકી નીવડશે, તારી પદવી છીનાવી લેવામાં આવશે, નાત, જાત, કુટુંબમાં હલકો પડીશ, અને હું દુ:ખના દરીયામાં ડુબીશ, અને તેમાંથી એકે આરો નહીં આવે."

ઉર્મીલા, હું સોગન ખાઉં છું કે. તે કશાની મને પરવા નથી. કંઇ રસ્તો નીકળશે. તારા સિવાય આ દુનીયામાં બીજું કાંઇ નથી."

"અરે હા, ભારદ્વાજ છે, તું અત્યારે એમ ધારે છે, પણ તું ચાલ્યો જઇશ, અને ઘણી કુમારીઓ જોઇશ અને કોઇ દીવસ તું પાછો આવીશ, અને મને કહીશ કે, હું સાચી હતી અને તું જુઠો."

"ઉર્મીલા, તેં કદી મને જુઠો જોયો ?"

ઉર્મીલા, તેણીની આંખો લુતાં નીરાશામાં હસી. "અરે, હા, ભારદ્વાજ ઘણી વખત; પણ તારે તારી ગરીબ વ્હાલી હડપચીમાં ભરોંસો હતો. કીવાં એવું કેહેવાની મારી હીમત કદી ચાલી નથી, એવા ભયથી કે તું બીજી બાબતોમાં નિષ્ફળ જાય. હવે ભારદ્વાજ, આ છેવટનું છે. તારે મારી નજદીક ન આવવું."

"ઉર્મીલા ?"

"હા, ભારદ્વાજ ?"

"તું જાણે છે હું–હું જુઠું બોલતો નથી–હું બહુ દીન નથી. લોકોને આજ્ઞા આપવાનું હું પસંદ કરૂં છું. જો હું તને મને પરણવાની આજ્ઞા કરૂં તો ઠીક થશે ?"

" ના, ભારદ્વાજ વ્હાલા બીલકુલ નહીં. જે હું કાંઇ કરી શકું." તેણીએ શ્વાસ જરા પકડી રાખ્યો, અને ઝાડની ડાળીએ અડકીને ઉભી—" જે હું કાંઇ કરી શકું, તે એ છે કે, હું બીજા કોઇને નહીં પરણીશ."

" અને હું કસમ ખાઉ છું." તે જુવાન પુરૂષે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું અને કહ્યું, " કે હું--

ઉર્મીલાએ તેને અટકાવ્યો. " ના, ભારદ્વાજ ના, તારે તેમ નહીં કરવું જોઇએ. તું તારો નથી. તુ-તું ખાનદાન કુટુંબનો છું. તારે પ્રતીજ્ઞા નહીં લેવી જોઇએ."

બેરોનેટ ભારદ્વાજે તેનો હાથ છાતી ઉપર રાખ્યો-તે, એ હાથ હતો કે, જે વર્ષો પેહેલાં છુરીથી કપાયો હતો. " ઉર્મીલા, હું મારા વ્હાલા પવિત્ર વેદોના કસમ ખાઉં છું કે, હું તારા વિના બીજી કોઈ કદી પરણીશ નહીં જો બસ, થયું, હવે બીજું કાંઇ કેહેવું કામનું નથી."

ઉર્મીલા ભયભીત થઇ. " અરે તું એક દીવસ કેવો દીલગીર થઇશ ? અલબત, હમણાં તો તે છોકરીઓમાંની કોઇને તું નહીં પરણીશ, એ જાણીને આશ્વાસન મળે છે; પણ આ કસમ ફોક કરાવવા તને તારી મા કોઇ પુરાણીક પંડીત પાસે લઇ જઇ પ્રાયશ્ચિત કરાવે, તો તને નથી લાગતું કે, તે અશક્ય છે ? તે કસમ ખાધા એના માટે હવે તું દીલગીર નથી ? " તું દીલગીર થઇશ, જો તું મને નહીં પરણે ?" ભારદ્વાજ બેરોનેટે ગર્જના કરી. " ઉર્મીલા આવા અઘોર નર્કમાં મને નાખવા તારી હિમત કેમ ચાલે ?" " અને ભારદ્વાજ જ્યારે મને તારા પ્રેમની જરૂર છે, તો તું દુષ્ટ ઘાતકી થવાની હિમત કેમ કરે ?"

" અરે, ઉર્મીલા; હું દીલગીર છું-દીલગીર. મેં આ ઇચ્છયું નથી. આપણી ભવિષ્યની જીંદગી કેવી ગુજારવી. તેના હું ઘણા પ્રકાર ગોઠવતો હતો. તારી ઇચ્છા હોય, ત્યારે તું ચીત્રકામ કરવાની હતી, અને દુનીયામાં તું મને પ્રખ્યાત બનાવવાની હતી; અને હું કોઇ મહારાજાનો પ્રધાન થઇ, મારી જીંદગીનું સાર્થક સમજ્યો હોત."

" તું પ્રધાન થા, એવી મારી ઇચ્છા નથી; તેતો માત્ર તને ખરાબ કરે." ભારદ્વાજ બેરોનેટે ગંભીરતાથી ઉર્મીલાને વચન આપ્યું

કે, તેણીની ઇચ્છા વિરૂદ્ધ પ્રધાનપદ હું સ્વીકારીશ નહીં. તેઓ તેમના દૃઢ ઠરાવનાં છતાં, એવી બાલ્યવયનાં દેખાતાં એવાં જુવાન, એવાં એક બીજામાં લપેટાઇ ગએલાં હતાં, એવાં મુર્છાવશ થઇ ગયાં હતાં, તેમની આશાઓ, ઇચ્છાઓ, વિચારોમાં એવાં એક થઇ ગયાં હતાં કે, તેમને જુદાં જુદાં પાડવાં, તે એક શરીરના બે ટુકડા કરવા બરાબર હતું. એક ક્ષણભર, ઉર્મીલા, ભારદ્વાજને વળગી પડી, તેણે તેણીની મધુર મિંચાએલી આંખોને ચુંબન લીધું પછી તેનાથી તેણીને જોરથી છોડાવી ત્વરાથી ચાલતો થઇ ગયો.

વીસેક વાર દુર નહીં ગયો, તે પેહેલાં પાછો આવ્યો. " ઉર્મીલા, ઉર્મીલા, તારે મને કાંઇ કેહેવું છે?—એવું કાંઇ જે આ સહન કરવાને શક્તી આપે, જ્યાં સુધી આપણે પરણીએ ? હું પ્રતીજ્ઞા લઉં છું, કે, કોઇ દીવસ હું તને પરણીશ. તુ મને પરણે, ત્યાં સુધી હું તને કંટાળો આપીશ. હું કસમ ખાઉં છું. હું જાઉં, તે પેહેલાં આશ્વાસન મળે એવું તું મને કાંઇ કહે. જો તું મને કાંઇ આશા નહીં આપે તો, આજે સાંજની ટ્રેનમાં હું લાહોર જઇશ, ત્યારે મારી મા બીજે દીવસેજ જમણવાર કરી પેલી છોકરીઓને જમવાં નોતરશે, તે વખતે હું ગાંડો થઇ જઇશ. "

ઝાડના થડપાસે બન્ને સામસામા હાથ જોડી ગુંટણભર થયાં. તેમની છાયા, જમીનમાં સમાઇ ગઇ ત્યાં સુધી તેઓ વાંકાં વળ્યાં.

હતી એ સાંજ સુંદર જ્યાં,
હતો વાયુ સુગંધી ત્યાં;
હતી સરીતા અને વૃક્ષ જ્યાં,
નમી યોગીની મધુરી ત્યાં.

સાંજની છાયાઓ પડવા લાગી. કાગડાઓ માળા તરફ વળવા લાગ્યા. વડવાગળો હવામાં ઉડવા લાગી. તે એટલો બધો દોલતમંદ છતાં ભારદ્વાજ બેરેનેટ એક સાધારણ ગામડીઓ, તેના અંતઃકરણની ઇચ્છાઓમાં નાસીપાસ થયેલો હોય તેમ, ભરપુર દીલગીરીમાં હતો. ઇશ્વર ધૈર્ય આપે તેટલા માટે બન્ને વાચારહિત શાંતિથી તેની પ્રાર્થના કરવા લાગ્યાં. ઉર્મીલા, કારણ કે હવે દીલગીરીએ તેણીને સ્ત્રી બનાવી હતી અને સ્ત્રી હમેશાં, આવા પ્રસંગે પુરૂષ કરતાં વધુ આત્મબળવાળી હોય છે, તેણીએ ભારદ્વાજ ! ભારદ્વાજ ! ગુંગળાતા અવાજે

કહી, દર્પણ સામું મુખ રાખી, પોતાના ચીતરેલા મુખની છબીપ્રસંગ આવે, ભારદ્વાજને આપવા પાસે રાખી હતી, તે તેના જોડેલા હાથમાં સેરવી દીધી અને તેની આંગળીમાંથી વીંટી કાઢી પોતાની આંગળીમાં પહેરી ચાલતી થઇ પણ ભારદ્વાજ તેના જોડેલા હાથમાં છબી સહીત સમાધીસ્થ હતો, ઉર્મીલાએ ગુંગળાઇને મરી જવાય તેવાં, તેણીના ગળામાં ડુસકાં સહીત ઘરતરફ મોં કર્યું, અને પાછું વાળી ન જોયું.

*    *    *    *    *

લાહોર આવી બીજે દીવસેજ બાનુ માયાદેવીએ ગોરણીઓ માની છે, એવા બાને કેટલાંક કુટુંબની વધુઓ અને છોકરીઓને જમવા ઇજન મોકલ્યાં. તેઓમાં પેલી પાંચ છોકરીઓ આવી હતી. બાનુ માયાદેવીએ પોતાના પુત્ર સાથે સૌને પિછાન કરાવ્યું. તેઓમાંની ઘણીઓ ભારદ્વાજના યુરોપ અને જાપાનના પ્રવાસની વાતો સાંભળી ચકીત થતી. ત્યાંની સ્ત્રીઓના બાંધા, રૂપ, ગુણ, પહેરવેશની વાતો સાંભળી, સૌ પોતપોતાના પહેરવેશને જોઈ શરમીંદી થવા લાગી. જે સ્ત્રીઓ સમાજીસ્ટ અને સમાજીક સંસ્કારની ન હતી, તેઓએ તો તેમના મુસલમાન બીબીઓના જેવો પોશાક અને ઝંડાના વેષ જેવું દેખાતું પેલું માથામાં પહેરવામાં આવતું દેવળના શીખર જેવું જણાતું 'રૂપાનું ઝવેર' એ બન્ને ત્યાગ કરવાની પ્રતીજ્ઞા કરી અને પેલી પાંચ કુમારીઓ કે જેઓએ થોડો થોડો વખત ગુરૂકુળમાં ગુજારેલો હતો જેઓએ પાદરીઓની હાઇસ્કુલોમાં અભ્યાસ કર્યો હતો, તેમણે તો જાપાનીઝ સ્ત્રીઓનો પોષાક પસંદ કર્યો. કેમકે ભારદ્વાજે જાપાનનાં વખાણ કરતાં ઝભા અને નીચેની ઇજારવડે સ્ત્રીઓનાં છાતી, પેટ વિગેરે અંગો ઢાંકવાની બહુ પ્રસંશા કરી હતી, કોઇએ પુછ્યું "માથું ઢાંકવા સાડી કેવી રીતે પહેરવી? માથું ઉઘાડું રાખવું તે અસભ્ય ન ગણાય?" ભારદ્વાજે પુછ્યું "તમારી દક્ષિણી બહેનો અસભ્ય છે?" જાપાનીઝ પોષાક વિષે વાત આવતાં પેલી પાંચે કુમારીઓ જેઓ ઉર્મીલા જાણતી હતી, તેઓએ મનમાં મોટો નિશ્વાસ મુક્યો. સઘળી વધુઓ અને કુમારીઓને માનપૂર્વક વિદાય કરી, માયાદેવીએ ભારદ્વાજ પાસે આવી, મિથ્યા પુછ્યું "આ પાંચ ઉર્મીલાઓમાંથી તને કઇ પસંદ છે?" ભારદ્વાજ બોલ્યો "હું કોઇ પસંદ કરતો નથી. હું જંગલમાં જાઉં છું." બાનુ માયા–દેવીને આક્રંદ કરતી છોડી ભારદ્વાજ અદૃષ્ય થઇ ગયો.

ઉર્મીલા, રાત્રીએ તેણીની નાની રૂમ કે જે આશ્રમસ્થાન હતું, તેમાં એકાંત દીલગીરીમાં બેઠી હતી. તેણીએ દુરથી ઘોડાના ડાબડાનો અવાજ સાંભળ્યો, તે અવાજ નજદીક આવ્યો કે તુરતજ સંભળાતો બંધ થયો; પણુ ઉર્મીલા જ્યારે ડુસકાં ભરતી ઉંઘી જવાની હતી, ત્યારે તેણીની રૂમની બારીના કાચ ઉપર ઝીણી કાંકરીઓનો થોડો વરસાદ સંભળાયો. તેણીએ ધીરેથી બારી ઉઘાડી અને અંધારામાં ડોકીયું કર્યું.

દુ:ખી કાલાવાલાનો અવાજ છાયામાંથી આવ્યો. "ઉર્મીલા! મારી જાન! મારી પ્રીય પ્રાણુ!"

ઉર્મીલાએ આરસ જેવો સફેદ હાથ નીચો લંબાવી બારીની લગોલગ ઘટાદાર અસંખ્ય ફુલોવાળા ગુલાબના ઝાડની એક ડાળી-માંથી મુઠીભર ફુલો ચુંટી અને તેણીના હોઠે દબાવ્યાં. "જો જો, ભારદ્વાજ તેમણે મારા હોઠમાંથી લોહી કાઢયું; મારા હૃદયમાંથી પણુ લોહી વહે છે. તેમને લઇ લે! પણુ તારે કદી કદી ફરીને નહીં આવવું."

"ઉર્મીલા! તું મારા હૃદયને ઘાયલ કરે છે."

"મારૂં–પણુ–ઘાયલ–થએલું છે."

"ના, ના! ભારદ્વાજ બારીના સળીયા ઝાલી ટીંગાયો. તેણી તેના ગળામાં હાથ નાંખી તેના તરફ નીચી વળી દીલગીરી અને વેદ-નાની એક છેલી લાગણીમાં તેણે તેણીને ચુંબન લીધું. તેણે તેણીના હૃદયના ધબકારા સાંભળ્યા. તેના કોટી કરતા હાથના દબાણુના મધુર દર્દથી તેણી રોઇ પડી. તેણીનાં અશ્રુની ધારા થવા લાગી. ટપકતાં અશ્રુઓ તેણીના ગળા ઉપર પડી પ્રકાશવા લાગ્યાં. ફરીને તેણે તેણીના અશ્રુવાળા ગાલ ઉપર ચુંબન લીધું. તે વેળાએ સમજાય નહીં તેવા અવાજમાં સંબંધરહિત વિલાપ છચોક વિરોધ, કાલાવાલા, અને ચિત્તવેધક પ્રાર્થનાનો ગણુગણુતો અવાજ સંભળાતો હતો; પણુ સઘળું નિરર્થક.

નમ્રતાથી, ઘણી નાજુકાઇથી, તેણીનાં શુદ્ધ ચક્ષુની નાશ ન પામે તેવી વ્યાકુળતા, તેનામાંથી પાછી ખેંચી લીધી; આસ્તેથી ઘણું આસ્તે-થી તેણીએ તેના મજબુત હાથ છોડાવ્યા; નાજુકાઇથી ઘણી નાજુ-

કાંડાથી, તેણીએ તેના ઉઝરડાએલા, લોહી નીકળતા હાથોને ચુંબન લીધું. "જો ?" તેણીએ કહ્યું " મારા હૃદય તરફનો રસ્તો કંટકમય છે. તારા અને મારા લોહીથી ગુલાબ પણ લોહી વાળો થયો છે."

" તારા અને મારા, ઉર્મીલા ! તારા અને મારા કોઇ દીવસ હું તારી પાસે ફરીને આવીશ, હું સોગન લઉ છું."

" વ્હાલા, પ્રાણુ તારે નહીં આવવું. તારે કદી કદી ફરી નહીં આવવું. નમસ્તે ! નમસ્તે !

" હું આવીશ. હું પ્રતીજ્ઞા લઉં છું. હું ફરીને આવીસ. વ્હાલી પ્રાણુ નમસ્તે ! નમસ્તે !

તેમના હોઠ ડુસકાં ભરવા લાગ્યા અને સાથે નાડીના ધબકારા થવા લાગ્યા. તેણીએ તેને આસ્તેથી નીચો ઉતાર્યો અને જોરથી બારી બંધ કરી.

ઘુંટણુ સુધીના તેણીના લાંબા વાળ ઝભાનો અર્થ સારતા હતા. ઉર્મીલા તેનાં મંદ—ગતીમાન ભારે પગલાં સાંભળતી હતી: " નમસ્તે ! " તેણી વિલાપ કરતાં બોલી " નમસ્તે ! "

તેના પગનો અવાજ ધીરે ધીરે ઓછો થઇ શાંત પડયો. બાગના આમ્રવૃક્ષ ઉપર ઘુવડનો ઘુઉ—કારો સાંભળ્યો. ચુપ અને શાંત ગ્રીષ્મ ઋતુની રાત્રી થઇ.



# પ્રકરણ ૧૩ મું.

## દસ વરસ પછી.

ઉર્મીલા ત્રીસ વરસની જવા જતી હતી. છતાં વીસ વર્ષે હતી તે કરતાં વધુ સ્વરૂપવાન હતી. દુઃખથી તેણીની આંખોની સુંદરતા અને પ્રકાશ ઝાંખાં થયાં નહોતાં; તેણીના ઉદાર હૃદયને કીર્તીએ નિ- રાશાજનક કર્યું નહોતું; સમયથી તેણીના નેણ ઉપર કરચલીઓ પડી નહોતી. અથવા તેણીના ગાલ નિસ્તેજ થયા નહોતા. સઘળા હેતુઓ અને અભિલાષાઓમાં ઉર્મીલા વીસ વર્ષની હતી. તેણીમાં એવી એક સ્ત્રીનું ગૌરવ હતું કે, જેણીએ પ્રાપ્ત ન થઈ શકે તેવી વસ્તુ માટે દુઃખ ભોગવ્યું હોય, અને તેને પ્રાપ્ત કરવા લાંબા વખત થયાં મથેલી હોય. 'પ્રાપ્ત ન થઇ સકે તે વસ્તુ' કે જેના માટે ઘણી સુધરેલ આર્ય કુમારિકાઓ જ્યારે ફરજ આવી પડે ત્યારે જેનો સ્વીકાર કરે છે. અગર માબાપના દબાણથી તેમની દોરવી દોરાય છે. એટલે ઉમ્મર લા- યક થયે પરણવું એ ફરજ સમજી પરણે છે, એવી જીવન સાફલ્યતાના આનંદની ખુશાલીના પ્રસંગો ઘણી વખત તેણીને મળી ચુકયા હતા; પણ તેણીએ દ્રઢતાથી તેમનો અસ્વિકાર કરેલો હતો. અને પુરૂષો કે જેમને તેણીએ પરણવાને ના પાડેલી તેઓએ તેણીને પ્રેમથી ચાહવું જારી રાખ્યું હતું, જો કે લાયક ઉમર થયે તેઓ બીજી કુમારીકાઓને પરણ્યા હતા.

હમેશાંના કરતાં વધુ દ્વેશથી, કલ્યાણી દેવીને મીસ ધનપતરાયે કહ્યું. "કુમારી ઉર્મીલાના હાથ નીચે ખાવીંદ થવાની કેળવણી લેવા પુરૂષે જવું, એ દેખીતી રીતે વ્યાજબી છે. અને સ્ત્રીઓ તે વાત માની પણ લે છે. બધી બાબતોની માફક સ્ત્રીઓ તે વાત પણ માની લે છે, અને ઉર્મીલાના વિદ્યાર્થીઓને આતુરતાથી પરણે છે.

મીસ ધનપતરાય! કલ્યાણીદેવીએ હાસ્યયુક્ત ગાંભીર્યમાં કહ્યું. "એની આપણે શું? સૌ સૌની મરજી. આપણે કોઇની ફિકર શા માટે કરવી પડે? વિરોધીઓ તો કહે છે કે ઉર્મીલા નિયોગ જેવું

કેમ કાંઇ કરતી નથી ? પણ આદર્શ લગ્ન શું છે, એ તેઓ બિચારાં શું જાણે. આપણે તો એ બ્રહ્મચારીણી, યોગીની, પંડીતો પાસેથી ઘણું શીખવાનું છે. આપણે કયાં અને એ કયાં ?"

"ભારદ્વાજ કેવો મુર્ખ છે. જે તેણીને પરણતો નથી; ચાહે તો તેને જોઇએ. તે માણસો પાસે તે કરાવી શકે છે. તે તેની જીંદગી વ્યર્થ ગુમાવે છે, અને તેણી તેણીની જીંદગી વ્યર્થ ગુમાવે છે–હજારો એકર પથરાઇ રહે તેટલા કાગળો ચીતરવામાં બગાડયા હશે. તેમાંથી દોલતમંદજ થએ જવું, તે ખરેખરૂં જીવન નથી; યાત્રામાં પૈસા ખર્ચી, ઘર શણુગારવાની જેની ફેશન થએલી છે, તે લોકોના ખર્ચે ચીત્ર ચીતરવામાં તેણીને ગમત પડે છે, અને બેરોનેટ એક પ્રતિષ્ટીત અને દોલતમંદ કુટુંબનો છતાં ગૃહસ્થાશ્રમ વિનાનો, સાંભળ્યું છે, અમેરિકામાં છે. પેપરોમાં, તેની હૈયાતી અને પ્રખ્યાતિવિષે તેના ફોટોગ્રાફો સહીત હેવાલ આવેલો હતો, તે ચહેરો અને ઉર્મીલાનો ચહેરો જોતાં, એઓ બન્ને સુખી હોય તેમ જણાતું નથી. કદાચ, આખરે, સુખીમાં સુખી એ સ્ત્રી કે જેણી જેના ઉપર પ્રેમ હોય તે પુરૂષને પરણે નહીં; પછી તે પુરૂષ ઉપર પ્રેમ રાખવો જારી રાખે. સુખ માટેની શોધ, હમેશાં તેની પ્રાપ્તી કરતાં બહુ આનંદદાયક હોય છે અને સાથે વસવું તે જુદાં પડવાનો ટુંકો રસ્તો છે, પણ જ્યારે, ભારદ્વાજ અમેરિકાથી પાછો આવશે ત્યારે વેદીક ધર્મી પ્રજાના આગેવાન આચાર્ય તરીકે ચુંટાવા માટે પરણવું જોઇશે. હવે સન્યાસીઓ કરતાં, ગૃહસ્થાશ્રમીઓના ઉપદેશને પ્રજા વધુ માન્ય રાખે છે; આદર્શની ખાતર ન પરણવું તે વિચીત્ર છે; નહીં પરણવાથી પ્રજામાં સારી છાપ પડતી નથી. બુદ્ધીવાન માણસો એવું કરતા નથી. તેઓ બુદ્ધીની ખાતર તેમની કલ્પનાનો ભોગ આપે છે–અને પરણે છે. હું વિચાર કરવાને દોરાઇ જઉં છું કે, દ્રઢતા એ એક જુની ઢબનો સદગુણુ છે, જે આજકાલ ચોખ્ખો દુર્ગુણ ઠરે છે."

પણ ઉર્મીલા, જે પુરૂષને ચાહતી હતી, તેના પ્રેમમાં દ્રઢ થવાને અને યાત્રીપથપર ચાલવાને ટેવાએલી હતી. કીર્તીથી તેણી હુંપદમાં આવી ગએલી નહોતી, દોલતથી તેણી બગડી ગએલી નહોતી; અને ગૌત્તમ લગભગ વીસ વરસનો થવા આવ્યો હતો. રૂષીરાજ અને રૂષીપત્નીના ગુજરી જવાથી ત્રણ વર્ષ પેહેલાં છોકરા છોકરીઓ તેમનાં

માબાપને સોંપી દેવામાં આવેલાં હતાં, જે વખતે ગૌત્તમનો અભ્યાસ ઇંગ્લીશમાં મેટ્રીક જેટલો થઇ ગયો હતો. ગૌત્તમ, ન્યાયશાસ્ત્રમાં સારો જણાયાથી, તેની ઇચ્છાનુસાર બારીસ્ટરનો અભ્યાસ કરવા ઇંગ્લાંડ મોકલ્યો હતો. ગૌતમની પરીક્ષા એકાદ માસમાં થવાની હતી, જેથી તેણી પોતાની જીંદગી ફરીને બનાવવાને છુટી થઇ શકે તેમ હતું. જ્યારે તેણીએ એક વખત તેણીને ભુલી જવાનો વિનંતી પત્ર ભારદ્વાજને લખ્યો ત્યારે તેણીનું શાંત આત્મર્પણ ચંચળતામાં બદલાઇ ગયું હતું; કારણ તેણી તે જાણતી હતી કે તે પ્રત્યુત્તરમાં લખત કે, તેના જીવનમાંથી તેણીને જપ્તી કરવી તે જ્યારે તેણી જોડાએલી હતી તે વખતની મધુરતા કરતાં વધુ કડવું થઇ પડે, તેણી પરણવાને તૈયાર થાય કે, તરતજ તે પરણે; અને જોકે, તે ભીષ્મપિતામહની ઉમરે પહોંચ્યો હતો, તોપણ તે બીજી કોઇને તો, નજ પરણે જે ઉપરથી પ્રેમની મુર્તી ઉર્મીલા મનમાં મલકાતી, તે પત્રીકાને ચુંબન કરતી, અને જ્યારે તેણી સુવાની થતી, તે વખતે તે વાંચતી, એટલા માટે કે, તેની મુર્તીમાં ધ્યાનાવસ્થ થતાં સુખી નીંદ્રા આવે, તેની મુર્તીએ તેણીના હૃદયમાં એવો વાસો કરેલો હતો કે, એટલી બધી દુરની વાટ તેણીને કાંઇ હિસાબમાં નહોતી. કોઇ વખત સ્વપ્નમાં તેની પાસે જતી. વિયોગનું દુઃખ જતું રેહેતું હતું તે તેણીને હાથમાં પકડતો અને છાતી સાથે દબાવતો. તેણી તેણીના ગાલ તેના હોઠ તરફ ધરતી; તે તેના તેણીને ધરતો. તેમના પેહેલવહેલા ચુંબનનો ઝણઝણાટ તેણીમાં પાછો દાખલ થયો. તેણીના હોઠ તેના હોઠને અડતા. તેઓ પાછાં જુવાન થયાં, પેહેલ વેહેલાં મળ્યાં, પેહેલવેહેલું ચુંબન લીધું; તેમનો પ્રેમ ફરી જાગ્રત થયો, ઉર્મીલાએ કાગળ લખ્યો “વ્હાલા, જો તુ જાણે કે તારો પત્ર મને કેટલો વ્હાલો થઇ પડયો છે. હું તે સુતી વખતે વાંચું છું, અને તારાજ વિચારમાં ઉંઘી જાઉં છું. એટલુંજ નહીં, પણ હું તેને મારા ગાલ અને હોઠ ઉપર દાબી રાખું છું. તારી છબી મારી પથારી પાસેના ટેબલ ઉપર છે, અને તેં મારૂં મન ચોરી લીધું છે. હું તને મારી બીજી છબી મોકલું છું. તે છબી તારી પાસે છે તે કરતાં વધુ મધુર છે, જો તેમ ન હોય, તો તે હું તને મોકલું નહીં. આ હું એટલા માટે મોકલું છું કે હું સત્ય કહું તેની તને પતીજ આવે અને હું કેવી છું તે તું બરાબર જોઇ શકે. જ્યારે

હું કામ કરૂં છું, ત્યારે મનમાં તારા વિચાર આવ્યાં કરે છે. અને તેમ થતાં દીવસે તો મને આનંદ આવે છે, પણ રાત્રે જ્યારે હું જાગું છું, અને તું મારા મનમાં ધુસે છે ત્યારે મને ઉંઘ આવતી નથી. તારા કાગળો મને એટલા બધા વ્હાલા લાગે છે કે હવે ચીત્ર કામ જો કે મારો ધંધો છે, છતાં તેનો હિસાબ હું ગણુતી નથી. અલબત બીજા પુરૂષો માગાં નાખે છે. તેઓ આવે અને જાય છે અને હું તેમના માટે દીલગીર છું. હું સાંભળું છું કે તેઓ બીજી સ્ત્રીઓને માટે સારા ખાવીંદ નીવડયા છે. જ્યારે હું તારા ગળામાં હાથ રાખી, તારા હોઠ ઉપર ગાલ રાખી, કહું કે હું તેમનાથી બે-દરકાર છું તો ઓ ! વ્હાલા, તું માનીશ ! આ જગતમાં માત્ર તુંજ મારો પુરૂષ છે કે જેને હું હમેશાં ચાહતી આવી છું. તનેજ હું જોવા માગું છું. ગઇ કાલે સમાજમાં ગઇ હતી અને ઇશ્વરની પ્રાર્થના કરી હતી કે ગૌત્તમ બારીસ્ટરની પરિક્ષામાં પાસ થાય અને જલદી તેનું કરીને બેસે. થોડા વખતમાં ગૌત્તમ એકલો રેહેવાને તદન લાયક થશે; અને પછી મારે મારી સંભાળજ રાખવાની છે. મારી ફરજ પુરી થશે. હવેની જીંદગી તે આપણી થશે ? કદાચ ! કોણ જાણે છે !

"કોઇ વખત શું કરવું તે મને સુઝતું નથી. તારી ઇચ્છાઓ હું પરિપૂર્ણ કરી શકું, તારી લાયક વધુ થાઉં તેના માટે હું પ્રાર્થના કરૂંછું. પછી જેટલી અડચણો છે તેટલી સઘળી દુર થાય તેના માટે હું બીજી પ્રાર્થના કરૂંછું; અને આખરે તે પ્રભુની પાસે પ્રાર્થના કરૂં છું કે, તું મને અત્યાર સુધી ચાહતો આવ્યો છું, તેનાથી પણ તું મને વધુ ચાહે, હું જાણુંછું કે, આ પ્રાર્થના એક પક્ષી છે, પણ 'બુદ્ધી અને પ્રેમને જરા દોસ્તી છે.'

હું હવે પ્રોઢા છું. જ્યારે તેં મારા ઉપર પેહેલવહેલો પ્રેમ કર્યો તે વખતે હું તરૂણ બાળા હતી, તેવુંને તેવું હમેશાં રૂપ રહેતું નથી. કદાચ તું અત્રે આવીશ ત્યારે, મારા સામું જોતાં આંખો વીંચી જઇશ, અને હું ! હું મરવું ભલું ઇચ્છીશ. પણ તને યાદ હશે કે આ ઉમરનાં આપણાં બાળકો બુદ્ધિવાન અને ગંભીર થશે, જો કે ઝાઝાં છોકરાં નહીં થાય, અને તે દૃષ્ટાંત કુકડીની માફક ઈંડાં મુકતી મારી બેનોને, દેશના હિતની ખાતર ઠીક નીવડશે. દરમીયાનમાં તારા જીવનમાં, હું તને કાંઈ મદદ કરી શકું, તને કોઇ મહાન કામ કર-

વાની પ્રેરણા કરૂં તો હું-હું મને સુખી સમજીશ. હું તને મહાન લોકોપયોગી કામો કરતો જોવા ઇચ્છું છું. મહાન પુરૂષ થઇ, એ કીર્તીમાં તું ઘણું જીવ, અને જે આનંદ, જે સુખ મળે તેમાં આપણે ભાગીદાર થઇશું.

ઉર્મીલાએ પોતાની ઇચ્છાથી ભરપુર પત્ર વાંચ્યો, અને હમેશાંના રીવાજ પ્રમાણે પેટીમાં મુકી તાળું વાસ્યું. ભારદ્વાજ પત્ર લખતો, પણ તેને તેણી જવાબ નહોતી આપતી, પણ લખેલા જવાબો પેટીમાં સાચવી રાખતી, ભારદ્વાજના કાગળો આવતા, કે જાણે, તે તેણીના મનના વિચારો જાણતો હોય, ૠષીરાજ અને ૠષીપત્ની હવે ગુજરી ગયાં હતાં. તેણી લાહોરમાં રહેતી હતી. નરસીંહભાઇની વહુ છાતીના ભારે દર્દથી દુઃખી, પથારીમાં જીવન ગાળતી હતી. ગૌત્તમ બારીસ્ટર થઇ દક્ષિણ આફ્રિકામાં ગએલો હતો, કેમકે નવો બારીસ્ટર દેશમાં ખાધા ખર્ચ પણ ન કાઢી શકે, એવું તે સારી પેઠે જાણતો હતો ત્યાં તે બહુ સારૂં કમાતો હતો. ત્યાંના ગોરા તેને 'જયુ' તરીકે ઓળખતા હતા, તેનો રંગ ગૌર હતો. નવસારી તરફના વોરા અને કણબીઓ બીચારા અભણ હોઇ તેની સલાહ લેવાને બહુ આવતા જતા હતા. તેઓ પૈસાદાર હોઇ ગૌતમનું ખીસ્સું તર થતું હતું. પણ આ લોકો આદતે બહુ મેલા અને થોડા કેળવાએલા હોઇ તેમની સાથેનો પરીચય ગૌત્તમને રૂચ્યો, આવા લોકોના બહુ પરીચયથી, ગૌત્તમ તેમની ખાનગી જીંદગીમાં પણ ભાગ લેવા મંડયો; આ બધું હિંદીઓ સાથે વેપારી હરીફાઇમાં નહીં ટકી શકનાર ગોરાઓના ધ્યાનમાં આવતાં, તેમણે ગૌતમ એસીયાટીક છે એવું જાણ્યું, જેથી તેને દેશમાં આવવાની ફરજ પડી હતી. ત્યાંના કેટલાક પારસીઓની માફક દેશીઓ સાથે ભેળાએલો ન હોત, તો, ત્યાંથી નીકળવું પડયું નહત. તે પ્રમાણીક હતો. તે સ્વદેશ પ્રેમી હતો. દેશીઓના ઉપર અન્યાય થતાં તેનું લોહી તપી આવતું. ગોરાઓ આ તેની વર્તણુકથી અજાએબ પામતા, અને તેના ઉપર બારીક તપાસ રાખતા. મુંબઇ આવ્યાં ૭ માસ થયા હતા. દક્ષિણ આફ્રિકાની પ્રેકટીસથી અત્રે તે સારૂં કામ કરવા લાગ્યો, અને તેણે લખ્યું હતું કે, તે ૠષીપુર તરફ ભારે અગત્યના કામ માટે આવવાનો છે. ત્યાંથી તે લાહોર બેચાર કલાકને માટેજ તેણીને મળવા આવવાનો હતો. કેમકે, પ્રયાગ-અલહાબાદની હાઇ કોર્ટમાં એક ભારે

કેસ ચાલવાનો હતો. જો તે કેસ તે જીતે તો, તેની આબરૂ વધે તેમ હતું. ઘણી જગાએથી તેની માગણી આવતી હતી, જેથી તેને બહુ કેસો મળવાનો સંભવ હતો. પણ એ કોર્ટ કેસ કરતાં ઘણી અગત્યની બાબત તો એ હતી કે, જે તેણીને પુછ્યા વિના કે, કહ્યા વિના ચાલેજ નહીં.

જ્યારે ઉર્મીલાએ કાગળનો એ ફકરો વાંચ્યો ત્યારે, તેણી ગુંચવાડામાં પડી. "તે તો નજ હોય. તે તો નજ હોઇ શકે. હું એમ કદી ધારતી નથી. હું તેને શું કહું ? શું હું તેને પાર્વતી જીવતાં કહી શકું ?"

ગભરાટમાં તેણી ઘરમાં આંટા મારવા લાગી અને પાર્વતી જીવતાં તે કોણ છે, તે નહીં કહેવાનો ઠરાવ કર્યો.

બેરોનેટ અમેરિકામાંથી હમણાંજ પાછો આવેલો હતો, અને ઉર્મીલા તેને ફરીને જોઇને, ગાંડીઘેલી થઇ ગયેલી હતી. જ્યારે તેઓ મળ્યાં ત્યારે, તે અમેરિકામાં કેહેવાતો "પૂર્વનો મહાત્મા" નહોતો, પણ પેહેલાંની માફક "ભારદ્વાજ બેરોનેટ" હતો. બોમ્બેનો કીનારો આવતાં સ્ટીમરમાંજ વધારેલા પંચકેશ અને ભગવાં ઉતારી નાખેલાં હતાં. તે અમેરિકામાં રહ્યો એ દરમીયાન, તેણે વેદીક ધર્મનો પ્રચાર બહુ સારો કરેલો હતો. હજારો નરનારીઓને માંસ ભક્ષણ કરતાં અને દારૂ પીતાં છોડાવેલાં હતાં. હજારો લગ્ન નહીં કરનરીઓને આર્ય ગૃહીણીઓનાં આદર્શનો ઉપદેશ આપી ગૃહસ્થાશ્રમમાં પ્રેરાવેલી હતી. અમેરિકામાં જતા પહેલાં તે હિમાલયમાં ગયો હતો. અને યોગમાં નીપૂણ થઇ, ગુરૂની આજ્ઞાથી યોગનાં અધીકારી અમેરિકાનાં મનુષ્યોને ઉપદેશ કરવા ખાતર ગએલો હતો. ઇલેક્ટ્રીશીયનો અને સાયંટીસ્ટોને તેણે સમજાવ્યું કે, ઇશ્વર અને આત્મા શું છે, અને યોગથી શું સાધ્ય થઇ શકે છે. એક ઇંચ ઓરસ ચોરસ પ્લેટીનમ ધાતુના ડચકા ઉપર યોગવડે આકર્ષણશક્તીનો પ્રયોગ કરી, સો હોર્સ પાવરની એક ફેક્ટરીના ખાસ બનાવેલા ફ્લાઇવ્હીલ સામું ગોઠવી મુકયું. વરાળ કે વીજળી બળ સિવાય એ ડચકાના આકર્ષણથી ફેક્ટરી ધમધોકાર ચાલવા લાગી. હજારો લોકોની અજાએબીમા તે ડચકામાંથી શકતી પાછી ખેંચી લીધી. ફેક્ટરી બંધ થઇ, તે વખતથી લોકો તેમનો ઉપદેશ ગ્રહણ કરવા

લાગ્યાં તેમને સમજાવ્યું, કે 'યોગવિદ્યાનો દુરૂપયોગ ન થાય તેટલા માટે અન-અધિકારીઓને નહિ શીખવવામાં જનસમાજનું હીત રહેલું છે.' અમેરિકાના લોકો ત્યારપછી અદ્રશ્ય થએલા એ મહાત્માને ફરી જોવા ઇચ્છતા હતા, તેમના કેટલાક શીષ્યો ધ્યાનાવસ્થ થઇ, દુનીયામાં દ્રષ્ટી કરી તેમના ગુરૂને ગોતતા પણ એ સમાજીસ્ટ મહાત્માને, થીઓસોફીના વ્હેમી મહાત્માઓ ઇર્ષાથી, નહિ દેખાવા દેતાં, તેમની દ્રષ્ટી સમીપ ભાગવતના કૃષ્ણ મહાત્માને આગળ ધરતા. જેથી શીષ્યો નિરાશ થઇ વ્હેમાઇ જતા. ભારદ્વાજને વિશેષ કાંઇ કરવાની ગુરૂની આજ્ઞા નહોતી. તેનું લક્ષ દેશના લોકોમાં ધાર્મીક, નૈતીક અને કળા કૌશલ્યના ઉચ્ચ જ્ઞાનનાં તત્વો દાખલ કરવા તરફ દોરાએલું હતું. હોમરૂલ અગર રાજ્ય વ્યવસ્થામાં વધુ દેશી તત્વો દાખલ કરવાની કાયદેસર હીલચાલ કરવાના પ્રયત્નો લોકોમાં લાયકાત આવતાં સુધી માંડી વાળ્યા હતા. મ્યુનીસીપાલીટીઓ, બેંકો, કંપનીઓ અને ઓફીસરોની પદવી ભોગવતા દેશીઓમાંથી તેને પુર્ણ અનુભવ થયો હતો. એટલુંજ નહિ પણ દેશીઓ, એક દેશી કરતાં એક અંગ્રેજથી વધુ સારી રીતે ગવર્ન થઇ શકે છે, તે બહુ સારી રીતે જાણતો હતો. દેશીઓ આજ સ્વતંત્ર થાય, બ્રીટીશ ઝોંસરી તેમના કાંધ ઉપરથી આજ નીકળી જાય, તો તેઓ કાલે શું કરે તે, ભારદ્વાજ ભારે ગોર કર્યા પછી સમજી શક્યો હતો. એક રેલવેના સ્ટેશન ઉપર દેશી સ્ટેશન માસ્તર હતો, તેની નીચે દેશી કારકુનો હતા. હમેશાં તેના સ્ટેશનેથી ગાડીઓ મોડી રવાનાં થતી, પત્રકો વીગેરે ટાઇમસર રવાનાં થઇ શકતાં નહોતાં. દેશી વેપારીઓ તેમના ફાયદા માટે રૂશ્વત આપી કામ કરાવી લેવા તેને લલચાવતા. એ ભલો પ્રમાણીક અને મહેનતુ સ્ટેશનમાસ્તર તે રૂશ્વત સ્વીકારતો નહિ જેથી વેપારીઓમાં તે અપ્રીય થઇ પડયો. રાત દીવસ મહેનત કરી કલાર્કનું કામ કરતો, તે સ્ટેશન માસ્તર માટે, તેના દેશી કારકુનોને લાગણી યા માન નહોતું, બલકે તેઓ તેની સાથે તોછડાઇ વાપરતા અને તેના કબામાં નહોતા. આવા ગોટાળાથી તે સ્ટેશન માસ્તરની જગાએ એક અંગ્રેજને મુકવામાં આવ્યો. ટ્રેનો ટાઇમસર જવા લાગી, કોઇ લખવાનું કે હિસાબીકામ, પત્રકો વિગેરે નિયમીત રવાના થવા લાગ્યાં. અને તે અંગ્રેજ સ્ટેશન માસ્તર પાટલુનમાં હાથ ઘાલી, મોંમાં સીગાર રાખી સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર શાંતીથી રૂઆબમાં ફરી શકતો

હતો. કારકુનો તેમનું કામ છોડી આડાઅવળા ફરવાની હીંમત કરી શકતા નહોતા. તેના તેજ કારકુનો હતા, પણ, તેઓ એ અંગ્રેજ સ્ટેશન માસ્તરથી ડરતા હતા જેથી નીયમીત કામ કરી આપતા હતા. તાત્પર્ય પ્રમાદ એ આપણા દેશીઓની ખાસીઅત છે. તેઓ તેમની ફરજ છે, માટે તે કરવું જોઇએ તે સમજતા નથી. આવી પ્રકૃતી ભારદ્વાજ બહુ સારી રીતે જાણતો હતો.

તેના આ વિચારો જાણી, તેણીમાં અભિમાનની સાથે ભયની લાગણીઓની અસર થઇ. સમાજના પ્રતીષ્ઠીત પુરૂષો અને ઉપદેશકોની હીંદુઓ શું દશા કરે છે, તે તેણી સમજતી હતી. આ વિચાર આવતાં તેણીએ નિસાસો નાખ્યો પ્રજા–હીત–સેવકોને પોતાને સુખ અને મજા ભોગવવાને સમય હોતો નથી. આર્યન પબ્લીકમાં તે તેની દ્રઢતા માટે, તેની હઠપચીથી ઓળખાતો હતો; ખાનગી જીંદગીમાં તેણી તેણીને છોડી દેવાનું કહે તે સિવાય, ઉર્મીલા કહે, તે કરવાને તે તૈયાર હતો. અને આર્યનપબ્લીકમાં જે માન મરતબો તે ધરાવતો હતો તેનાથી તેણી ખુશી થતી હતી, છતાં વૈદિક સિદ્ધાંતોનો પ્રચાર કરવામાં, ડિપ્રેસ્ડ ક્લાસીસની ઉન્નતીમાં વટલી ગએલાને પાછા હીંદુ બનાવવામાં, સહોદર હીંદુ, ખ્રીસ્તી, મુસલમાન ભાઇઓના વિરોધનો ભોગ તે થઇ પડે તેનાથી તેણી ડરતી હતી. કોર્ટમાં કેસ જાય તો, ઇંગ્રેજી રાજ્યના ન્યાય ઉપર તેણીને પુર્ણ વિશ્વાસ હતો. પણ 'તે રાજદ્રોહી છે' એવું કેટલાક રાજદ્રોહ કોને કહેવો તે નહિ સમજનાર પોલીસ અને હીંદની ઉન્નતીના વિરોધી એંગ્લો ઇન્ડીયનો કહે તો અદાલત અને પેપરોમાં કે શ્રી રામ રીવોલ્યુશનીસ્ટ જેવા નોવેલોમાં તે ફજેત થાય, લૉર્ડ કર્ઝન કે ફ્રેઝર જેવા રાજદ્વારીઓની આંખે ચડે જેથી તેમના ગૃહ સંસાર ઉપર તેની અસર કેવી પડે તેનો તેણી વિચાર કરતી હતી. તેણી પણ દોલતવાન હતી, આબરૂદાર હતી, પરગજુ હતી, લગ્ન કરવા નહિ ઇચ્છનારી હજારો વિધવાઓને પ્રમાણિક પણે ગુજરાન ચલાવતી તેણીએ કરી હતી અને એ દોલતની શું વ્યવસ્થા કરવી તેના વિચારમાં તેણી હતી. તેણી જાણતી હતી કે, લક્ષ્મી ચંચળ છે. અને હવે ગૌત્તમ, જેના માટે આટલો બધો ભોગ આપ્યો હતો, પ્રેમનો ત્યાગ કર્યો હતો, એકાંત જીવન ગળવું પડ્યું હતું, તે અનુમાન ન થઇ શકે અગર ગુંચવાડામાં નાખે, એવી વાત પુછવા આવતો હતો.

માશીબા પાસે જવાનો તમે વિચાર કર્યો હતો. પંજાબ મેલ પકડવાનો તમને વખત છે. જો પેલા બેરોનેટના ગુરૂભાઇ રમણુભાઇ તમારા હાથમાં ધોષનો કેસ આપે તો આખી જીંદગીનું સારૂં વળી જાય."

"આવી તક મારા પોતા માટે હું નહીં જાવા દઉં." ગૌત્તમ બોલ્યો, તેની મુંઝવણુ જલદીથી ઓછી થતી જણાઇ, હું શા માટે ગેરહાજર છું તે કૃપયા શીવકુમારીને ખુલાસાવાર કહેશો. મારાં માશીબા પાંચ મીનીટમાં એનો ફેંસલો કરશે તે વિષે મને શક નથી. મેં લખ્યું છે કે, હું તેમની પાસે થોડા કલાક રહીશ, પણુ મારે કેટલાક નાના કેસો છે તે તપાસવાના છે જો કે તેમાંના કેટલાક તો નિ:રસ છે. ખાત્રી છે કે બધું ઠીક થશે. નમસ્તે."

"જેવો ગૌત્તમ રવાનાં થયો કે, તે વૃદ્ધ ગૃહસ્થ મજાકમાં બોલ્યો" "હું એવીજ આશા રાખું છું." હું પણુ આશા રાખું છું તેજ વખત તે બોલ્યો "એ વિચીત્ર છે કે, તેનાં માબાપ કોણુ છે તે તે જાણુતો નથી. જો તે જરા પુખ્ત ઉમરનો હોત, અને દુનીયાદારીથી જાણીતો હોત તો હું ધારૂં છું કે, તે પુછતાં બીધો હોત. હવે શીવકુમારી પંદરેક મીનીટ સુધી મારાથી નારાજ રહેશે; પણુ આ બધું ચોખ્ખું થાય ત્યાં સુધી તેણીને તેના વિષે વધુ માહીત કરવામાં હું વ્યાજબી છું. પિતાએ હમેશાં સાવધ રહેવું જોઇએ; અને વળી તેણી એકની એકજ છે. વળી આવી રીતનાં લગ્નમાં કાંઇ વાંકું પડે તો જુના વિચારનાં માણુસો આંગળી કરી બતાવે અને હસે, અને સુધારો આગળ ન વધે, છોકરીઓને મોટી કરી ભણાવીએ, તેણીને માટે જીંદગીનો ભોગ આપીએ–ત્યારે પક્ષીઓની માફક તેમનાં બચ્ચાં, તેમની મેળે ખાવાને શક્તિમાન થાય અને ચાલ્યાં જાય, તેમ છોકરીઓ બીચારાં વૃદ્ધ માબાપને છોડી ચાલી જાય છે."

ગૌત્તમે ઉતાવળથી લુગડાં પેહેર્યાં, કેટલીક ચીજો એક ટ્રંકમાં નાખી અને પંજાબ મેલમાં બેસી, પ્રયાગ મરફ રવાના થઇ ગયો, ત્યાંનું કામ પતાવી લાહોર તરફ રવાનાં થયો. "હવે ઉર્મીલાને અજાએબ પમાડવા" તે બબડયો. "તમારી પાસે મારાથી કાંઇ છુપી વાત હોવાનું મારી જીંદગીમાં મેં પેહેલ વહેલું જાણ્યું. પણુ હું ઠેકાણે પડું ત્યાં સુધી તમને કાંઇ કહી શકતો નહોતો. આ ઘોડીમાં પવન

વેગ હોવાનું હું ધારતો હતો, પણ તે તો ટાઢી છે. ખેર, માશીબા! તમારી પાસે આવી તમને હરઘડી તકલીફ નહીં આપવાનું મેં ધાર્યું હતું."

"ઘોડી તારા અભિપ્રાયને મળતી થતી નથી." ઉર્મીલાએ તેણીના વ્હાલા પ્રાણીનાં હાંફતાં પડખાં તરફ દીલગીરીથી નજર કરીને કહ્યું. "તેં તેણીને નીર્દયતાથી હાંકી છે." "હું દીલગીર છું હું એટલો બધો ઉતાવળમાં છું; અને મારે તમને સમાચાર કેહેવા છે."

"ઉર્મીલા બોલી. "આપણે બન્ને ભુખ્યાં છીએ." જમી લઇએ ત્યાં સુધી તારા સમાચાર તારી પાસે રાખ." તેનો હાથ પકડી અને બન્ને જણાં જમવાના ઓરડામાં ગયાં.

ગૌત્તમ બોલ્યો. "હમેશાંના જેટલો હું ભુખ્યો નથી."

"અરે, ગાંડો થયો! ખાવા માંડીએ એટલે ક્ષુધા જણાય. તારો કાગળ હમણાંજ મળ્યો. થોડા વખતમાં એટલી બધી મેહેનત લઇ તારા માટે જમવાનું કર્યું, તે બગડે એ સારૂં નહીં. તારી ઇચ્છા શક્તીને ઉત્પન્ન કર એટલે જમણ ખવાશે."

તે જુવાન હસ્યો. "પણ ખરેખર ખાવું જોઇએ તેટલું ખાધું નહીં." જે વેળાએ ગૌત્તમે ખાવા માંડયું, ઉર્મીલાએ તેને બારીકાઇથી તપાસી લીધો. તેની આંખો અકુદરતી રીતે ચળકતી હતી, અને જે હમેશાં પોતાના કાબુમાં હોય, જે સ્વતંત્ર હોય, જે પુર્ણ નિર્ણયાત્મક હોય, તેના બદલે તે બેચેન હતો.

ઉર્મીલાએ તેને જમાડયો, જોડે તેણે વાંધો લીધો કે જે છુપી વાત તમારી પાસેથી હું લેવા આવ્યો છું, તે જોતાં જમણ લ્હેજત વિનાનું છે.

વ્યવહાર ઉર્મીલાએ કહ્યું "તેમ હશે;" અને જરા વધુ મોહન થાળ પીરસ્યો. આદર્શ માટે બળવાન પાયાથી તારે ફરસ બાંધવો જોઇએ. પછી જ્યારે આદર્શ નિષ્ફળ જાય, ત્યારે હમેશાં કાંઇક વસ્તુ તને ટકાવી રાખવાને મળશે. મારો પોતાનો અનુભવ એ છે કે લોકોએ હમેશાં અગત્યના કામ પ્રસંગે સારૂં જમણ જમવું જોઇએ. તે તેમને દૃઢ બતાવે છે, તેમને ટેકવી રાખે છે.''

ચાલો," ગૌત્તમ હસ્યો, "તમે કેમ જાણ્યું આ અગત્યનું છે?"

"મેં તને જોયો, કે તરતજ મેં જાણ્યું." ઉર્મીલાએ ફતેહમંદીથી જાહેર કર્યું. "તું ધારતો નહીં કે માતૃવત આંખો, તું કેટલો બદલાઇ ગયો છું, તે ન શોધી કાઢે ? તું દેખીતી રીતે લાગણીના દબાણથી ઉશ્કેરાઇ ગયો છું." "હા, હું બદલાઇ ગયોછું." તે જુવાને ભોળ- પણાથી કબુલ કરી દીધું. "એમ હશે તમે જાણો છો તેમ કે, થોડા વખત થયાં તમારા પોતાને વિષે જરા બહુ અને મારા પોતાના માટે જરા થોડું વિચારતો થયો છું."

"તે તારી શ્રેષ્ટતા છે." ઉર્મીલાએ કહ્યું "સ્ત્રીઓ હમેશાં, ઉદ્યોગી માણુસોથી પણ વિચારાય તો તેઓ બહુ પસંદ કરે છે અને તે તેમને વધુ ઉદ્યોગી બનાવે છે." તેણીએ ગૌત્તમને ઇચ્છા વિનાના પ્રયત્નથી ખાતાં નીરખ્યો અને તેણી ખુબ જમી. "હું હૃદય વિનાની લાગીશ," તેણીએ તેણીના ઓરડામાં જતાં ગૌત્તમને સુચવ્યું. "પણ હું તને અનુભવથી ફાયદો પોહોચાડી રહેલી છું." બન્ને ઓરડામાં ફરવા મંડયાં.

લાહોર ગયા પછી તેણીએ જે ઘર બનાવ્યું હતું તેની બારી તેણીની આશ્રમની રૂમ જેવીજ બનાવનારી હતી અને નીચે ગુલાબનું ઝાડ રોપાવ્યું હતું. ગુલાબ તેટલાજ જોરથી ઘટાદાર અને ફુલથી લચબચ હતો. તેજ બારી આગળ હવે બન્ને બેઠાં, આ બારી એ માનવામાં આવતી હતી કે, ભારદ્વાજ તે બારીએ ટીંગાઇ ઉર્મીલાને મળ્યો હતો. જ્યારે ફુલ ખુબ બેસતાં, ત્યારે તેણીનું હૃદય આશામય થતું. જ્યારે ઓછાં થઇ જતાં ત્યારે નોકરને તેની સંભાળ લેવા ખાસ કહેતી અને માણુસની સંભાળ રાખે તેટલી તે ઝાડની સંભાળ રાખતી; કારણુ કે તેણીને વ્હેમ હતો કે જો તે ઝાડ મરી જાય તો ભારદ્વાજનો પ્રેમ પણુ મરી જાય.

તે જુવાન પુરૂષે પુછ્યું "ભારદ્વાજ બેરોનેટ આવ્યા છે?" "હા, તે માર પાસે પણુ આવે છે."

"શા માટે તેઓ મારા સારૂ આટલું બધું કરવાને ઇચ્છે છે ? હું માત્ર તેમનો આભાર માની શકું અને અસ્વીકાર કરૂં. અલબત્ત, તેમણે કહ્યું, તેઓ સમજી શકે છે કે મારા માટે તેઓ કાંઇ કરે તેના કરતાં તમે કરો તે મને ગમે પણુ તમારી તકલીફ ઓછી કરવા માટે તેમ કરવું તેમને વધુ સહેલું છે એમ કહેવાનો તેમનો હેતુ શું હશે ?"

"અરે, તે તો મારાં સ્નેહીઓને તે જે કાંઇ ફાયદો પહોંચાડે છે તે છુપાવવાનો એક રસ્તો છે, મને કહે, તેને પ્રજા-હિત-કામો કરવા ઉપર અભાવ આવ્યો છે, એ અફવા સત્ય છે?"

ગૌત્તમે ડોકું ધુણાવ્યું "જ્યારે તેઓ બોમ્બે આવ્યા, ત્યારે જુદાં જુદાં મંડળોમાં એવી વાતો થતી હતી; પણ એ અફવા ખરી હોતી નથી, સમાજીક સરકલમાં એક બીજા વિરૂદ્ધ કીર્તીવાદીઓ હમેશાં બક્યાં કરે છે."

"તે તેને પુછ્યું હતું?"

"ના; પુછવાની મારી હિંમત ચાલી ન હોતી; તોછડી અજાએબીને સંતોષવા માટે તેઓ ભારે દબદબા વાળા ગૃહસ્થ છે. તમને એકાંત શુન્ય નથી લાગતું? માશીબા?"

"બહુવાર તને દુઃખી કરતી ગુપ્ત વાત તરફ તું મને દોરી જાય છે?" તેણીએ પ્યારથી તેના સામું જોયું. "હવે, વ્હાલા, મારા દીકરા, તે વાત છોડીદે. તને એકાંત દુઃખદ લાગે છે?

"હા, થોડા વખત થયાં મને જરા એકલું ભાસે છે."

"વારૂ, ત્યારે, શા માટે તું અહીં આવ્યો નહીં? તારા માટે રૂમ હમેશાં તૈયાર છે. અહીં પણ તારો ધંધો સારો ચાલી શકે તેમ છે."

"તેવી જાતનો એકાંત વાસ નથી. હું-હું, બરાબર મને પોતાને ખુલાસાવાર કરી શકતો નથી. હવે મને કહો, જ્યારથી હું નાનો બાળક હતો ત્યારથી અત્યાર સુધી તમે મને એક જાતનું ઇશ્વરી તંત્ર થયાં છો, તમે ધારો છો, તમને દુઃખ લાગે એવો સવાલ હું પુછું છું?" આતુરતાથી તેણીના જવાબની રાહ, તે જોઇ રહ્યો.

"આટલો બાળક છતાં—હા."

"હેં! મને તેવો ભય હતો અને તમને તે ગમતું નથી?"

"ના; હું ખુશી થઇ છું—એ હેવાલમાં."

"શા માટે?"

"કારણ કે, ભારદ્વાજની મદદથી, મારાથી બન્યું તેટલું તને સુખી બનાવવા ખાસ કારણને લીધે કર્યું છે."

"અને ખાસ કારણને લીધે?" જો કે તે આશ્ચર્ય પામેલો

જણાતો હતો, તો પણ તેના ધંધાની કેળવણી તેની મદદે આવીને ઉભી રહી. અને તે શાંતીથી બોલવા લાગ્યો.

" ઘડીભર તેની કંઇ દરકાર નથી. શા માટે તને એકલું લાગે છે. ગૌત્તમ ? જ્યારે તારી ઉપરના માણુસોને એકલું ભાસે, ત્યારે તેનું કારણુ બહુ કરીને કન્યા હોય છે. કન્યાનું કારણુ છે ?"

"હા; કન્યાજ છે !" એ શબ્દ તે એવી ઢબથી બોલ્યો, કે જાણે તે 'પરી'ની બરોબરી કરતો હોય, બહુ કરીને કન્યાજ હોય છે, જ્યારે પુરૂષને માલમ પડે છે, કે તેની જીંદગી તેના માટે સંપુર્ણું નથી—જ્યારે તેને એક કુમારીકાનો વિચાર આવ્યાં કરે છે, બીજી કુમારીકાઓ તેની નજરથી અદ્રશ્ય થવા લાગે છે, અને તેણી એકજ આ દુનીયામાં ભાસે છે. "

" અરે ગૌત્તમ હું દીલગીર છું " તેણીનો અવાજ ગંભીર હતો " હું દીલગીર છું, કે આ બાબત આવી ઉભી રહી છે. "

" કેમ ? તે કુદરતી નથી ? બહુ માણુસો આ બાબત ઉપર આવતા નથી ? "

" સો—હા, અને તે મારૂં એકલ-પેટા-પણું મને આશા હતી કે તને કેટલાક વખત સુધી કોઇની જરૂર નહીં પડે. "

" પણુ હું હવે મોટો થયો છું. ખરેખર મારી ઉમરના માણુસો પોતાના અંતઃકરણુને ઓળખે છે ! વળી નોકર અને .વીશીમાં ખુબ પૈસા ખર્ચ્યા છતાં સારો ખોરાક મળતો નથી. માર. જેવા ધંધાવાળાને મારા ખોરાકની દેખરેખ રાખનારની જરૂર નથી ? "

" વ્હાલા પુત્ર ? આટલો બધો વખત, હું મારા પોતા માટે અભિમાન ધરાવતી, કે હું તારી મા અને માશી છું. જે હું જાણુતી હતી. તેમાંનુ કાંઇ મારે તને કેહેવું જોઇતું હતુ, તેનો મને વિચાર આવે છે. તેણી આગળ આવી અને તેનો હાથ પકડયો. તેણીની સુંદર આંખો ગંભીરતાથી તેની આંખો સામે હતી. " કહે ગૌત્તમ તારો બાળપણુનો વખત તને સાંભરે છે ? "

તે ગુંચવાડામાં પડેલો જણુાયો, "બહુ નહીં, હમેશાં તમે હતા—અને વૃદ્ધ ગુરૂદીત્તસીંગ, મરી ગયા ત્યાં સુધી હતા—અને રૂષીરાજ અને રૂષીપત્ની તેઓ ગુજરી ગયાં ત્યાં સુધી હતા."

"અને, તારી ખરી માતા તને યાદ નથી ?"

તેણે ડોકું ધુણાવ્યું. "જો તણી તમારા જેવી હોય, તો, તેણી ઘણી સુંદર હોવી જોઇએ, માશીબા."

"તેણી મારા જેવી નથી—જરા પણ નહીં."

"છે-છે—નો અર્થ શું કરો છો? જીવતી છે ?" તેણે એક સામટી અજાએબીમાં તેણીના સામું જોયું.

ઉર્મીલા, બેઉ હાથ ખુરશીના ઓઠીગણુ ઉપર રાખી ઉભી થઇ અને દૃઢ થઇ. "ગૌત્તમ, તે વાત બહાર પાડવામાં સાર નથી. તેણીએ પરિણામની દરકાર કર્યા વિના કહ્યું. "તેં આજના દીવસ સિવાય તારા બાપ અને મા વિષે કદી સવાલો પુછ્યા નથી."

"ના."

"અને હવે હવે તેમ કરવાનું અવશ્યનું કરણુ શું છે ?"

"છે અવશ્યનું કારણુ છે, તમે મને હમેશાં કહ્યાં કરતાં હતાં કે જ્યારે હું સારૂં કમાતો થાઉં, ત્યારે મારૂ પોતાનું કામ હું મારી મેળે કરૂં !"

"હા, અને તારી મેળે તેં તારા માટે કામ કર્યું છે.—"

શું કર્યું છે ?"

"મારા ભાગીદાર મ. ગોપીનાથની પુત્રી શીવકુમારીનું મેં માગુ કર્યું છે."

"અને ?"

"તેણીના પિતાની કબુલત હોય તો તેણીએ તેને સ્વીકાર કર્યો છે."

"તે કબુલ કરે છે ?"

"તેઓ મને પસંદ કરે છે. પણ હું કોણુ છું અને મારાં મા-બાપ કોણુ છે, તે તેઓ જાણુવા માગે છે. તેઓ કહે છે કે આજના જમાનામાં લોકોના જીવનમાં કુળ, જાત એટલો બધો મોટો ભાગ ભજવે છે કે તે તેમની જાણુવાની ઇચ્છા થઈ છે."

હું, વારૂ." ઉર્મીલાએ જરા જલદીથી શ્વાસ લીધો. "ક્ષણુવાર મારૂં સાંભળ જો તું કહી શકે નહીં, તો તેનો અર્થ એ થાય કે, તે કન્યા તારી નથી ?"

"જો, હું તેમને કહી શકું નહીં તો! પણ, મારાં વાલાં માશીબા અલબત, હું તેમને કહી શકું!

'હા. અલબત, પણ, વિવાદ ખાતર ધાર, કે, તું ન કહી શકે. પછી શું?"

"હું, વિવાદની ખાતર પણ એવું ધારી શકતો નથી. વળી શીવકુમારી પણ મને કદી તજે નહી." તેણે સમાપ્તીના અવાજથી કહ્યું.

"તમે તેણીને જાણતાં નથી. અમે એક બીજાને ચાહીએ છીએ."

ચોપડીમાંના વાકયો બોલી જાણે, તેમાં કાંઇ વળે નહિ. જો તું મહાશય ગોપીનાથને તારાં માબાપ કોણ છે તેનો સંતોષ ન પમાડી શકે, તો, તું શું કરીશ?

"પણ, મારે તેમને સંતોષવા જોઇએ."

"હવે," ઉમાલા કાળજીપુર્વક મનન કરીને બોલી, :"ગૌત્તમ; તારે મને ખુલાસો કરવા દેવી જોઇએ. તું સાંભળવાને માટે તૈયાર છે?"

મુંગે મોઢે હા કહેવાનું તેણે અધીરૂં હાસ્ય કર્યું.

"તારા બચપણથી, મેં તારો કાળજીપુર્વક અભ્યાસ કરાવ્યો છે અને તારામાં, કેટલાક જુવાનોની માફક કંઇક કઠીનતાનું ચીન્હ છે. દૈવયોગે, તને એવી કેળવણી મળીછે કે, તે કઠીનતાનું ચીન્હ દબાઇ જવાને બદલે વધુ ખીલી નીકળેલ છે."

"આ કારણને લીધે; મને હમેશાં એવા પ્રસંગ વિષે વિચાર આવતો કે જ્યારે તારે એમાંથી એક ચીજ પસંદ કરવી જોશે—યા તો. તારૂં મન જેના ઉપર ચોંટયું હોય તે ચીજ, છોડી દેવી અથવા ચુપ રહી તે મેળવી લેવી."

"પણ—પણ—બીજો કોઇ ઉપાય નથી?"

'કોઇ નહિ. ઓ' ગૌત્તમ હું બહુ, બહુ, તારા માટે દિલગીર છું, પણ. મેં તારા માટે, મારામાં શક્તી હોય તેટલું કર્યું છે. તું માનીશ?"

'અલબત, મારો તમારા પર વિશ્વાસ છે, જ્યારે, હું તમારા ઉપર આસ્થા રાખવામાં નિષ્ફળ જઇશ, ત્યારે દુનિયાનો પાયો હલશે. છતા તમે ધારતાં નથી, કે હું શીવકુમારીને છોડી દઉં તે પહેલાં આ હકીકત શું છે તે મારે જાણવી જોઇએ? હું મારી પોતાની મેળે, ઇન્સાફ કરી શકું તેવી સ્થીતીમાં મને મુકવો જોઇએ."

" કદાચ એમ હોય, જો કે તે નહીં જાણવું તે વધુ ડહાપણુ વાળું, સુખપ્રદ થશે, મારૂં કહ્યું માન. મેં તને જરૂર વિના કોઈ દીવસ દુઃખી કરેલો છે ? "

" હું તેણીને શું કહુ ?"

" તે હું તારી મુનસફી ઉપર છોડું છું. ગૌત્તમ, મારા વ્હાલા પુત્ર, તું બે રસ્તાની વચમાં છું, અને તું મને સારી રીતે જાણે છે કે, તારા સુખના માટેજ મારા મનમાં વિચાર ઘોળાયાં કરે છે. જ્યારે હુ તને કહું છું, તુ માન કે સત્ય જાણવું તે ઠીક નથી."

ઉર્મીલાએ તેના સામુ જોયું નહીં, નહીંતો તે કેવો ફિક્કો પડી ગયો હતો, તે તેણી જોઈ શકી હોત, સઘળું જીવન ગૌત્તમના માટે તેણીએ તેણીનો ભોગ આપેલો હતો, શું તે જેણીએ મુંબઇની ગટ-રમાં જતો અટકાવી ઉછેર્યો, તેના માટે તેણીને ઠપકો આપે ! એ છોકરીને માટે કે તેની ઘેલછાઈમાં હમણાં તેણી તેનું સર્વસ્વ થએલી છે ? શું તે તેણીને શ્રાપ આપે ? તેણીના બન્ને મજબુત હાથો, ખુરસીને અઢેલીને જલદી જલદી શ્વાસ લેતી, રાહ જોતી તેણી ઉભી. પછી તેણીએ આંખો ઉંચી કરી અને તેના ચહેરા સામું નીહાળ્યું.

તે જુવાને તેણીના હાથો, તેના હાથમાં લીધા. જાણે તે તેણી પાસેથી સત્ય કઢાવતો હોય, તે આંખોમાં કંઇક એવું મધુર, એવું નમ્ર, એવું શુદ્ધ, એવું દીલગીરી અને કુલીનતામય હતુ કે, જેણે તેના મન પ્રદેશમાં, તેનું એકલપેટાપણું દેખાડયું. તેણે કઠોરતાથી પુછયું " તે ગુપ્ત વાતને મારી ઉત્પતી સાથે સંબંધ છે ? "

ઉર્મીલાએ હકારમાં ડોકું ધુણાવ્યું.

" અને તમે મારાં કાંઇ સગાં નથી ? "

" કાંઇ નહીં. "

" ત્યારે તમારા ઉપર મારો શો હક છે ? શામાટે તમે મારા માટે આટલું બધું કર્યું છે ? "

" સઘળા હકોમાં મોટામાં મોટો હક, મારૂં હ્રદય ખાલી હતું. પ્યાર કરૂં એવું મારે કોઇ નહોતું; અને એથી તેં તે ભર્યું, ત્યાંસુધી હું તને ચાહતી હતી, અને મેં તને કેળવી અને ધંધે લગાડી દુની-યામાં ચાલતો કરવાની પ્રતીજ્ઞા લીધી હતી. અને ઇશ્વરે મને ચીત્ર-કાર બનાવી એટલા માટે કે હું તને એક ગૃહસ્થ બનાવું. "

ગૌત્તમમાં તરતજ પ્રકાશ થયો. " ઇશ્વરની કૃપા થઇ, કે તમે ફતેહમંદ થયાં," તેણે તેણીના હાથો છોડી દીધા, તે ખુરશી ફરીને તેણીની પાસે આવ્યો, ઘુંટણીયાં પડયો, બાળપણના દીવસોમાં દીલગીરી વખતે તેણી દીલાસો આપતી તેમ, તેણીના ચર્ણોમાં શીર ઝુકાવ્યું. તેણે ગરીબાઇથી કહ્યું. " હવે વધુ સવાલો હું પુછીશ નહીં. હું હવે જોઉં છું કે, મારૂં સર્વસ્વ તમારૂં છે અને હું તમારો દેવુંદાર છું; તમારા પ્રેમ અને ભલાઇનો બદલો મારાથી નથી અપાયો તેને માટે હું શરમીંદો થયો છું. પૈસાના સબંધનો એટલો બધો મોટો પ્રશ્ન નથી કે, જે હું તમને કોઇ દીવસ ભરી શકું—"

તેના તેવા અભિપ્રાયથી ભીન્ન મત દર્શાવનારૂં હાસ્ય તેણીએ કર્યું.

" તે પૈસો નથી; તે જ્ઞાન છે કે, તમે મારા માટે તમારી જીંદગીનો ભોગ આપ્યો છે, હું બહુ કરીને નિષ્ફળ ગયો હોત. હું તે સઘળું હવે જોઉં છું-એટલું બધું પ્રત્યક્ષ જોઉં છું. તમે જાણો છો-અને ભારદ્વાજ બેરોનેટ જાણે છે."

" ના-તે કાંઇ જાણતો નથી."

" પછી, તે જુવાન નિરાશામય જણાયો." તેઓ એટલી બધી માયા, મારા ઉપર શા માટે રાખતા હતા ?"

" કાંઇક મારી ખાતર અને કાંઇક તારી ખાતર, તું એને એટલો બધો ગમે છે." " તે સઘળી વાતો મને કેહેવામાં તમને દુઃખ થશે ?"

" હા."

" ત્યારે તે હું જાણવા માગતો નથી. આજરાત્રે હું શીવકુમારીને લખીશ તેણી અતીશય તીવ્ર અને અભિમાની છે. સઘળું છતાં, ફતેહમંદ કાયદાનો હિમાયતી થવાને-મોટો વકીલ થવાને-માણસે લગ્નગ્રંથીથી જોડાવું નહીં જોઇએ. તે તેના કામમાં વીઘ્નકર્તા થઇ પડે. હું વ્યાજબી છું એવું તમે ધારતાં નથી ?" તેણે આનંદીપણાથી હસવાનો પ્રયત્ન કર્યો.

" ના, ગૌત્તમ, પ્રેમની બરોબરી કોઇ કરી શકે તેમ નથી. સીંહાસનની પ્રાપ્તી પણ કાંઇ હિસાબમાં નથી. કીર્તી, સ્થાનનું અભિમાન, દોલત મોભો એ સર્વ પ્રેમ સિવાય આભાસ માત્ર છે. જ્યારે સુખ દુઃખનું ભાગીદાર ન હોય ત્યારે, દુનીયામાં એવી કોઇ વસ્તુ

નથી કે, જે તારા હૃદયની વેદના, અને એકલાં જીવનનું ઉજ્જડપણું મટાડી શકે. મેં દસ વર્ષ અજમાવી જોયું છે, અને હું-જાણું છું."

"તેમ હતું," તેનો અવાજ જરા અચકયો, "મારા લીધે?"

ઉદય થાય તો ચંદ્રમા વૃક્ષનાં મથાળાંને પ્રકાશાવવા લાગ્યો, અને ઉર્મીલા હવે દુ:ખથી સખ્ત થઇ, તે જુવાનના ચહેરા સામું જોઈ રહી, અને તેણીને થઇ આવ્યું કે તેને અનાથાલયમાં રહેવા દીધો હોત, તો વધુ ડહાપણુ વાળું હતું.

તેણે નમ્રતાથી કહ્યું. "ફીકર ના કરો." અને તમને પોતાને જરા પણુ ઠપકો ન આપો શું થવાનું હતું, તેનું તમને અનુમાન પણુ ન થયું હોત, અલબત, મને તે ધાર્જેવું થયું છે. મારા ઉપરના તમારા પ્રેમથી હું એટલો બધો સુખી હતો-આજે જ્યારે, હું તમારી પાસે આવ્યો ત્યારે મારા કામની ફતેહથી હું એટલો બધો સુખી હતો, અને આટલો બધો વખત, હું ભયંકર રીતે એકલ-પેટો પણુ થયો છું, એવી કલ્પનાથી કે તે સઘળું તમારા અને મહાશય ભારદ્વાજના લીધે નહીં, પણુ મારા લીધે હતું. તેણે સમસમાકારપણે વધારીને કહ્યું, હું હમેશાં મારી જાતની જરૂરીઆતો, અને મારા પોતાના માટેજ વિચારતો જણાઉં છું અને તમારા માટે કદી નહીં. હવે તમે મારા માટે શું કર્યું છે, તે હું બરાબર સમજું છું અને મેં તમને કેવો ખરાબ બદલો આપ્યો છે; એના માટે હું શરમીંદો છું, પણુ, મને કાંઇ ડગાવી શકશે નહીં, તમારી પ્રત્યેના મારા આભાર, મારી વફાદારી અને—"

પ્યારને? કહે, ગૌત્તમ કે તારો પ્રેમ મારા ઉપર હજી પણુ છે, અને તારા ઉપર આ આપદા લાવવા માટે મને માફી બક્ષે છે."

"તમારા ઉપરનો મારા પ્યાર કોઇ હલાવી શકશે નહીં." તેણે ગંભીરાઇથી બે હાથ જોડી, તેણીના ચર્ણુને ચુંબન લીધું, મારી વફાદારીને કાંઈ ડગાવી શકશે નહીં, હું તમને માતૃવત્ સમજી તમારા ભેળો રહી મારો ધંધો ચલાવીશ. લોકો કહે છે કે, તે પ્રેમલગ્નના પ્રેમ કરતાં પણુ વધુ નભે છે!"

તે શીવકુમારીને કાગળ લખવા ટેબલ પાસે ગયો, અને ઉર્મીલાએ તેની પાછળ શોકાતૂર થઇ જોયું. "તેનો ધંધો? ગરીબ પુત્ર! બીચારો! અને મારા હાથ પણુ ખાલી છે!"

# પ્રકરણ ૧૩ મું.

## સ્પષ્ટીકરણ.

ગૌત્તમ તે રાત્રીએ પ્રયાગ જવા પાછો ફર્યા પછી ઉર્મીલાને અંકુશમાં ન રહે તેવી બેચેનીની લાગણી ઉદભવવા લાગી. તેણી તે નાની રૂમમાં ગઇ—એ રૂમ, કે, જે, રૂષીઆશ્રમની રૂમ જેવી રૂમ તેણીએ અત્રે બનાવેલી હતી, કેમકે, તે તેણીને બહુ વ્હાલી હતી—અને દુઃખી વિચારોમાં ગરકાવ થઇ ગઇ; કારણ કે, તે જુવાનની પ્રેમ વાર્તાઓની કોઇ એક વસ્તુએ તેણીમાં નાજુક યાદદાસ્ત પુરી તેણીને પૂર્વનો દેખાવ રજુ થયો—એ દેખાવ કે જ્યારે, ઘણાં વર્ષો પેહેલાં, તેણીનો પોતાનો તરૂણ પ્રેમી વાંધાઓ, પ્રતીજ્ઞાઓ, અને અશ્રુઓથી બારીને ટીંગાયો હતો. તેઓ બન્નેએ કેવાં, નશીબ, સમય, દશાનો જુવાનીની સર્વ સાહસીક ઉગ્રતાથી ત્યાગ કર્યો હતો—તેઓએ, ગમે તે થાઓ તેની પરવા વિના હમેશાં ચાહવાને એક બીજાને વફાદાર રહેવાને પ્રતીજ્ઞા કરી હતી! અને હવે! ઉર્મીલા જરા કડવાશથી હસી. તેમના સઘળા શાંત પ્રેમ અને વિલંબે તેણીને અને ભારદ્વાજને જુદાં પાડવા સિવાય હજી બીજું વધુ શું કર્યું હતું? તે દરેક પગ મુકતો ગયો તેટલું તેમની વચમાં છેટું વધતુ ગયું. તેની મગજ શક્તી કે, જેને કમી કરનાર ગૃહસ્થાશ્રમનું બંધન તેને નહીં હોવાથી, ખુદબખુદ લોકહિતમાં લાગેલી હતી. ઘણા માણસો જેમ પહાડ ઉપર ચડે તેમ સહેલાઇથી, તે કીર્તીની સીડી ઉપર ચડયો હતો, પણ ઘણા માણસોની માફક તે શીખરપર પહોંચવાને પુર્ણ નિરાભિલાષ નહોતો. પદ્દીઓ અને ઇલકાબોના વરસાદ તેના ઉપર વરસાવવામાં આવતા હતા, તોપણ હમેશાંની માફક તેમને ચાલ્યા જવા દેતો. તેનો હેતુ, કે જેમાંથી તે કદી ચસક્યો નહીં, તે ઉર્મીલાની સાથે લગ્નમાં જોડાવાનો હતો. જો કે ઘણી કુમારીઓ તેને પોતાને અને તેના મોભાને ચાહતી, તેમને, તેને છોડી દેવી પડતી હતી. ઉર્મીલાને તજી દેવાની લાલચ રૂપી ઘણી કુમારીઓ છતાં, તે તેની બાળપણાની હઠથી તેણીને વફાદાર રહ્યો હતો—એ બાળપણાની હઠ—તે રીસાળ હઠ એ હતી કે,

જે મનુષ્યપણાના દ્રઢ અડગપણામાં પરીપક્વ થએલી હતી. ગૌત્તમ, હવે તેની પોતાની સંભાળ લઇ શકે તેવો થયો હતો. ઉર્મીલા ભાર દ્વાજને પરણવાને છુટી હતી, જો તેણી, તેણીના પિતાનું શંકાગ્રસ્ત જીવન ભુલી જવા પોતાને માત્ર સમજાવે, અને હવે ગૌત્તમની રખે-વાળી કરવાની જે પ્રતિજ્ઞા લીધેલી હતી, તે પુરી થયાથી તેણી ભાર-દ્વાજનો, વધુ વખત અસ્વીકાર કરી શકે તેમ નહોતું.

તેના શરમ ભરેલા જન્મ વૃતાંતે, ગૌત્તમને તે ચાહતો હતો તે સ્ત્રીનો ત્યાગ કરાવેલો હતો. તેનો ઇતિહાસ તેણીના જેવોજ હતો. સિવાય કે તેણીની અક્લ હોશીયારીથી. તેણી અતી ભારે સંસારી કલંક છુપાવાને શક્તીમાન થયેલી હતી.

ઉર્મીલાએ ઉતાવળથી જાપાનીસ સ્ત્રીની માફક વાળેલો અં-બોડો છોડી સાટીનનો ઝભ્ભો અને અંદરની કાંચળી વીગેરે કાઢી, માત્ર સફેદ, હલકો રાત્રીએ પહેરવાનો ઝભો પહેર્યો, અને બારી ઉઘાડીને ખુશનુમા ગુલાબની સુગંધનો શ્વાસોશ્વાસ લેવાને અઢેલીને ઉભી—એ તે ગુલાબ હતો, કે જે તેણીના આશક જેવો વફાદાર હતો, કારણ, ખરાબ ૠતુ છતાં ગ્રીષ્મ ૠતુની ઝાળો વરસાવતી ગર-મીમાં તે ગુલાબનાં પુલો જીગરના અવાજથી કહેતાં હતાં, કે તેણીએ પોતેજ અસ્વીકાર કરેલો છે.

તેણીએ એક ફુલ ચુટયું, અને બન્ને બાજુ છાતી ઉપર થઇને ઢીંચણ પર પડતી લટો વચમાં તેને છાતી ઉપર લટકાવ્યું, અને સા-મેના વટવૃક્ષમાં ઘુડનો ઘુઉ કરતો અવાજ સાંભળ્યો..

તરતજ તે પુર્વસૂચન, શુકલપક્ષને લીધે આક્રંદ કરતો અ-વાજ તેણીના કાન ઉપર પડયો. એક વખત તેણી તે સાંભળતાં ગભરાઇ હતી. હવે તેણીને તે વ્હાલો લાગતો હતો—રાત્રીની ઠંડી સુ-ગંધી જુના પરીચય પામેલા અવાજો અને સુગંધીઓ, કુતરાંઓનું દુરનું ભસવું, ઉડતી વડવાગળોની ભરરરર અવાજ કરતી પાંખો વ્હાલી લાગતી હતી; અને પછી કાંઇક ઉઠયું, જેણે ઘુવડનું અને વડવાગ-ળોની પાંખોનું બોલવું ચુપ કર્યું. ઝાડોની ઘટામાંની ઉંડાણમાંથી અને ઉર્મીલાના હૃદયમાંથી બુલબુલનું ગીત તરી આવ્યું. તે એવું મધુર, એવું શુદ્ધ, એવું ઓછું ઓછું સંભળાતું, પહેલ ત્રેહેલું નિરાશ થએલું દુઃખ અને ઘેલછાથી ધ્રુજતું, પછી હર સમયના આશકોના ચિત્તભેદક

ખેદથી ધડકતું, દીલગીરીભરેલા ત્યાગ અને નિરાશામય પ્રેમની દીલગીરીથી તેણીના આત્માને વ્યાપક કરતું હતું. જેથી તેણીનું આખું શરીર તેનો અમર સુર રહે, તેટલું ઝણઝણી ઉઠયું.

ઉર્મીલાએ લાંબેથી સ્વાસ લીધો, ઝાડી તરફ લંબાવેલા તેણીના હાથમાંથી ઢીલી બાંયો પાછી પડી; તેણી ધ્રુજતા અવાજે બોલી. “ આહા ! ” “ જીવતાં છતાં ન જીવવું દીલગીરી અને દુઃખમાં જાગવું. એકાંત રાત્રીઓમાં આકુળવ્યાકુળ થવું. સ્વજનથી દુર રહેવું દુનીયામાં રહેવું, વ્હાલાં આનંદી પ્રેમીઓને જોવું, છતાં મારા આશકને કદી મળવું નહીં ? ઓ, પ્રભુ, જો, તેં તારાં મનુષ્યોને, લાગણી થતાં જાણતાં, સમજતાં શીખવ્યું છે. તો ઇશકના તારા મહાન આશીર્વાદથી વેગળાં રાખેલાં છે ! મારા ઉપર જે બક્ષિસો તે વરસાવેલી છે તેને લાયક થવાને મેં પ્રયત્ન નથી કર્યો ?

લાયક ? શું હું તેના માટે બચાવ કરી શકું ?

એ ખુલ્લી બારીની પાસેની ખુરશીમાં તેણી બેઠી, તેણીના લાંબ. સુંદર વાળ છાતી ઉપરથી દુર કરી પીઠ પાછળ કર્યા, તેણીનાં સ્તનો કે જે જોવાને ભારદ્વાજ કદી ભાગ્યવાન થયો નહોતો, તે બહાર તરી આવ્યાં. પછી તેણીની બેવકુફી તરફ હસી. ઘોડાના ડાબડાના અવાજે તેણીને ચમકાવી. પણ. જેવી, ઉર્મીલા બારીએથી જોવા લાગી કે, ડાબડાનો અવાજ આછો, અનિશ્ચિત દુર નાશ થયો, તેણીને અનુમાન કરવાને આનંદ ઉપજયો, કે ભારદ્વાજ બારી નીચેના બેન્ચ કે, જેના ઉપર બેસવાની તેની ટેવ હતી તેના ઉપર બેઠો હતો. અને તેણીની આદત હોઇને, મીથ્યાભાસમાં, વ્યાકુળતા અને દુઃખથી ભરેલા કાગળો પેલા બુલબુલના દીલગીરીયુક્ત ગીતના સ્વરમાં, તેણી વાંચતી હતી.

“ મારા પ્રાણથી વ્હાલા, હું તને ચાહું છું તેની ના કહેવાનો પ્રયત્ન કરવો તે નકામો છે. આટલાં બધાં વર્ષો થયાં પ્રેમની વિરૂદ્ધ આ દુષ્ટ કપટ તને કેહેવામાં આવેલું છતાં. હું તારા પ્રેમમાં છું, હું તારા પ્યારમાં છું, જો કે મારે તેમ કરવું ઘટતું નથી, તો પણ તું મારાપર પ્રેમ રાખ્યાં કર, તેવું કરવાને હું ઇચ્છું છું, પ્રેમ, જેવો પુરૂષમાં તકલેદી ચીજ છે; તેવો સ્ત્રીમાં સહેલાઇથી હડસેલાય તેવો અને નાશ પામે તેવો છે. ‘ એક ગ્રંથકર્તા કહે છે કે દરેક માણસ

જે વસ્તુપર પ્રેમ હોય છે તેનો નાશ કરે છે.' ભારદ્વાજ મારી આં-ખોમાં જો, તારા બેઉ હાથ મને આપ, અને વચન આપ કે ઘણા માણુસોની માફક પ્રેમને તુ નાશ પામવા દેવાનો નથી: તે પ્રેમ ઘણો મધુર છે. જો કે હું તને મારામાંથી કાઢી મુકુ છું, તો પણ હું તને જોવાને, તારી સાથે રેહેવાને ઇચ્છું છું. કારણ, તેં મારા જીવનમાં અજાએબ જેવો આનંદ, મજા અને બેચેની આણ્યાં છે. ભારદ્વાજ મારા વ્હાલા, જો હું તને પરણું, તો તું મારાથી જલદી કંટાળે, હું બાળાઓની માફક રમુજી નથી, નથી ગાતી કે નથી ખેલતી. હુ ગાઇ શકુ છું પણ, તેમાં ઇશ્વરનો મહીમા અને બ્રહ્મવિદ્યાના રહસ્યવાળાં ગાયનો હોય છે. જે બીજાંઓને ગમે નહીં; કોઇ વખત મારૂં લક્ષ ન હોય, તે વખતે એ લાગણી ઉત્પાદક હોય છે, દુનીયામાં વ્હાલામાં વ્હાલું, અને જો કાંઇ કીમતી હોય, તો તે તું છું, વ્હાલા, મારા આ સ્વભાવની અસરથી તારા ઘણા પ્રકારના ગુણોમાં વધારો થશે. હજી પણ, મેં તને પહેલાં જોયો હતો, ત્યારથી અત્યાર સુધી, તેવોને તેવો તું મને વ્હાલો છે. જે કાંઇ હુ કરૂંછું તેની સાથે હું તારૂં અનુસંધાન કરૂં છું, તને કયું ગમશે, આ કે પેલું, અથવા કદાચ બીજી રીતથી તને આ વધુ ગમશે. તે મોઘમ માલમ પડશે, પણ હું, જે કહેવા ઇચ્છું છું, તે તું સમજે છે, અને તેથી, ગૌત્તમ અને મારા ચીત્ર કોઇની સાથે પણ મળશે નહિ તારા વીના દીવસો બેજાર નિર્ગમન થાય છે અને તું જોકે ઘણો દુર છે, તોપણ સર્વ ચીજોમાં છે, જો તું તારી તીક્ષ્ણબુદ્ધીથી, તુ મારા જીવનમાં કેવો રમી રહ્યો છું, એ સઘળું સમજી શકે, તો કેવો અજાયેબ આનંદ. ખરેખર, જીંદગીને તેનો બદ-લો હોય છે. જો કે, આપણે દસ વર્ષ સુધી તેના માટે થેભ્યાં છીએ હું હમેશાં તારા વિષે વિચાર કરૂં છું, અને એ પ્રમાણે વિચાર કરવું અને તને ચાહવું, જારી રાખીશ. પરદેશ ગયા પછીના લાંબા વખ-તમાં, તુ મને ભુલી ગયો હોઇશ. મારી યાદદાસ્ત તને નહીં હોય. છતાં પણ, તું મારા જીવનની વ્હાલામાં વ્હાલી વસ્તુ છે.

"કોઇ વખત, મને અજાએબી થાય છે, કે, તું કોઇ બીજી સ્ત્રીના પ્રેમમાં કદાપી પડેલો છું. પણ ના! મને ખાત્રી છે, કે તું પડયો નથી. જો કે ભારદ્વાજ, તારૂં હૃદય મોટું છે, છતાં એકજ વખતે બે સ્ત્રીઓ તેમાં રહી શકે નહીં, અને મેં તે એટલું ખીચો

પ્રીય ભર્યું છે, કે, તેમાં બીજી વધુ જગા નથી. તારૂં મૌન્ય મને કહે છે, હું વ્યાજબી છું. તારા હોઠ મને આપ. મારાં ચુંબન બીજી સર્વેને બાળી નાંખશે. આજ રાત્રે, મારા વ્હાલા, તારા માટેની મારી અભિલાષાથી, મારૂં હૃદય ભરાઇ ગયું છે, તારા સંસર્ગમાં પ્રેમ અનુભવવા, તારા અવાજમાં પ્રેમ સાંભળવા, તારી આંખોમાં પ્રેમ જોવા, હું ઇચ્છું છું. હમેશાં, તારા વિષે વિચાર કરવાનું મને કહેતો ના, હું બીજું થોડુંકજ કરૂં છું. તું મારા હૃદયમાં તેનો એક ભાગ છે, અને હું હર વખત તારી સાથે છું. તું જ્યાં જાય ત્યાં તારી પાછળ ભમું છું. તું જે કામો કરે છે તે મને ગમે છે.

"હું તારો એલો પ્રિય પત્ર મારી સાથે સમાજમાં લઇ ગઇ હતી. હવે, સમાજ આર્ય સ્ત્રી પુરૂષોથી અને વેદીક વાતાવરણથી ભરચક ભરાય છે. હોમ દ્રવ્યની ઉત્તમ સુગંધ આવતી હતી, મારી આંખો અશ્રુમય હતી અને તારો પત્ર દુઃખમય હતો. ભારદ્વાજ, હુંજ તને શા માટે હમેશાં દુઃખી કરૂંછું ? હું કોઇ દીવસ તારી પાસે આવવાની છું, જો કે નહીં આવવાનો હું ઢોંગ કરૂં છું. જલદી, બહુ જલદી. આ જ રાત્રે, જે બારીએ તું ટીંગાયો હતો, તે બારીએથી હું તારી સાથે વાતો કરૂંછું, તેજ ગુલાબ અને તેજ કાંટા અહીં છે; પણ, પ્રાણપ્રીય, જ્યારે તું મારી પાસે ફરીને આવીશ, ત્યારે, તને વાગવાને કાંટા નહીં હોય. ત્યારે તું, મને નિરાશ, નિઃસ્નેહ અને મન વિનાની કહી નહીં બોલાવે. હું તને કેટલી બધી ચાહતી હતી, તે, તને કેહેવાની મારી હીમત ચાલી નહોતી. પણ આ પત્રો જ્યારે ચંદ્રમા આગળ વાંચી અને મારા હૃદયમાં વિદ્યુતની માફક ધારણ કર્યા છે, તો, હું તેમને ફાડી નાખું છું—આમ અને હું તને કેવી નાજુકાઇથી, વફાદારીથી, મધુરતાથી અને નિઃસ્વાર્થતાથી ચાહું છું. તે, તું જ્યાં સુધી જાણે ત્યાં સુધી, તારા હૃદયમાં તેનો ઇસારો, યાને સંકેત થયાં કરે છે, તારા હાથોમાં ચોરાઇ જવા, અને જયારે તું, મને, તારા ધડકતા હૃદય સાથે દબાવ, ત્યારે, તે મજબુત પકડથી હું અકળાવા ઇચ્છુંછું, આપણે આખી અંધકારમય દુનીયા બંધ કરશું. આપણે પોતે બીલકુલ દેખાતાં બંધ થઇશું.

"જેમ તું, મારા ગુંચાઇને આગળ આવેલા વાળો નાજુકાઇથી પાછા પીઠ ઉપર લાવે, તેમ, તારા લાડના સ્પર્શથી મને અસર થાય

છે. અને હું તારા મધુર શબ્દો સાંભળી શકું છું. નમસ્તે. મારા પ્રાણુથી વ્હાલા, હું તારી પોતાનીજ છું અને તું મારોજ છું. હું તને ચાહું છું, તને ચાહું છું, તનેજ ચાહુંજ છું. આ હા, મને ! જીવવું, દુઃખ ભોગવવા માટે છે.

"શરૂઆત કે આખરમાં જેના માટે વિલાપ કરવો પડયો નથી તેવી ચીજ કોઇ નથી; કારણ બીજાના દુખમાં આપણે જન્મ્યા છીએ, અને આપણા પોતાનામાં નાશ પામીએ છીએ.' નમસ્તે, ભારદ્વાજ, નમસ્તે."

કાગળો ફાડવાનો અવાજ થયો, અને ધોળાં પુંદાની માફક નાના ટુકડાનું વાદળ ધીરે ધીરે હવામાં તરતું જણાયું.

ભારદ્વાજ બહાર ફરવા નીકળ્યો હતો. ઉર્મીલાને મળવાનું, બીજે દીવસે મનમાં નક્કી કરી, તે પાછો ફર્યો. પણ તે રાત્રીના જાદુ અને નહીં સમજી શકાય, તેવી કોઇ ગુઢ વસ્તુએ, તેણીના ઘરની મુલાકાત લેવાને તે લલચાયો, રસ્તો નહીં જોયેલો છતાં, તેના પગમાં કોઇ એક શક્તીએ, પ્રવેશી, તેને તે બારી આગળ આણ્યો. તેણે આસપાસ નજર કરી. તે ૠષીઆશ્રમમાં હોય એવો તેને ભાસ થયો. એવોજ બાગ, એવુંજ મકાન, એવીજ રૂમ, એવીજ બારી, એવોજ બાગ, એવુંજ બેંચ જોઇ અજાએબ થયો.

ભારદ્વાજનું અંતઃકરણ એકાંતવાસની ઉજડતાથી ભરેલું હતું, તે, ભારે આત્મબળવાળો હતો. એક વસ્તુ સિવાય સઘળું કરવાની શક્તી તે ધરાવતો હતો, નહીં પ્રાપ્ત કરી શકાતી હતી તે વસ્તુનીજ કીમત તે ગણતો હતો. બારી પાસેના બેંચમાં આપ દઇને તે બેઠો. જે, પ્રાપ્ત નથી થઇ, તે વસ્તુના આભાસમાં તલ્લીન થઇ, તેની પાછળ હમેશાં પડવામાં, અને એ જગા છોડીને ચાલ્યા જવામાં, તેનામાં જરા અજાએબી ભરેલી હતી. તે, મંદ હાસ્ય કરી મનમાં બોલ્યો "જેની પાછળ પડયો છું, તે, પ્રાપ્ત નહીં થઇ શકે, તેવું માલમ પડવામાં દસ વર્ષ વીત્યાં." કોઇ આશકે નથી કહ્યું, કે, પુર્ણ પ્રેમ કદી સુખનો અનુભવ કરાવતો નથી; અને સ્રીને આદર્શ થવાનો રસ્તો માત્ર અપ્રાપ્ત થવાનો ઠરાવ કરવાથી છે!"

તેણે તેની સોટી ઉદ્ધતાઇથી બેંચ ઉપર પછાડી, તિરસ્કારી પશુ! આજ રાત્રીનાં ગુલાબ કેવાં મધુર છે ! માત્ર આદર્શ સ્રી અપ્રાપ્ત ? જે પ્રાપ્ત નહીં કરી શકયો હોય, તેણે તેમ કહ્યું હશે. પણ,

હું કરી શકું અને કરીશ. ઉર્મીલા મને વરશેજ. અદ્યાપી સુધી મે તેણીનું કીધું કર્યું છે. તેણીના કુટુંબની અડચણ શી છે? ગમે તે કુટુંબની હોય, ગમે તે જ્ઞાતીની હોય, તેણી દીજ છે અને હું તેણીને વરી શકું છું. કોઇપણ ચીજ મને શું અડચણ કરનાર છે? આવી ફરજ, આવી રૂઢી અને આવાં, જ્ઞાતીબંધનનાં પ્રાણાર્પણનો અંત આણવો જોઇએ. તેણે અમારા જીવનનો ઘણો ભાગ હરી લીધો છે, તેનો અંત આવવો જોઇએ અને આવશેજ. ઉર્મીલા લગભગ ત્રીશ વરસની છે. હિંદુઓમાં ઘણી સ્ત્રીઓ માંડ ત્રીશ વરસ સુધી જીવતી હોય છે, માત્ર બ્રહ્મચર્યથીજ તેણી હજી જુવાન જેવી જણાય છે મેં મારી ઉત્તમ જીંદગીનાં દશ વર્ષો ધર્મ ઉન્નતીમાં ગાળ્યાં છે, ફરજનો અર્થ શું તે, ઉર્મીલાએ મને ન શીખવ્યું ત્યાં સુધી તે, માત્ર ખાલી શબ્દ હતો. પણ મેં પુષ્કળ કર્યું છે, હવે કોઇ કારણ નથી કે, મારે પરદેશ જવું જોઇએ. રૂદ્રદત્ત, ભગીરથ, ચંદ્રમણી, ઇંદ્ર વીગેરે ઘણા છે. જે તે કામ કરવાને લાયક છે. હવે કદાચ હું જાઉં તો, જાપાન જાઉ અને ત્યાંની સ્ત્રીઓને જોઉ તો, જરૂર ઉર્મીલા યાદ આવે. દુનીયા ઇશ્કને હસે છે! હસવા દો. 'બહુ પાણી પ્રેમની તૃષા મટાડતું નથી કે, નથી પ્રેમને ડુબાવી શકતું; જો કોઇ પુરૂષ પ્રેમને માટે તેના ઘરનું સઘળુ દ્રવ્ય આપે તો, ભારે ધિક્કારને પાત્ર થાય. જો હૂં–જો–" તેનું કંટાળી ગએલું માથુ, તેની છાતી તરફ નમ્યું અને તે ઉંઘી ગયો.

ઉર્મીલાએ તેણીની પોતાની બેવકુફી માટે કડવાશથી હસતાં, એક ગુલાબનું ફુલ, તેણીની આંગળીઓની વચમાં સેરવ્યું, તે તુરતજ નીકળી ગયું કાંટાવાળી બાજુ નીચેની તરફ હતી, અને ભારદ્વાજના જમણા હાથપર પડ્યું, તેને અર્ધ જાગૃત કર્યો.

"ભારદ્વાજ," ઉર્મીલા ધીરેથી શ્વાસોશ્વાસ લેતાં બોલી. "ભારદ્વાજ, વ્હાલા તું ત્યાં છે? તું મારી કને હવે વધુ વખત કદી નહીં આવે? શું મારે આખર સુધી જે કાગળો તને પહોચતા નથી, તે લખતા જવા? એવા કાગળો કે જે હું વાતાવરણમાં ઉડાડી નાંખુ છું, તે એવી આશાથી કે હું જે ન કહી શકું, તે તને કહે."

ભારદ્વાજે કલ્પના કરી કે તે સ્વપ્નમાં હતો, પછી શું બન્યું તેને યાદ કરીને, નિરાશાથી ગુલાબ સામું જોઇને હોંશીયાર થયો. ખરેખર ઉર્મીલાએ તેને જોયો નહોતો. તે શું કરી શકે!

"ભારદ્વાજ, વ્હાલા" ઉર્મીલા ધીરેથી શ્વાસોશ્વાસ લેતી બોલી. મારી સઘળી જીંદગી મેં તારૂં અપમાન કર્યું છે. મારી સઘળી જીંદગીમાં મારી ઇચ્છા હોય, તે કરવાનું મેં તને કહ્યું છે; મારા સઘળા જીવનમાં હું તને કેવી લાગણીથી ભજું છું, તે મેં તારાથી છુપાવ્યું છે અને તેં વ્હાલા, મધુર ભારદ્વાજ, મુર્ખની માફક કામ કર્યું છે, ઉલટું મારૂં અપમાન કરવાને બદલે, તેં મારૂં અપમાન થવું કમી કર્યું છે; મને બળપૂર્વક તારી બનાવવાને બદલે તેં મને મારી ફરજના રસ્તામાં રહેવાને ફરજ પાડી છે અને હવે વધુ વખત ઢોંગ કરવાની જરૂર નહીં રહ્યાથી—હવે ગૌત્તમ તેની પોતાની સંભાળ લેવાને શક્તીમાન થયાથી અને હું મારી પોતાની સંભાળ લેવા છુટી થયાથી–હુ મારા ગેરઆબરૂદાર પિતાનું ખોટી રીતે ડરાવનાર બાહુકને ઢાંકી દેવાની મારી ફરજ સમજીશ. મારા પિતા બહુ કરીને વર્ષો થયાં ગુજરી ગયા છે અને તને સમજાવવાને પ્રયત્ન કરીશ કે, ઉર્મીલા ગુલામડી—ઉર્મીલા ચીત્રકાર આર્યકુમારી ઉર્મીલા એ સ્ત્રી કે, જેને તે ઘણો વખત થયાં ખરી રીતે ચાહી છે. તેની સાથે જોડાવામાં તારા કુટુંબને ડાઘ નહીં લાગે."

ભારદ્વાજ આનંદથી ચમકયો. જાણીતા થયા શિવાય ચાલ્યા જવું તેને અશકય જણાયું અને તોપણ ઉર્મીલાની નજરે :આવવા તે હલી શકયો નહીં, કે તેની હાજરી જણાવી દેવાની નિશાની કરી શકયો નહીં. કદાચ તેણી ચંદ્રમા સાથે વાતો કરતાં થાકી અને ઉંઘી હશે.

પણ ઉર્મીલા નિદ્રાવશ નહોતી, જો કે ચંદ્રના પ્રકાશે તેણીને સ્વપ્નાવસ્થામાં આણી હતી. "ભારદ્વાજ." તેણી બબડી. "જો તું ડાહ્યો હોઇશ તો, તું મારી મુર્ખ લુચ્ચાઇને ઠગીશ, મારી દલીલોને હસી કહાડીશ અને આપણે બન્ને લાંબો વખત થયાં અસ્વિકાર કરેલા આનંદનો સ્વાદ ચાખીશું. અને પછી જ્યારે હું પ્રતીયત્નનો બહાદુરી ભરેલો દેખાવ કરૂં ત્યારે તું તારા હાથ ઉપરની છાપ માફક, મને તારા હૃદય ઉપર છાપીશ; કારણ મૃત્યુ કરતાં પ્રેમ વધુ મજબુત હોય છે; અને ભારદ્વાજ, મારા પ્યારા, તારા વિના હું મરી જઇશ."

તેણીએ કોઇ નીચેથી ચાલ્યું જતું હોય તેવો ખડખડાટ સાંભળ્યો. બુલબુલનું અમર ગીત પાછું શરૂ થયું અને ઉર્મીલાએ તેણીનાં આંસુ લુછ્યાં.

# પ્રકરણ ૧૪ મું.



## સુસીલા–મિસિસ વિહારીઘોષ પ્રયાગમાં.

---

ઉર્મીલા બીજી સવારે શૌચ સંધ્યા વિગેરે નિત્ય કર્મ કરી, પોતાનો હમેશનો પોષાક પેહેરી ચીત્રકામ કરવાની શરૂઆત કરતી હતી, તેવામાં નરસીંહભાઇનો તાકીદનો સંદેસો મળ્યો. પાર્વતી બહુ બીમાર હતી અને તેણીને એકદમ મળવા ઇચ્છતી હતી. દરેક થોડા માસે તેવોજ સંદેશો તેણી મોકલતી હતી અને ઉર્મીલા જો કે તે પ્રસંગની અગત્યતા ઉપર ભરોસો નહીં રાખવા છતાં, જેમ બને તેમ જલદી રૂષીપુર જવું કદી ચુકતી નહીં. તેમની બન્નેની વચ્ચે નહીં ઇચ્છવાજોગ બનાવ બન્યા પછી પણ ઉર્મીલા ઉપર ભરોસો રાખવાની આદત કદી બીલકુલ ઓછી થઇ નહોતી. ઉર્મીલા જેવી પ્રખ્યાત ચીત્રકારને એક પળ સોનાની જતી હતી, તેનો પાર્વતીને બીલકુલ ખ્યાલ આવતો નહોતો. તેણીના છોકરા અગર તેણીના પોતાના સંબંધમાં આપત્તી, કે સંસારના સંતાપમાં જ્યારે તેણીને તેણીની જરૂર પડતી ત્યારે કંટાળેલા નરસીંહભાઇને ઉર્મીલા વિના પાછો નહીં આવવાનું કહી, એક પળમાં મોકલવામાં આવતો હતો; અને નરસીંહભાઇ તેની પત્નીની તન્દુરસ્તીની નિરાશા કેટલી પીડાકારક હતી, તે સમજી તેણીના કેહેણને કદી પાછું ઠેલતો નહીં, જો કે, તેણે અને પાર્વતી બન્નેએ, ઉર્મીલાના ખેતી–ગ્રહના આશ્રય સ્થળનો નાશ કર્યો હતો, તે તેણીને જોતો, ત્યારે બે–ચેનીથી યાદ આવ્યા વિના તેને રેહેવું નહીં.

આવા વખતો વખતના સંદેશાથી ટેવાઇ ગયેલી ઉર્મીલા ઉતાવળથી પ્રયાગ ગઇ, જ્યાં સ્ટેશન ઉપર નરસીંહભાઇ સામો આવ્યો હતો. વર્ષોના વીતવાથી નરસીંહભાઇમાં જરા ફેરફાર થયેલો હતો. ગુજરાત કરતાં ત્યાંની હવા માફક આવ્યાથી તે વધુ મજબુત હતો. તેની મુછોમાં થોડા સફેદ વાળ વરતાતા હતા, અને તેની વાચા જરા ધીમી, ગામડામાં રેહેવાથી વધુ ગ્રામ્ય થએલી હતી. તેના ચેહેરામાં સખ્તાઇ, ચતુરાઇ અને અક્કલમંદી જણાતી હતી. ઉર્મીલા ટ્રેનમાંથી

ઉતરી અને નરસીંહભાઇ કઢંગી રીતે બે હાથ જોડી નમસ્તે કરી ઉભો રહ્યો, ત્યારે તેનો ચેહેરો કાંઇક શંકાશીલ જણાયો, કેમકે ઉર્મીલા આદરસત્કારથી સંતુષ્ટ કરવાને માટે દોલતમંદ અને વજનદાર હતી. વળી આટલાં વર્ષો ચુપ રહી તેના માટે તેના તરફની કૃતજ્ઞતાની યોગ્યતા તેણી ધરાવતી હતી, તેજ વખતે તે હરઘડી તેની સ્ત્રીની મદદે આવવામાં ઉર્મીલાની ભલાઇ તરફ અજાયેબ થઇ અને ઝંખવાણો પડી ગયો હતો, જો કે પાર્વતીએ વસ્તુત: ડુબવા કે તરવા તેણીને બારણા બહાર કહાડી મુકી હતી.

પણ ઉર્મીલાએ ૠષીરાજ અને ૠષીપત્નીએ દત્તક લેવાની ખુશાલીમાં એ કઇંક અસ્પષ્ટ કાર્યમાં હિસ્સા માટે નરસીંહભાઇને ઘણો વખત થયાં માફી બક્ષી હતી. તે અસ્પષ્ટ કામ તેની કઇંક હલકાઇમાં બનાવેલી પરણેત સ્ત્રીના પ્યાર માટે કરવામાં આવ્યું હતું. તેણીએ હમેશાંની મુઝવણને નહીં દેખાવાનો ડોળ કરી હસમુખા સ્વભાવથી નમસ્તે કહી તેણી તેની સાથે જલદી ટાંગામાં બેસી ગઇ. જેવો મોટી ફૂલંગો ભરતો ઘોડો ખેતી-ગૃહ નજદીક પહોંચવા આવ્યો, તેવો ઉર્મીલાએ નરસીંહભાઇનો પડી ગએલો ચહેરો નીહાળ્યો અને જાણી લીધું કે તે હમેશાંના કરતાં વધુ ગંભીર છે. "શું પાર્વતી આ વખતે ખરેખર વધુ બીમાર છે ?" ઉત્સુક દીલસોજીથી તેણીએ પુછ્યું. "મને એવી બીક લાગી છે." નરસીંહભાઇએ કરડાકીમાં તેનો મનોવિકાર છુપાવીને કહ્યું.

"કોઇએ તેણીનું મન દુભવ્યુ છે ?"

"પેહેલું તો એકે છોકરો બહુ પૈસા ખરચે છે અને ફંદામાં ફસે છે અને બીજું સુશીલા-મીસીસ વિહારીઘોષ."

"મીસીસ વિહારીઘોષ !" ઉર્મીલાએ આશ્ચર્યની જરા બુમ નાખી. "પાર્વતી ઉપર બહુ માયા રાખતાં હતાં તે તો નહીં !"

"માયાળુ ! તે સઘળુ શકમંદ છે. તમારી પોતાની જીંદગીની સ્થીતીમાંથી તમને કાઢી નાંખવાં, અને પછી જે બને તેના માટે તમારી આંખો વીંચવી એવું માયાળુપણું હોય તો તે કુતર્ક માટે તેણી માયાળુ છે. મારા વિચાર પ્રમાણે તો જો તેણીએ સુશીલાને ન જોઇ હોત, તો પાર્વતી વધુ સુખી થઇ હોત."

" અરે ! પણ પછી તમે તેણીને એવી સારી રીતે ચાહી ન હોત. "

તેણે ચાબુકથી ઘોડાને જરા ઇસારો કર્યો. " કદાચ એમ હશે. કોણ જાણે. " તેણે તુર્તજ લાગણીથી કહ્યું " તેણીની મુશીબતમાં તેણી મારી પાસે આવી, કારણ કે તેણીને કોઇ બીજું ન હતું. જુવાનીમાંજ વિદ્યાર્થીઅવસ્થામાંજ હું તેણીને ચાહતો હતો. વિલાયતથી આવી તેણીનો હાથ ઝાલવાનું મેં વચન આપ્યું હતું, પણ તેણી ધીરજ રાખી શકી નહીં; અને ગોટાળો કરી બેઠી. છતાં મુંગે મોઢે ગઇ વાત વિષે ન બોલતાં હું એમનેએમ ચલાવ્યો જતો હતો. મારી જીંદગીમાં તેણી કોની સાથે ફસેલી હતી, તે જાણવાને હું મથતો હતો. અને એ હવે હું જાણું છું. "

" તેણીના છોકરાનો બાપ ? " ઉર્મીલાએ ચમકીને કહ્યું. " હમેશાં મને મનમા આવતું હતું કે, તે કોઇ ગૃહસ્થ હોવો જોઇએ, પણ તેણી મને કહેતી નહોતી. તેણીની એક ચીંતા એ હતી કે, તેણીને કોઇ છોકરો હતો તે ભુલી જવું. એ બાળક ઉપરના, તે પિતાના પાપોનો તેણીને ભેટો થયો છે. "

" એટલા માટે એ વિષે તેણી તમને મળવા ઇચ્છે છે. " તેણીને તે કારી ઘા થયો છે. પણ તેણી પોતે તમને કેહેશે. " જેમ તેઓ ખેતીગ્રહ આગળ આવતાં ગયાં, તેમ ઉર્મીલા ચારે તરફ તેણીના બાળપણના પગો ફરતા હતા, કે કંઇ ચમકાવે એવું તેણી સાંભળવાની છે-કંઇક ગૌત્તમને લગતું હોય -કંઇક, ગઇ કાલે હતું તે કરતાં પણ વધુ, તેના રસ્તામાં અડચણ કરે એવું હોય. કાંઇ પણ ફેરફાર થયો નહોતો; ખેતીગ્રહ આસપાસના વાડાઓ, તબેલાઓ દસ વર્ષ પહેલાં હતા તેવાને તેવા દેખાતા હતા. જરા પવનના ઝપાટાની અસર વાળાં આસપાસનાં ઝાડો વધુ મોટાં, વધુ ઘટાદાર થયા સિવાય બીજા ફેરફારો માત્ર કુદરતી હતા.

" હા. " નરસીંહભાઇએ તેણી ચારે તરફ જોતી હતી, તે ધ્યાનમાં લઇ કહ્યું, " મનુષ્યો આવે અને જાય છે. માત્ર સ્થળો જ્યાં હોય ત્યાંનાં ત્યાં રહે છે; અને મને ભય રહે છે કે, પાર્વતી જલદી ચાલી જશે. જો કે છોકરે તેણીને કનડી ને અડધી કરી નાખી છે,

છતાં મુર્તી–પુજકોની માફક તેણી છોકરાની સેવા કર્યા કરે છે. તેણીએ તેને મોઢે ચડાવી ને બગાડી મુકયો બા તમારો છોકરો તમને કદી દુઃખ દેતો નથી. તે કેવો સુંદર, રૂપાળો છોકરો છે ?"

ઉર્મીલા ગૌત્તમના આ વખાણથી હર્ષ પામી, ધણીએ નમૃતાથી સુચવ્યું "બની શકે તેમ હોય તો હું તમારી વહુને એકલી મળીશ. જો તેણી ખરેખર લાંબી મુસાફરીએ જવાની છે, તો તેણીને ઘણું કહેવાનું હશે."

ઘોડાની કાનસુરી સામું સુનકાર તે જોઈ રહ્યો. હુ જક્કી માણુસ છું, પણ હું કેહેવા માગું છું કે, અમે તમારી સાથે ઘણી ખરાબ વર્તણુક ચલાવી હતી. લોકો જો કે, મને કઠણ હૈયાનો કેહે છે, પણ ઘણાં વર્ષ થયાં આ મારા મનમાં થઇ આવેલું છે. તમે જીંદગીની લડાઇ લડી સારી સ્થીતી ઉપર આવ્યાં છો. તમે અમારા એહશાનમાં નથી, અમારાથી બન્યું તેટલું તમને નીચેજ રાખવાનું અમે કર્યું.

"જાઓ !" તેણીએ નમૃતાથી કહ્યું. જ્યારે પાર્વતી બુદ્ધિ વીના, આંધળી બીકથી, ડરતી હતી, ત્યારે તેણીની ખાતર તમે તેમ કર્યું તેણીએ બહુ દુઃખ ભોગવ્યું. અને જો તેણીનાથી બને તો, પાછળનું ડાટી દઇ સહીસલામત, આનંદ અને શાંતીમાં રહેવાનો તેણીનો હેતુ હતો.'

"હા." તેણે આતુરતાથી કહ્યું. "તેમજ હતું. તેણીએ બહુ દુઃખ ઉઠાવ્યું હતુ. તે વખત પછી, પહેલાં તેણી હમેશાં નમ્ર, ભલી, અને માયાળુ હતી. દીલગીરી અને ભ્રમથી તેણી રીશાળ અને ખીજાઉ સ્ત્રી બની ગઇ હતી. હવે તેણી ફરીથી પહેલાં જેવી છે."

"તે બાબત હવે વધુ ન કહો." ઉર્મીલાએ ખુબ અશ્રુ ભરીને આગ્રહ કર્યો. "આપણે સૌ ભુલો કરીએ છીએ. જો પાર્વતી ન હોત તો હું અત્રે કદી આવી ન હોત. તમને યાદ હશે કે, તેણીએ મને મુંબઇમાં છોડી દેવાની ના પાડી હતી."

"હા તે મને હમેશાં યાદ આવ્યાં કરે છે." તેણે સુનકાર પણે કહ્યું. "તોપણુ મારો એહશાન નથી. હું જાણુતો હતો કે, જે તેણી ભુલી જવા માગે છે, તે તેણીને તમે યાદ કરાવશો. ઉન્હો ઘોડા ! ધીરા."

તેણે ઉર્મીલાને નીચે ઉતરવાને મદદ કરી, અને ક્ષણુવારમાં,

હોલમાં ટાંગેલા, ખેડુતો અને ગામડાના લોકોના મુખી થવાને કુશળ એવા મરેઠાઓની વખત ૧ા લડાયક કોમ જેવા દેખાતા નરસીંહભાઇના બાપ-દાદાના આછાં દેખાતાં ચિત્રો તરફ નજર ફેરવી ઉભી. તેમાં સર્વ કાંઇ પહેલાં જેવુંજ હતું. ઉર્મીલા આવી તેજ નવું હતું.

નરસીંહભાઇ, તેણીને પાર્વતીના ખાટલાવાળા ઓરડા તરફ મુકી આવ્યો. ઉર્મીલાને બધું યાદ હતું, એ તેજ રૂમ હતી કે, જેમાં તેણીએ પહેલી રાત તેમાં વાસો કર્યો હતો. હવે, હવા આવવા સારૂ બારીઓ તદન ખુલ્લી રાખેલી હતી, જાળી ઉપર સુગંધીદાર પુષ્પ વેલ હતી. બાગની પેલી તરફ મેદાનમાં ઘેટાં, બકરાં, હરણાં, ઘોડાં, ગાયો, તેમનાં બચ્ચાં સહીત ચરતાં હતાં, ક્ષણભર આ સર્વ દેખાવ જોયો, ત્યારે તેણી બાળક હોય એવું તેણીને ભાસ્યું. પછી અજ્ઞાન, લુચ્ચી, જરા જંગલી થઇ હતી, હવે તેણી દોલતમંદ, બાઇ સાહેબ કે જેણે જીંદગીના કામમાં ફતેહ મેળવી હોય અને તેના માટે તેનો બદલો મેળવતી હોય, તેવી પ્રખ્યાત થઇ હતી. પણ, જ્યારે પાર્વતીને ગાલમાં ખાડા પડેલી જોઇ, ત્યારે તેણી સઘળું ભુલી ગઇ, તેણી ફરીને મુંબઇ વાળી સેવા ચાકરી કરવા વાળી, ગુલામડી. મજુરી કરવા વાળી, અને જે વખતે ગૌત્તમ તેણીના વાળ ખેંચતો, તેણીના નાક અને ગાલપર બાખોડીયાં ભરતો હતો. તે વખતની ગૌત્તમની પુજારી બની, કંઇક સુક્ષ્મદર્શી અંતરજ્ઞાનથી પાર્વતીએ પણ જાણ્યું, કે ઉર્મીલાના મનમાં શું થતું હતું. તેણીએ મુર્છાવત સ્થીતીમાં કહ્યું,

" માફ કર ઉર્મીલા," હમણાં સઘળું પુરૂં થશે, સઘળું પુરૂં થશે. હું થોડી ઘડીઓમાં જાઉં છું. ખરા વખતમાં હાજર થનાર ઉર્મીલાએ કહ્યું " મુર્ખાઇ ભરેલું શું બોલો છો. તમારી ઇચ્છાશક્તીને બળ આપો અને સાજાં થવાના પ્રયત્ન સાથે દ્રઢ વિચાર રાખો."

"હું બહુ કંટાળી ગયેલી છું. ઉર્મીલા, મારામાં મનોબળ પણ રહ્યું નથી. હું દુનીયા છોડી દેવા ઇચ્છું છું. હું-હું" ઘણાં વર્ષો પછી ખરી લાગણીથી મુર્છાવત અવસ્થામાં તેણીએ મોઢું મલકાવ્યું-" ઉપરથી ઇજત રાખવામાં મને ઘણું મળી ચુકયું છે; તે શાંતિ વિનાનું ઉજાડ છે."

" અલબત તે ઉજ્જડ છે. તેવીજ રીતે જ્યારે, આપણને જોઇતી વસ્તુઓ પ્રાપ્ત ન થાય, ત્યારે જીંદગી પણ ઉજ્જડ થાય છે. પણ કેવું

દયાપાત્ર છે, કે હમેશાં આપણને કંઇક પણ બડબડવાનું હોય છે. તમે પુર્ણ સંતોષાએલાં છો, કશી ઉણપ નથી, છતાં હમેશાં આપદાવાળાં જણાઓ છો. તમને 'બહુ ચેન' હોય તેવું જણાતું નથી. આહા, તેમ વધુ ઠીક છે." તેણીએ, કાળજીપુર્વક પાર્વતીને બેઠી કરી, તેણીનું માથું તેણીના ખભા ઉપર લીધું અને તેણીને મજબુત પકડી રાખી.

પાર્વતી અચકાતાં અચકાતાં બોલી, "તુ મારી નહીં બક્ષે, ત્યાં સુધી મારો જીવ જઇ શકશે નહીં. ઉર્મીલા, હું જાણું છું કે, મેં તારી સાથે કેવી જુલમી વલણ ચલાવી છે."

"શું ? શું ? પાર્વતી, તે વાતો ન છેડો, જે વેળા આપણે ભુખે મરતાં હતાં અને અનાથાલયના મેનેજર પાસે ગયાં હતાં, એ જુના ઇતિહાસ તરફ, આપણે હમણાં વળીશું, હું તેને યાદ કરવા માગતી નથી. તે બાબતો તમારે મનમાં નહીં લાવવી જોઇએ. તે સઘળું ઘણો લાંબો વખત થયાં ભુલાઇ ગયું છે.

"તે મારી સહીસલામતી માટે એકલપેટી અભિલાષા હતી. તેણે મને દુઃખી ડરકણ બનાવી હતી." પાર્વતીએ ઉર્મીલાનો મજબુત હોઠપર લઇ ત્યાંજ રાખ્યો.

"ઉર્મીલાં, મને બહુ બીક લાગતી હતી. આ ભયંકર દુનીયાથી હું ડરતી હતી, જો લોકો વાતો કરે અને નરસીંહ નારાજ થાય તો, પાછું જવું પડે તેટલા માટે ડરતી હતી."

"હા, હા, વ્હાલાં હુ જાણુ છું. તેના માટે તમે દુઃખી ન થાઓ વળી, પાર્વતી બેન તમે યાદ રાખજો, કે જો તેમ ન થયું હોત, તો મારૂ અત્રે આવવાનું નશીબ થાત નહીં. તે નશીબ પાર્વતી બેન તમે મને આપ્યું."

"પણ મારાથી બન્યું તેટલું તે ફરીને લઇ લેવાનું મે કર્યું હતું."

"અરે ના" ઉર્મીલા ઉતાવળેથી બોલી. "તમે થોડાક પણ પ્રયત્ન કર્યો નહોતો. નરસીંહ મને કેહેતો હતો, કે તમને દુઃખી કરતું હતું એવું, કાંઇ તમે મને કહેવાનાં હતાં તે ખુણામાં કોણ બેઠેલુ છે?

"હું ભુલી ગઇ," પાર્વતીએ પરતાઇને કહ્યું. "તે મિસિસ બિહારી ઘોષ છે."

મીસીસ વિહારીઘોષ એ હાથ જોડી નમસ્તે કહી આગળ આવી તેણી ઉંચી, પચાસ વર્ષની, તંદુરસ્ત અને હજી પણ સુન્દર, કેમકે મોટી થઇને પરણી હતી પણ દીલગીરીભરેલા ચહેરાવાળી હતી, પણ હવે તે ચહેરો કાંઇક શાંતીવાળો જણાતો હતો, તેણી ઉર્મીલાના હાથ પકડી, ગંભીરપણે ઘણો વખત સામે નીહાળી રહી. તેણીએ નરમાશથી કહ્યું "આર્ય કુમારી ! તમે એક કુલીન સ્ત્રી છો, તમે એટલાં બધાં મજબુત છો કે સર્વને મદદ કરો છો, ગુન્હાની અસરથી મને બચાવવા માટે હું આપની એહશાનમંદ છું."

આ નવતર બાઇના ચહેરા અને રીતભાતથી ઉર્મીલાનું ભારે લક્ષ ખેંચાયું અને તેણી આશ્ચર્ય પામી. "ગુન્હો ! હું સમજી શકતી નથી, મીસીસ વિહારીઘોષ."

"હા, ગુન્હો આટલાં બધાં વર્ષો જે છોકરો મે તજી દીધેલો હતો, તેની માની જગા મારા બદલે તમે પુરી છે."

"આ બાયડી ગાંડી છે ? મારી સમજમાં આવતું નથી." ઉર્મીલા ફરી આશ્ચર્યમાં બોલી.

મીસીસ વિહારીઘોષે ખુલાસો કર્યો. "તમે ધારતાં હતાં, અનાથાલયમાં મુકેલો બાળક પાર્વતીનો હતો. અને તેવીજ રીતે પાર્વતી ગયા અઠવાડીયા સુધી ધારતી હતી, પણ મે તેણીને હવે સત્ય કહ્યું છે. જે બાળક તમે અનાથાલયમાં મુકયો, તે પાર્વતીનો નહોતો—બીલકુલ તેણીનો નહોતો."

"તેણીનો નહીં !" આભી બનેલી ઉર્મીલાએ ગર્જના કરી. "ત્યારે તે કોનો હતો ?"

"મારો !" ફરી ઉર્મીલા જીભ તોતળાવતાં બોલી, કે તેણી કાંઇ સમજી શકતી નથી.

"પાર્વતી, એક રાત્રી મારે ત્યાં આવી અને જ્યારે તે ઉંઘમાં હતી, ત્યારે મે છોકરા અદલબદલ કર્યા."

"તમારે ઘેર ! તમારે ઘેર તેમણે શામાટે આવવું જોઇએ?"

"કારણ" પાર્વતી મુર્છાવત અવસ્થામાં વચમાં બોલી "તેણીનો ધણી મારા ં નો બાપ હતો."

" પણ હજી મારી સમજમાં આવતું નથી. "

મીસીસ વિહારીઘોષે કહ્યું " મારો ધણી ખરાબ માણસ છે, મે જાણ્યું કે જો, મારા છોકરાને તેના સંસ્કાર પડશે તો, તે પણ તેવો થશે; અને તેથી મારા છોકરાને બચાવવા માટે મે પાર્વતીના છોકરાનો ભોગ આપ્યો. "

" ભોગ આપ્યો ? "

હા, હું દીલગીરી અને અપમાનથી લગભગ ગાંડી થઇ ગઇ હતી. મારા ધણીની વ્યભિચારી વર્તણુકથી હું બેજાર થઈ ગઇ હતી. મે જાણ્યું કે મારો બાળક ગમે તેવો ગરીબાઇમાં હશે, બીજા ગમે તેવા વાતાવરણમાં હશે છતાં તેના બાપ પાસે રહેવા કરતાં ત્યાં રહેવાથી ઓછા ખરાબ સંસ્કાર તેમાં આવશે અને તેથી મેં તે જોખમ ખેડયું."

" પણ પાર્વતીનું બાળક ! "

" મે તેના માટે ઘણું ખરાબ કર્યું. તે તેના બાપથી અને મારાથી અમારા છોકરા તરીકે ઉછેરાએલો છે; અને તેના ઉપર આજે પ્રયાગ હાઇકોર્ટમાં ખોટો દસ્તાવેજ બનાવવાના તોહોમત માટે, કેસ ચાલે છે. "

" ત્યારે ગૌત્તમ તે ગૌત્તમ નથી. તે–"

" રામેશચંદ્ર ઘોષ છે. "

" હેં ! ઉર્મીલાથી બુમ નંખાઇ ગઇ. " હવે તેના પ્રેમમાં પડેલી છોકરીને તે પરણી શકશે. "

" પરણી શકશે ! શું તે હવે મને નહીં મળી શકે ? મારી આ અવસ્થાએ મારા માટે સુખ નથી ? તમે ધારો છો કે તેના માટે મારા હૃદયમાં કાંઇ દુ:ખ નહોતું થતુ ? આટલા વખત સુધી તો પાર્વતીનો છોકરો મારી પાસે હતો. તેણે અને તેના બાપે તકરાર કરી, કારણ તે તેના બાપના સંસ્કારોના શીક્ષણની સત્તાથી ખરાબમાંથી ભારે ખરાબ થયો છે. તેના બાપના નામની સહીઓ કર્યાથી પકડાઇ છે. અને તેના બાપે દરમીયાનગીરી કરવાની ના પાડી; અને હવે તેને ગુન્હેગારોના પાંજરામાં તેના ગુન્હાનો જવાબ દેવા માટે ઉભો કરવામાં આવેલો છે. મારાથી બન્યું તેટલું તે બેનશીબ છોકરા માટે મેં

કર્યું છે; પણ તેનો બાપ બહુ કઠણ હૈયાનો છે અને મારા કબ્જામાં નથી. તે તેનો છીનાળાથી ઉત્પન્ન થયેલો પુત્ર છે એવું તેની જાણમાં આવવાથી કેસ વધુ ખરાબ થશે. મારા પોતાના છોકરા માટે મને કહો તે કયાં છે, હું તમને વીનંતી કરૂં છું. મેં એવી નિર્દયતાથી છોડેલા છોકરા માટે મને થઇ આવે છે કે જાણે તે બાળક હોય. મને કહો, તે કયાં છે. હું તમને કરગરીને કહું છું, આર્યકુમારી."

ઉર્મીલા આનાકાની કરવા લાગી. "થોડા વખત થયાં તે તદન સુખી હતો. હવે તે દુઃખી છે."

"મને તેની પાસે લઇ જાઓ. હું તેને સુખી કરીશ, આર્યકુમારી. તે શાથી દુઃખી છે?"

"ગઇ રાત્રે તે મને કેહેવા આવ્યો હતો કે, તે એક છોકરીના પ્રેમમાં પડેલો છે. અને હું જાણતી હતી, તે પ્રમાણે, તેના જન્મ સબંધી વાર્તા, મારે તેને કહેવી પડી હતી, હવે તે ફરીથી સુખી થશે. મારે એકદમ જઇ અને તેને ખુલાસો કરવો જોઇએ."

"હા, આર્યકુમારી, તરતજ, હું તમારી સાથે આવીશ, દરેક ક્ષણ અમે એક બીજાથી જુદાં છીએ, તે મારા ગુન્હા માટેની સજા છે, તે કયાં છે?"

"તે પ્રયાગમા છે. આજે તે, કોર્ટમાં મુકદમો—" તરતજ ઉર્મીલાનો ચહેરો ઝંખવાણો પડી ગયો. તેણી ચોંકી અને પાર્વતી, કે જે ઉંઘતી હતી, તેણીની તરફ નજર કરી. પછી તેણીના હોઠ ઉપર આંગળી મુકી.

મીસીસ વીહારીઘોષ સમજી નહીં, પણ પાછી ખુરશી ઉપર જઇને ચુપકીથી બેઠી.

"આપણે થોભવું જોઇએ. તેણીએ ધીરેથી કહ્યું, "હવે, તેણીએ સત્ય નહીં જાણવું જોઇએ."

લગભગ એક કલાક સુધી પાર્વતીનું માથું છાતી ઉપર રાખી ત્યાં બેઠી, બારીની નીચેના એક સફર-જનના ઝાડમાં મેનાં બોલી. એક જુની ઘટ્ટ પુષ્પલતામાંથી એક કાળું પક્ષી સુસવાટાબંધ ગાવા લાગ્યું. પછી પાર્વતીએ ધીરેથી આંખો ઉઘાડી ઉર્મીલા તરફ પાતળો

હાથ લાંબો કર્યો, ઉર્મીલા તેણી ઉંડાણુમાંથી બોલી. "ક્ષણુવાર મને પકડી રાખ." મને સુર્યનો પ્રકાશ જોવા દે, વ્હાલી, દુનીયાને નમસ્કાર કરવા દે. અરે, માત્ર, જો, મેં તને બેહેતર રીતે ચાહી હોત! પણ હવે બહુ મોડું થયું— બહુ મોડું— હું તે સમજું છું. 'સુર્યનાં કીરણો મારા ઉપર પડવા દે, ओ३म्— ओ३म्' જ્યારે આપણે બધાં સુખી સાથે હતાં, ત્યારે મારાં સાસુએ તને સીખવ્યો હતો, તે મંત્ર મને યાદ આવતો નથી. જલદી કહે, જલદી—જલદી!"

"ओं भू भुवः स्वः तत्सवितुरर्व्यरेण्यं भर्गो देवस्य धीमहहि । धियो योनः प्रचोदयात् ॥" ધીરેથી ઉર્મીલાએ બોલવાનો પ્રયત્ન કર્યો.

"હા,–હા, હવે હુ તે જાણું છું" તેણીએ આતુરતાથી પુનઃ કથન કર્યું. ઉર્મીલા, મને માફ કર. ઓ, પિતા, સચ્ચીદાનંદ સ્વરૂપ હુ મારાં કર્મ ભોગવવાને માટે તત્પર છું. પણ, હવે બીજા જન્મમાં બુદ્ધીરહિત કામો હું ન કરૂં તેટલા માટે મારી બુદ્ધીનો વિકાસ કરવાની કૃપા કરજે.

ઉર્મીલાએ તેણીના કાનમાં "ઓ૩મ" શબ્દ પોકાર્યો. પાર્વતી ઉર્મીલાના ગળામાં હાથ ધાલી હસતાં નમસ્તે કહી અને મૃત્યુ પામી.

નરસીંહભાઇ અધીરાઇથી કંગાલ અવસ્થામાં બેઠો હતો, ત્યાં ઉર્મીલા ચુપકીથી ગઈ,

"તેણી મને મળવા માગે છે, આર્યકુમારી ?"

"આવો." ઉર્મીલા તેનો હાથ ઝાલી પ્રેતવાળા ઓરડામાં લઇ ગઇ, પછી તેણી મીસીસ ઘોષને બીજા ઓરડામાં લઇ ગઇ. "તમને ઠપકો દેવો તે મારૂં કામ નથી." તેણીએ સુકાઇ ગએલા હોઠે કહ્યું, "પણુ તમે શું કર્યું છે, તે તમે જાણો છો ?"

"આર્યકુમારી, તમે કહો છો, તે હું સમજી શકતી નથી. મારા છોકરાની પાસે માફી માગવા જવામાં મને શું અટકાવ છે?"

ઉર્મીલાએ તેણીના સામું જોયું. "તમારા માનવામાં આવતા છોકરા માટે તમને કાંઇ પ્યાર નથી. ?"

મિસિસ વિહારી ઘોષે કડવાશથી કહ્યું "મને બહુજ હતો."

તેના બાપના ખરાબ સંસ્કારની અસર અટકાવવા મેં બહુએ કર્યું. તેને માણુસ બનાવવા માટે મેં બન્યું તેટલું કર્યું. તેના માટે પ્રાર્થના કરી; પણુ તેનો બાપ મારા કરતાં વધુ મનોબળવાળો હતો. અને પછી બાપ બેટાને કજીયો થયો—છોકરાએ, તેના બાપની ધીરજ ગઈ ત્યાં સુધી નાણુાંની માગણીઓ ઉપરા ચાપરી કરવા માંડી. મી. વીહારીએ નાણુાં આપવાં બંધ કર્યાં; અને છોકરે તેના બાપના નામની ઘણી વખત ખોટી સહીઓ કરી, અને એક મોટી રકમનો ચેક લખ્યો. બેંકના મેનેજરને દગો માલમ પડયો અને તે તેનો કેસ ચલાવે છે. મારા ધણીએ તે છોકરાને હેરાન કરવા સારૂ મારૂં વીલ રદ કરવાનો વીચાર કર્યો.

“ વારૂ, તમે મારી સાથે હમણાંજ શહેરમાં આવશો ”?

“ હમણાંજ ! આ બીચારી મૃત સ્ત્રી, તેણીને છોડીને જવું વ્યાજબી નહીં ગણાય. ”

“ તમારે એકદમ આવવું જોઇશે, ” ઉર્મીલાએ કહ્યું.

તેમના બાપના દેખતાં, એક ભાઇ બીજા ભાઇ ઉપર કેસ ચલાવતો જોવા તમે ઇચ્છો છો ? ”

“ અરે ના હું— ”

ઉર્મીલાએ કહ્યું “ ગૌત્તમ આ કેસમાં સામાવાળાનો બારીસ્ટર છે; અને આજે તે કેસ ચાલવાનો છે, હવે તમે સમજ્યા કે શા માટે આપણે વખત ગુમાવવો નહીં જોઇએ ? જેમ બને તેમ જલદી આપણે ગૌત્તમ પાસે જવું જોઇએ. તેણે આ કેસ હાથમાં ઝાલવો નહીં જોઇએ. તમે મારી સાથે જલદી ચાલો. ”



# પ્રકરણ ૧૫ મું.



## હાઇકોર્ટ.



રોજનું કામ શરૂ થાય તે પેહેલાં હાઇકોર્ટનું આસપાસનું વાતાવરણ દબાએલા જુસ્સાવાળુ હોય છે. તે રોજીંદુ કામ એવું હોય છે, કે ઘણી વખત જીંદગી કલંકથી મુક્ત થાય છે, અગર કલંકવાળી થાય છે. બારીસ્ટરના કારકુનો તેમના શેઠના મોભા અને પસંદગીના લાલ, લીલા, આસમાની રંગની પોથીઓ ઉચકી અભિમાનથી રોફબંધ ચાલતા હોય છે, જાણે રાજ્યનો આધાર તેમના ઉપર હોય, ઉમેદવારો, કે જે માત્ર છોકરડા અને તાજા સ્કુલમાંથી નીકળેલા હોય છે. તેઓ સારી ચાલચલગતથી ચાલે, સારૂં લખી શકે એવા થાય એમને કારકુન તરીકે રાખવામાં આવે છે, તેઓ બીડીઓ પીતા, સ્ત્રીઓ સામે નજર કરી નીહાળતા જોવામાં આવે છે.

જેવો દસનો ટકોરો થયો, કે પેલા રોફમાં ચાલતા, બીડીઓ ફુંકતા અને મોટા ગૃહસ્થ કે અમીર કે ઓફીસર જેવો ડોળ કરી ચાલતા, પુરા કારકુન ટોળ કરતા ઉદ્ધત પ્રાણીઓમાં એકદમ અજાયેબી પમાડે તેવો ફેરફાર જોવામાં આવ્યો તેઓ સાલસ, શાંત, માન આપનારા થઇ ગયા અને તેમના કામ પ્રમાણે તેમના શેઠના હાથમાં કોટ, કાગળો વીગેરે જે કાંઇ હોય તે લેવા લાગ્યા, બારીસ્ટરોની રોજની રીત કોઇ કોઇ જોનારને કઇ ઓરજ લાગે છે, તેઓ તેમની ઘોડા ગાડીઓ ઘણી ઝડપથી ચલાવે છે, તેઓ તેમાંથી એકદમ ઉતરી, ઝબાવાળી રૂમમાં ચાલ્યા જતા, પોલીસ સિપાઇઓ એક પછી એક તેમને સલામો કરતા હોય છે, પછી માથે ટોપી અને ઝભા પહેરેલા ચોકાર, સુઘડ રૂપાંતરમાં તેઓ ફરી દેખાય છે, કોઇની આંખો બાજના જેવી, તો કોઇનું નાક ગરૂડના જેવું હોય છે, પછી બારીસ્ટરો, જો કે થોડા મીનીટ પછી, ભારે યુદ્ધમાં ઉતરવાના હતા, તોપણ મીલનસારપણે વાતોનાં ગપ્પાં મારતા હતા. થોડી નીરાશ થએલી સ્ત્રી શાક્ષીઓ તેમના તરફ ડરથી જોતી હતી, જે વેળાએ પબ્લીક પ્રોસીક્યુટરો, તેમની ફરજમાં કાબેલ, દબદબાથી ટેહલતા, તેમણે લીધેલાં ટાંચણો

વાંચતા હતા. કોર્ટના દ્વાર આગળ એક કદાવર સીખ સિપાઇ ગાર્ડ તરીકે ઉભો હતો. હોલની સામેના છેડે જજજનું ન્યાયાસન હતું, ન્યાયાસનના જરા આગળના ભાગમાં અને જજજના જમણા હાથ દીવાલ સામે, સામ–સામે ઝાઝાં માણુસો બેસી શકે તેવાં ઉંચાં આસનો ગોઠવેલાં હતાં, તે જુરીના ગૃહસ્થો માટે હોય એમ જણાતાં હતાં. જુરીના આસનની જરા ડાબી બાજુએ સાક્ષીનું પાંજરૂં હતું. જજજ-ની સામે ગુન્હેગારને ઉભું રહેવાનું પાંજરૂં હતું.

ન્યાયાસનની નીચે લાંબું ટેબલ હતું, ત્યાં કોર્ટનો કારકુન અને બીજા અટીકારીઓ હતા. જજજના સામે એકદમ બીજી ખુરશીઓ બારીસ્ટરો માટે અને તેમની પાછળ પ્લીડરોને માટે ખુરશીઓ હતી. જજજની ડાબી બાજુ જરા દુર રીપોર્ટરોના માટે ખુરશીઓ હતી. તેમના ટેબલ ઉપર ખુલ્લી નોટબુકો અને અણી કાઢેલી પેનસીલો પડી હતી.

“ શાં–આંત ! શાંત ! ” એક ચોપદારે મોટા અવાજથી કહ્યું, અને લાલ ઝબ્બાવાળો જજજ કોટવાળ અને નાજર સાથે દાખલ થયો. જેવો જજજ રાજ્યની નીશાનીવાળા આસનપર બેઠા, કે સર્વે ઉભાં થયાં.

જજજે સભ્યતાપૂર્વક બારીસ્ટરો અને વકીલોને નમસ્કાર કરી અને ગેલેરીમાં ટાંગેલા અમેરીકન ઘડીઆળ સામે જોયું. ઘડીઆળ તરફથી નજર ફેરવી જુરી ઉપરની બારીઓ, જે વડે કોર્ટમાં અજ-વાળું આવતું હતું, તેઓ ખુલી છે કે નહીં તે જોયું. કોર્ટની દીવાલો આછા લીલા રંગની રંગેલી હતી. થોડા પ્રેક્ષકો કોર્ટની પાછળ આ-તુરતાથી ઉંચા થઇને જોતા હતા.

તે સ્થાનમાં રફતે રફતે બહુ શાંત થઈ ગયું, એટલુ બધું શાંત થઇ ગયું હતું, કે માત્ર કાગળોપર ચાલતી કલમોના અને બુકોનાં પાનાં ફેરવવાનાજ અવાજો સંભળાતા હતા. કોઇ ઉધરસ ખાતું–પણ તેનો અવાજ માત્ર ઘુમટમાં તીરાડો પડવાના જેટલોજ અવાજ થતો. દ્રઢ પગલાં ભરતા ચોપદારો આંટા મારતા હતા અને એક માથે ટાલ પડેલો ધોળા વાળવાળો માણસ, ઝાઝા લોકોના હાથમાં ફરી મેલાં થઇ ગએલાં કુરાન, બાઇબલ, અને ગીતાનાં પુસ્તકો, જુરીને સોગન આપવા એકઠાં કરતો હતો.

જ્યુરરો, ગંભીર અને ધંધાદારી દેખાતા ચેહેરાવાળા, તેમનો ધંધો યાને વેપાર છોડી શહેરમાંથી આવવું પડેલું હોવાથી કંટાળો છુપાવવાને પ્રયત્ન કરતા હારબંધ બેઠેલા હતા. જ્યારે તેઓને સોગન લેવરાવવામાં આવ્યા ત્યારે, જજ્જ પેલા વૃદ્ધ દુભાષીયાના ફોનોગ્રાફમાંથી નીકળતા અવાજ જેવા અવાજથી સોગન દેવાના શબ્દો, ભારે ધ્યાનપુર્વક સાંભળતો હતો, બહારનો માણસ, તેની આ લક્ષ પુર્વક સાંભળવાની ઢબથી, એમ ધારે કે, તે દુભાષીયો એવું બોલતો હતો કે જે તે જજ્જે પેહેલાં કદી સાંભળ્યું ન હોય. દુરનો અજ્ઞાન પ્રેક્ષક જેટલો અવાજ સાંભળી શકે તે આ પ્રમાણે હતો; " તમારા જમણા......માં બુક પકડો અને ઉભા થાઓ .....બોલું......મારી પાછળ, કે 'તમે આપણુ પ્રભુ તુલ્ય રાજા અને બંધવા વચ્ચે ઠીક અને સત્યથી સત્ય વાત પ્રગટ કરશો' " ( સમજાય નહીં તેવો બડબડાટ ) " 'અને સાચો ફેંસલો ઇશ્વર......અને પુરાવા...આપશો ?' "

અગત્યનું કામ કરતો જણાતો અધીકારી, વખતોવખત જુરીમાંથી અમુક બંધવાની વિરૂદ્ધના ચુકાદા લઇને આવતો. આ ચુકાદા પેલા ક્લાર્કને આપવામાં આવતા હતા. કેદીઓને રાખવાની રૂમમાં ખળભળાટ થયો અને કેદીનું નામ બોલાવામાં આવ્યું.

કંઇક લાલચુ અને લુચ્ચા ચહેરાવાળો કેદી પાંજરામાં આવી ઉભો.

ફરીયાદીનો મી. હાર્ડીસ્ટી કરીને એક ઇંગ્લીશમેન બારીસ્ટર ઉભો થઇ કેહેવા લાગ્યો " ઇન્સાફના દેવ ! મારો અસીલ એક સદાચરણી, વેદીક ધાર્મીષ્ટ અને આર્યન આદર્શનો પુનરોદ્ધાર કરવાને પ્રયત્ન કરનાર આર્ય ગૃહસ્થ છે. તેઓ એક મોભાદાર પ્રતીષ્ટીત અને પ્રમાણીક સજ્જન છે, તેમને બંધવે એક માસસુધી ગેરવ્યાજબી આસાનકેદમાં તેઓ રાજદ્રોહી છે એમ કહી ગોંધી રાખેલા હતા. તેમ કરવાથી તેમના ધંધાને નુકશાન પોહોચ્યું તેમની આબરૂ હલકી થઇ, તેમને અર્ધા લાખ રૂપીયાનું નુકશાન પોહોચ્યું. "

બંધવાનો એક એંગ્લો ઇન્ડીયન વકીલ કે, જે તેના ઉપરી અમલદારનો દોસ્ત હતો તે કેહેવા લાગ્યો " તે બાંધવો એક પોલીસ ઇન્સ્પેક્ટર છે, તેણે જે કાંઇ કર્યું છે તે તેની ડયુટીની રૂયે શુદ્ધ

બુદ્ધીથી રાજદ્રોહનો ગુન્હો શોધી કાઢવા માટેજ કર્યું છે, તેણે ફરી- યાદીને ઘણી વખત તેના ભાષણોમાં બાળકોને બ્રહ્મચર્ય પળાવી સુદ્રઢ શરીર બનાવવા તથા મોટાં સ્ત્રી પુરૂષોને હમેશાં કસરત કરવાની ભલા- મણ કરતો સાંભળ્યો છે."

જજજે બંધવાને પુછ્યું "તારો બચાવ શો છે?"

બંધવો બોલ્યો "ચાર સ્ત્રીઓ કરવી તે પાપ છે, મુર્તિની પુજા કરવી તે ઇશ્વરનું અપમાન કરવા જેવું છે. ઇશ્વરને સ્ત્રી પુત્ર હોઇ શકે નહી, વિગેરે તેના ભાષણોમાં આવતું હોવાથી મેં તેને પક- ડયો હતો. સરકાર મા બાપ છે. તેને કરવું હોય તે કરે રાજદ્રોહ નહીં પણ લોકોની લાગણી દુખવવાનો તો તે ગુન્હેગાર હતો, અને તેના પુરાવા મેળવવા તેને મારી દેખરેખ નીચે રાખેલો હતો. એટ- લુંજ નહીં પણ તેમ કરવાની ભરોંસો, રાખી શકાય તેવા લોકોની ભલામણ હતી. મારી પણ લાગણી દુ:ખાતી હતી."

જુરીને પુછવામાં આવ્યું, જુરીએ વિચાર કરી જવાબ આપવા વીનંતી કરી. "તે લોકો ધર્માંધ છે. તે લોકો પેગંબરોને જુઠા કહે છે. ભાઇસાહેબ પુછો નહીં કૃષ્ણને તો માનતાજ નથી. સખ્ત ભાષા વાપરવી તે ગુન્હાવાળું ગણાય. ઠીક હૈ, સબકા ધરમ જુઠા કહેટા હૈ. પન આપરે તો એ વિચારવાનું છે. "બંધવો રાજદ્રોહી છે?" તમારાં ભેજાં ચસકી ગયલાં દેખું. ભચરડા હાના કરીયાં કરોછ, તે રાજદ્રોહી નથી તેતો નિર્દોષ રીફોર્મર છ." આમ જુરીમાં છણ ભણ થવા લાગ્યું.

મી. હાર્ડીસ્ટીએ ઉભા થઇને જજજને વીનંતી કરી "ઇન્સા- ફના દેવ! મને જુરી જોઇતી નથી. આપ ઇન્સાફ આપો તે મને કબુલ છે."

જજજે ચુકાદો વાંચી સંભળાવ્યો "બંધવે કંઇક પોતાની લાગ- ણીની કંઇક કોઇની શીખવણીથી, કંઇક તરક્કી મેળવવાની લાલચથી આ ભારે ગેરઇન્સાફવાળું અને સરકારને ભુલાવામાં નાખવાનું કામ કર્યું છે, નીચલી કોર્ટે દીર્ધદ્રષ્ટી વાપરી અત્રે કેસ કમીટ કર્યો, તે વ્યાજબી કર્યું છે.

હું તેને પાંચ વર્ષની સખ્ત મજુરી સાથે કેદ અને દશ હજાર રૂપીયા દંડની સજા કરૂં છું. એટલુંજ નહીં પણ મહાશય શીવદત્તને થયેલ ખર્ચ રૂપીયા પાંચ હજાર તેના માથે નાખું છું.

પોલીસે પ્રમાણીક અને ગુન્હાના સ્વરૂપ સમજી શકે તેવાં માણુ-સોની ભરતી કરવાની જરૂર છે. એટલુંજ નહીં પણ પુરાવા મેળવવા માટે શકદારને ગોધી રાખવો અને તેને એ વિષે કાંઇ જાણવા દેવું એ કરતાં, ઇંગ્લાંડની ડીટેકટીવની રીતથી પુરા દર્શનીક પુરાવા મેળવી માજીસ્ટ્રેટની સમંતીથી વોરંટ કાઢી ગુન્હેગારને પકડવો જોઇએ. અફવા અને અનુમાનથી લોકોને પોલીસે બોલાવવા, તે અણઆવડતવાળું અને અનીયમીત યાને ગેર–કાયદે–સર છે.

જજ્જ કે, જે કોઇના સામી નજર કર્યા સિવાય, કોર્ટમાં બેઠેલા સર્વને જોઇ શકતો હતો, તેણે તુર્તજ, પોતે ધંધો કરી ગુજરાન ચલા-વતી, ચિત્રકાર, આર્યકુમારી તરીકે પ્રખ્યાત થયેલી, ઉર્મીલાને ઓળખી કાઢી; તે જજ્જ એક, મુંબઇ ઇલાકાનો ઉચ્ચ જ્ઞાતીનો બ્રાહ્મણ હતો. તેને ચીત્રનો શોખ હતો. ઘણી વખત દ્વીજોના જ્ઞાતી વિનાશક–ભોજનોમાં તેની સ્ત્રી સાથે, ઉર્મીલા પાસે આવીને બેસતો. ઉર્મીલાનું કૌમારવ્રત તેનામાં ભક્તીભાવ ઉત્પન્ન કરતું હતું. રાજ્યા-સન જેવી દેખાતી ખુરશીમાં આપ દઇને, જે વખતે બેઠો, ત્યારે તે ચતુરાઇ ભરેલો દેખાવા કરતાં બુદ્ધદેવના પુતળા જેવો દેખાતો હતો, અને બીજા કેસની શરૂઆત થવાની રાહ જોતો હતો.

મીસીસ વિહારી–ઘોષ, આતુરતાથી તેણીના હાથના પંજા પકડી ઉર્મીલાની બાજુમાં બેઠેલી હતી. "જુઓ, તે આવે છે" તેણીએ કાનમાં કહ્યું."

રેમેશ–ચંદ્ર ઘોષ ગુન્હેગારના પાંજરામાં દાખલ થયો. તેનો ચેહેરો પાતળો, ઉડાઉ, વ્યભિચારી, અને સુંદર આંખોવાળો હતો તે ઘણો રૂપાળો, છતાં અધમ જણાતો હતો. તેને નિહાળતી સ્ત્રીઓને તે બારીસ્ટરના ઝભા ટોપી વિનાનો ગૌત્તમ દેખાતો હતો. ગૌત્તમ તેના ચહેરા ઉપર વ્યભિચાર અને ઉડાઉપણું દેખાતાં–પાંજરામાં ઉભો હતો.

પ્રયત્નથી રેમેશચંદ્ર ઘોષ ટટ્ટાર થઇ ઉભો. તેણે ચારે તરફ નજર નાખી, મીસીસ વિહારી ઘોષના ફિક્કા મુખ સામું જોઇ ચમકયો, પછી આંખો બંધ કરવા, આંખો ઉપર હાથ મુકી, નીચું જોયું, અને "બે ગુન્હા છું" એમ અરજ કરી. ત્યાં સુધી ઉંચું જોયુંજ નહીં.

જજ્જ હાથમાં કલમ ઝાલી અટકયો. "કોણ ફરીયાદી છે?"

ગૌત્તમ ઉભો થયો.

" બંધવે કોઈ વકીલ રાખેલો છે ? "

બંધવે ડોકું ધુણાવ્યું. પછી ગૌત્તમે પેલા પાંજરામાં ઉભેલા દુષ્ટ માણુસ તરફ નજર કર્યા સિવાય બહુ વર્ષના અનુભવી બારીસ્ટર માફક, કેસ શરૂ કર્યો.

" ભયંકર ! ભયંકર ! મીસીસવિહારીઘોષ બડબડતી મુર્છાવશ થઇ. જ્યારે તેણીને પોલીસના મજબુત સિપાઇઓ ઉચકી બહાર લઇ ગયા, ત્યારે બંધવાનો ચહેરો જરા આંચકી આવવા જેવો દેખાયો, પણુ પાછો અચેતન દેખાયો. આવો બનાવ અસાધારણુ હોઇ બીજા કોઇનું લક્ષ ઝાઝું ખેંચાયું નહીં.

જ્યારે બંધવાનો બાપ આવ્યો. ત્યારે તેની અને પાંજરામાં ઉભેલા માણુસની એક નજર થઈ, ત્યારે એક બીજા પ્રત્યે સખ્ત તિરસ્કારની ઝાળ છુટી અને બસ.

મી. વિહારી ઘોષે ચોખા અદલ અવાજમાં પુરાવો આપ્યો. બંધવે ઉપરાચાપરી એવા ગુન્હા કરેલા હતા, અને પોતાનો બચાવ-કરવા બેંકને ચેતવણુી આપી હતી, કે, છોકરાના આપેલા કોઇ વધુ ચેકાને માટે તે જવાબદાર થશે નહીં. ચાલતા કેસમાં, ચેક સાઠ હ-જાર રૂપીયાનો હતો. પાકો પુરાવો મળેલો હતો, કે, તે સહી બંધ વાના હાથ દસ્કતની હતી.

જુરીએ, શાક્ષીના પાંજરામાંના ઉડાઉ અને વ્યભિચારી ચેહેરા સામું જોયું, ઝીણુી નજરે જોયું, પછી વધુ અપરિપકવ, પણુ તેવાજ ઉડાઉ, વ્યભિચારી ચહેરા વાળા કેદી સામે જોયું,

શાક્ષીએ પોતાતી જુબાની મંકોડે મંકોડા મળવી એવી મનો-વિકાર રહિત દેખાતી રીતે ઘડી કાઢી હતી, કે, તે બન્નેઃ વચ્ચેની તકરારની સઘળી શક્યતાને દુર કરવાની ખાતર, કરેલી જણુાતી હતી.

બંધવો, કે, જે, આ કેસમાં ધ્યાન નહીં આપનાર, કોર્ટમાં એકજ હતો, તેણે પોતાના બચાવમાં " બે ગુન્હા છું " એવી અ-રજ ગુજારવા સિવાય બીજું કાંઇ કર્યું નહીં. તેનો કાંઇ ઇરાદો કે, કાજ નહીં જાણુમાં આવતાં, તે, અરધો ઉંઘાયલો દેખાતો હતો.

તેણે કોઇ શાક્ષી બોલાવ્યા નહીં, વખતો વખત તે, તેની મૂછો ઉપર હાથ ફેરવતો હતો, જે વેળા, તેણે પેહેરેલી જાડી વીંટીમાંથી હાથના હલવાની સાથે પ્રકાશ નીકળતો હતો. આ, કંઇક, બોજારૂપ દેખાતી વીંટીનો આકાર ઉપરથી હૃદય જેવો હતો, જ્યારે તેનો બાપ શાક્ષી ના પાંજરામાંથી નીકલ્યો, ત્યારે માત્ર, તેના સામે તેણે ફરીને જોયું, અને તે નજરે જુરીને કંપાવી.

ઉર્મીલાએ ઉતાવળમાં એક કાગળના ટુકડા ઉપર પેનસીલથી લખી, ચોપદારના હાથમાં ચાર આના પકડાવી, તે ચીઠી ચોપદાર સાથે, ગૌત્તમને મોકલાવી.

ગૌત્તમે તે વાંચી. તેના મોંઢાની લાલાશ ઉડી ગઇ. અને તે વેગથી જજ્જ તરફ ફર્યો. "હું કહેવાને દીલગીર છું, 'ઇન્સાફના દેવ' કે, મને હમણાં ખબર મળ્યા છે, તેની સત્યતા વિષે મને શક નથી. આવશ્યક છે કે, આ કેસમાંથી મારે નિરક્ત થઇ જવાની પરવાનગી આપની પાસે માગવી જોઇશે."

જજ્જે, તેનાં બરછટ વાળવાળાં નેણ ઉંચ્ચાં કર્યાં "ખરેખર મ—"

"ગૌત્તમ, દેવ."

"કોર્ટ તમારૂં સાંભલવાને તૈયાર છે, મહાશય ગૌત્તમ."

"ન્યાયમુર્તીને રોશન થાય કે, કેદીના પાંજરામાં ઉભેલો બંધવો, છેલ્લા શાક્ષીનો વ્યભિચારોત્પાદક પુત્ર, અને મારો અર્ધ ભાઈ છે, એવું હમણાંજ મારા જાણવામાં આવ્યું છે, કેહેવાને દીલગીર છું કે, છેલ્લો શાક્ષી મારો બાપ છે, તે પણ બે મીનીટ પહેલાં હું જાણતો નહોતો."

જજ્જે તે જુવાન માણસ સામું તાકીને જોયું. "ખરેખર, મહાશય ગૌત્તમ, ખરેખર ક્ષણભરના જુસ્સા સિવાય આ હકીકત જાહેરમાં લાવવાની કાંઇ જરૂર હતી ?"

"હા, દેવ" ગૌત્તમના મોં ઉપર ગુસ્સાથી ખુન ચઢી આવ્યું રામેશચંદ્રઘોષની વિરૂદ્ધ તેના બાપે, જે તિરસ્કારનો દુઃખદાયક દેખાવ કર્યો હતો, તે તરફ તેનામાં જેટલું મનુષ્યપણું હતુ, તેટલું બધું કોપના રૂપમાં ફેરવાઇ ગયું. "આ માણસ વિહારી ઘોષે, ઠંડા હૈયાના દ્વેષથી

કંઈ પણ કત્રી કરવાના એક શબ્દ અગર દયા સિવાય તેના પોતાના પુત્ર વિરૂદ્ધ શાક્ષી આપેલી છે, તે આપે સાંભળી છે. બેંકના મેનેજરને આ ચાર્જ પાછો ખેંચી લેવા તે સમજાવી શકયો હોત, તેવા એનશીબ છોકરાને બીજી તક આપી શકયો હોત, આવા પિતાથી ઉછેરેલો પુત્ર, ઓ, દેવ, બીજો કેમ થઇ શકે ? જો કે તે મારો બાપ છે, છતાં, તેના દુર્ગુણી દ્રવ્ય અને એકલપેટાપણાનો ભોગ થઇ પડેલ એનશીબ ગુન્હેગાર, કરતાં, મહાશય વિહારી ઘોષને કેદીના પાંજરામાં ઉભો રહેવા હું ઇચ્છીશ. ”

બંધવો, તેની દીલગીરી અને અફસોસ બતાવતી પ્રકાશીત આંખો, ગૌત્તમ તરફ ફેરવી, નિરાશાસુચક હસ્યો. ભાઇ, દેખાવ ન કર. દુનીયામાં તું સુખી છું, જ્યારે હું—“ તેણે દૈશથી તેના ખભા મરડયા–” હું કેદીના પાંજરામાં છું. આપણા વ્હાલા બાપના દુષ્ટ સંસ્કારનો ભોગ થઇ પડેલો, મને ઇન્સાફ અપાવવાની ખાતર, તેં કહ્યું, તે સઘળું, જો, તું માનતો હોઉ,તો, ભાઈ, તારે મારી બાજુમાં જગા લેવી જોઇએ. ” વિજળી સમાન ગતીમાં બારીસ્ટરનો ઝભો અને ટોપી ઉતારી, ખેંચોની પાછળ થઇ, કેદીના પાંજરામાં ગરી, ગૌતમ, તે બંધવા પાસે જઇ ઉભો.

જજ્જ સ્વાસોસ્વાસ થંભાવી એકી ટસે જોઇ રહ્યો. “ખરેખર મહાશય ગૌત્તમ, આ ઘણું નીયમથી ઉલટું છે. તમને બંધવા સાથે વિચાર ચલાવવાનું બની આવે, તેટલા માટે, હું અડધો કલાક કેસ મુલતવી રાખું, તે તમને પસંદ છે ? ”

કેદીએ પહેલાં કરતાં વધુ બળાત્કારથી કહ્યું “ દેવ, તેની જરૂર રહેશે નહીં. ,’ તે ગૌત્તમ તરફ ફર્યો. “ હું બીજા તરફથી ઠપકો વેઠનાર છું. પણ, જો, ઇશ્વરની કૃપા અને માતાનો પ્રેમ—પ્રેમ કે જેણે મારો રાક્ષસીપણે ભોગ આપ્યો. તે પ્રેમ ન હોત, તો મારા બદલે તું અહીં હોત. પણ, ભાઇ, તું ભલો માણસ છે. જેવો તેણે ગૌત્તમનો હાથ પકડયો, તેવો તે શબ્દમાં તદ્દન જૂદોજ ભાવ હતો, અને તેના પોતાના જેવીજ આંખોમાં, તે તપાસ કરવાની નજરે જોઇ રહ્યો, “ માતાને કહે કે, હું તેણીને માફી આપું છું તેણીએ, હમેશાં આપણા વ્હાલા બાપની ખરાબ સંસ્કારની સત્તાને અટકાવવા, પ્રયત્ન કરેલો છે. જો તેણી, માત્ર મારી સાથે કેદીના પાંજરામાં હોત

તો મને સંતોષ થાત; પણુ તેણી નહીં હોવાથી એ બાબત હું મારા પોતાના હાથમાં લઇશ, ” ( જ્યુરીના માણુસોમાંથી એકે, પેલી વિ-ચીત્ર દેખાતી સોનાની વીંટીને, તેના હોઠ ઉપર દાબતાં અને કાંઇ ગળી જતો હોય તેમ કરતાં, તેને જોયો. )

રોમેશચંદ્ર ઘોષે બે હાથ જોડી, જજજને નમસ્કાર કર્યા. “ હું આપને માત્ર એટલું બતાવી આપું કે, મારો ભાઇ સારા નશીબ યોગે, અમારા બાપના સંસ્કારમાં ઉછરતાં બચી ગયો છે. અને તેથી દુનીઆની નજર આગળ ઠપકાપાત્ર નથી, જ્યારે હું મી. ત્રિહારી ઘોષનો કાયદેસર ગણાતો પુત્ર મારા બાલપણાથી તેના દુર્ગુણી સંસ્કા-રમાં ઉછેરાયેલો છું. જો મારો બાપ શીક્ષાનો ભાગી થઇ અમારી સાથે જોડી શકાતો હોય, તો, આ કુટુંબનો પુનર્યોગ—પવન ! પવન ! મને પ—વ—ન ” તે લથડયો, ગૌત્તમના હાથમાં પડયો, આંચકી આવતી હોય તેમ હાથ પગ ખેંચાવા લાગ્યા, અને શાંત થયો.

“ ઝેહેર ! ” કોટવાળ કઠોરતાથી પણુ ધીરેથી બોલ્યો; અને દાકટરને બોલાવા દોડયો.

ગૌત્તમે તેના ખભા ઉપર પડેલા તેના ભાઇના મોં સામું જોયું. “ દેવ, કેસ પુરો થયો. ’

જજજે ગંભીરતાથી અને હમદર્દીથી નમઃસ્કાર કરી, કોર્ટ બર-ખાસ્ત કરી ગૌત્તમ, તેના શરીર જેવુંજ દેખાતું પ્રેત, કેદીના પાંજ-રામાંથી લઇ અદ્રષ્ય થયો.

ન્યુસપેપરોના રીપોર્ટરોએ હાથ ઘસી અને જલદીથી લખી નાંખ્યું. “ ભલી કોપી, પ્રભુ પ્રેરીત. ” એક જણે કહ્યું.

એક ખસીયાણો પડેલો, ઉતરી ગયેલા ચહેરાવાળો, માણુસ, તેના પુત્રના તિરસ્કારની પુનર્જન્મના બદલાની બીતી રાખતો નીચું મોં રાખી ચાલ્યો ગયો.



# પ્રકરણ ૧૬ મું.

## સમાપ્તીની શરૂઆત.

---

મીસ ધનપતરાયના નાપસંદ સમાગમમાં, પારીજાતકની સુંદર છાયા નીચે, ઉર્મીલા બેઠી ચીતરતી હતી. મીસ ધનપતરાયની વાતચીતમાં દ્વેષી ચીનગારી હતી, તે ઉર્મીલાને, હમેશાં તેણીના ધંધામાં મશગુલ રાખતી; વળી આજે મીસ ધનપતરાયની હાજરી બમણી પ્રતીકુળ હતી, કારણ ઉર્મીલા એકલી રહેવાને બહુ ઇન્તેજાર હતી. બીજી બાજુ, તેણીને ધ્યાન હતું, કે, તેણી, લીંબુના પાણીમાં મેળવેલા રાતા કવીનાઇનની બાટલ માફક મીસ ધનપતરાયની કઇંક દેણદાર હતી, અને તેથી, જુના સબંધને લઇને, તેણીએ આ અભિલાષા છુપાવવી જોઇએ. ઘણાં વર્ષોનાં તેઓ જીગરનાં દોસ્ત હતાં; અને તે દોસ્તી જારી રેહેવાનો, એક સત્ય બીના છતાં, સંભવ હતો જ્યારે મીસ. ધનપતરાય, ખાસ કાંઇ હાડોહાડ લાગે તેવું કેહેતી, ત્યારે ઉર્મીલા હસતી અને કેહેતી, કે, તેણીને ભસવાની ટેવ પડી છે, જેથી કેમ કરડવું, તે તેણીને આવડતું નથી. મીસ. ધનપતરાય દોલતચંદની દીકરી હતી અને વળી હમણાં તેણીના મોસાળનું નીરવંશીયું તેણીને મળ્યું હતું, તે પણ મોટી રકમ હોઇ, તેણીની જીભને કેવી ધાર ચડી છે, તે, તેણી જાણુતી નહોતી. લોકો, તેણીમાં તેજાબ જેવી મધુરતાનો અનુભવ કરવા લાગ્યાં. તે મધુરતાને, તેઓ ઘણી મનહર જાહેર કરવા લાગ્યાં, અને આદર્સ મનુષ્યો, કે, જેમને લક્ષ્મી છતાં છે એવું નથી જણાવતાં, તેમની નિરસતા કરતાં તેને વધુ આનંદ ઉપજાવનાર કેહેવા લાગ્યાં. જ્યાં, જ્યાં વાતચીતમાં નમ્રભાવ બતાવવાની આવસ્યક્તા હોય, ત્યાં, ત્યાં, મીસ ધનપતરાયની હમેશાં કટુતા દેખાતી; મધુરતા શકમંદ હોવા કરતાં પણ હજી વધુ હતી. પણ એ આશ્ચર્યજનક છે કે આમ, દોલત, લોકોને કેવાં આંધળાં બનાવી દે છે, અને તેના માલીકની ખામીઓને નજરે આવવા દેતી નથી તેણીએ ઉર્મીલાને જાહેર કર્યું “ દુનીયાં હમેશ કરતાં પણ વધુ કંટાળા ભરેલી છે. આ વધારાની દોલત મને હવે મ-

જ્યાથી, હું પોતે છું, તેવી માત્ર રેહેવાની મારી હોમત રેહેતી નથી. જેમ હું, લોકો તરફ વધુ તોછડી થાઉં છું, તેમ તેઓ, તે વધુ પસંદ કરે છે; તેઓ એવું ધારતાં જણાય છે કે તે અમીરી ખવાસ છે. પેહેલાં, તેઓ એવું કેહેતાં હતાં, કે, હું અમીરી યાને ખાનદાન કુટુંબની છું તે મારા નાક ઉપર જણાતું હતું. આ પાજી માણુસો સાથે મારે કેવી રીતે વર્તવું ?"

ઉર્મીલા કે, જે, ગૌત્તમને માટે પૈ પૈ એકઠી કરવામાં, બીચારી મેહનતુ ચીત્રકાર હોય, તેમ, તેણી ચીતરવાના ભારે કામમાં ગુંથાએલી હતી, તેણીએ સુચના કીધી "તેમાં કાંઇ બીજો ભેદ નથી. જેમ તું વધુ પૈસાદાર, તેમ લોકો, તને વધુ પૈસાદાર થવા ઇચ્છે છે, અને વધુ માન આપે છે.

"હું ધારૂં છું, હું એવી રૂમર યાને અફવા ઉડાડું કે મેં મારી સઘળી દોલત ધરમાદામાં આપી દીધી,"

"તું તો યુરોપીયન થઇ ગઈ છે. તમે બધાં બ્રહ્મોસમાજીસ્ટો યુરોપીયન થઇ ગયાં છો, હું તેમ ન કરૂં; ઘણી વખત નોવેલોમાં વાંચ્યું છે, તેમ, તારી ખુશામત કરતા દોલતચંદ કુંવારાઓ બક્ષીસોના રૂપમાં, પાણીગ્રહણ કરવાની ભવિષ્યની આશા માટે તને દોલતથી ડાટી દે, અને એ જુઠાણુ બહાર પડે કે તેઓની મશ્કરી કરવામાં આવી હતી, ત્યારે. પરણવા લાયક મૂર્તીઓ તારા સામું નહીં જુએ."

"મને તેની પરવા નથી."

"અરે, તને તેની પરવા છે. તું નકામું બોલે છે, તું જાણે છે કે જો તું કપટ જાળ ન રચે તો, તું હલકી પડીજા; અને હવે તે તું કરી શકે તેમ છે, તને અમીરોમાં ખપવું બહુ ગમે છે."

"તું ભુલ ખાય છે, ઉર્મીલા હું તે ઉસ્તાદી ખેલવાની નથી."

"કેમ?"

"તારા ચેપી દ્રષ્ટાંતનો મને ચેપ લાગ્યો છે, હું એક ચીજ પાછળ અડગ રેહેવાનો પ્રયત્ન કરૂં છું."

ઉર્મીલાએ શાંતીથી ટીકા કીધી "હા, હવે તે રીત પકડજે.

તે બહુ સહેલી છે. જો તને તેવી આદત પડે, તો, એ સેહેલું છે.

"તે આદત પડવી મુશ્કેલ નથી?"

"વારૂ, શરૂઆતમાં હા."

"જે લોકો, સર્વ જાણુવાની કલ્પના કરે છે, તેઓ બેવકુફ છે સો કોઇએ, કદાપી, મારા જીવનમાં અદભુતકથા નહીં બનવાનું હું અતડી હોઈ, ધારેલું નથી."

"મેં નહીં, હમેશાં ધારતી આવી છું."

"એ છુપાવવાને તેઓએ, મને ઘણી નબળી સમજી છે."

"નમાલી, શા માટે તેમાંના કોઇને તું પરણી નહીં?"

"પેહેલ વેહેલી, તારા મુંગા ભારદ્વાજ જોડે. હું પ્રેમમાં પડેલી હતી; પણ તે એટલો બધો મન વિનાનો હતો, કે, હું નિરાશ થઇ પછી હું ખરેખર પ્રેમમાં પડી. તેણે ઘણી વખત માગું કીધું, અને"

"તેં ના પાડી?"

"અલબત ભારદ્વાજની હું પરવા કરૂં છું એવી મને કલ્પના થઈ પણ, મેં તને હમણાં કહ્યું તેમ, તે માત્ર ક્ષણીક હતી. જો, હું જે મને પેહેલો ચાહતો હતો, તેની સાથે પરણી હોત, તો, અમે બન્ને દુઃખી થયાં હોત; અને હવે મારી પાસે આ વધારાની દોલત આવ્યાથી, તે મારી પાસે નહીં આવે. તે પેહેલાં કરતાં પણ ખરાબ હાલતમાં છે.

"અભિમાન કે ખીજ?"

"તે ધારે છે કે જો, તે દુર રેહેશે, તો, હું નિરાશ થઇશ."

"તું નિરાશ થઇ છો?"

"અલબત, હું થઇ છું; પણ તે. તારા વિના બીજા કોઇને, અથવા તેને, હું જાણુવા દેવાની નથી."

"ઓહો, હું તે લેખતી નથી," "ઉર્મીલાએ વિચાર પુર્વક કહ્યું. "હું ઠેકાણું જોયા વિના કદી કહું નહીં. તું શા માટે પુછતી નથી? તેઓ સો પ્રેમની વાર્તાઓ લઇને મારી પાસે આવે છે. હું અજાએબ પામું છું, કે, કેમ?"

"કારણુ તેઓ ધારે છે કે વર્ષો થયાં, તારો પોતાનો હતો, તે તને મળ્યો છે અને તેઓ તારા અનુભવનો લાભ લેવા ઇચ્છે છે."

"વર્ષો થયાં મારો ? તું ભુલ ખાય છે, મીસ ધનપતરાય મારાની તો માત્ર શરૂઆત થઇ છે."

"માત્ર હમણાં શરૂઆત ! શરૂઆત કરતાં તને દશ વર્ષ થયાં."

"ઉર્મીલાએ વિચાર કરીને, જોરથી, ચિત્રક્રમ કરતાં કહ્યું."

ઉતાવળથી શરૂઆત કરતાં, તે, પ્રયોગ બગડે છે. પાછળથી તે પ્રયોગ ફરીને કરવો પડે છે."

"અરે, જા. અજું પજું ન સમજાવ. ઉર્મીલા." મીસ ધનપતરાય, ચાલતા વિષયમાં ગાફેલયતપણાથી મોઢામાં ઘાસનું તરણું ચાવતી હતી, તે ફેંકી દેવાનું બહાનું કરતાં, ખુશી જણાઇ. "ઓ, ઉર્મીલા, હવે, અહીં આવ. તારા કેહેવાનો એ અર્થ થતો નથી. સૌ કોઇ જાણે છે, કે, જે જમીન ઉપર તું ચાલે છે, તે જમીનની પુજા ભારદ્વાજ કરે છે."

"તેથી શું વળવાનું છે ?" ઉર્મીલાએ, તેણીના ચતુર ફટકાની અસરને ધ્યાનપુર્વક જોવાને પાછું પગલું ભરી, ગંભીરતાથી સવાલ કર્યો. "તેણે મારી પુજા કરવી એ બેહેતર હતું."

"ઉર્મીલા !" મીસ ધનપતરાય કુદી. "તારો કેહેવાનો ભાવાર્થ શું છે ?"

જો કે તેણીએ, બહુ વખત, તેણીની પાસેથી, સત્ય કઢાવવા પ્રયત્ન કરેલો, તોપણુ ઉર્મીલા પાસેથી આ શબ્દ કઢાવવાને, આ પેહેલી વખત, શક્તીમાન થઇ હતી.

"હું તને કહીશ," ઉર્મીલાએ અતી આનંદથી હસતાં કહ્યું "પેલી ટેબલ ઉપર પડેલી, ચીંથરેહાલ દેખાતી ચોપડી ઉપાડ."

"અરે, છોડ તારી બુક શું અત્યારે પુસ્તકોનો વખત છે, જ્યારે—"

"જ્યારે શું ?"

"જ્યારે, આપણે મહાન પ્રકટીકરણની નજદીક હોઇએ ?"

"અલબત વખત છે, મારી વ્હાલી તેજાબી ખાસીયતની સખી તે પ્રકટીકરણની બુક છે. તે ઉપાડીને જો તેનું નામ શું છે?

"અરે કાંઇ ગાંડુ ઘેલું ઇંગ્રેજીમાં—'પિલગ્રીમ્સ પાથ'—એટલે 'યાત્રીનો મારગ' અને તે તો અંગ્રેજી પુસ્તક છે."

"વારૂ?"

"વારૂ!"

જો, તું શરૂઆતના પાનાં ફેરવીશ, તો 'યાત્રીના મારગની' વ્યાખ્યા હાથ લાગશે."

"અરે, હા. હું જાણુ છું, પણ તે તો સઘળી ફાટેલી ટુટેલી થીગડાં દીધેલી છે."

"યાત્રીઓ ફાટેલાં ટુટેલાં અને ઉઝરડાએલાં હોય છે." ઉર્મીલાએ સુચના કીધી. "મીસ ધનપતરાય આગળ વાંચ." "યાત્રીનો મારગ." મીસ ધનપતરાયે લક્ષ વિના શરૂઆત કીધી, પછી બદલાઇ, આતુરતાથી વાંચવા લાગી—"યાત્રીનો મારગ, તે, એક અજાએબ દ્રષ્ટાંત રૂપક કથા, કે નમુનો, ભીન્ન પ્રકારની કુમારીકાઓનો છે—તે કુમારીકાઓએ, પ્રેમને એકદમ, બાવળ અને ખીજડા ઉગેલા મોટા ઉંચા ચઢાવવાળા પહાડ ઉપર વસેલો માનેલો છે, અને તેને પ્રાપ્ત કરવાને તેઓ ચાલી નીકળેલી છે. પણ, જેમણે એ પહાડ ઉપર ચઢવાને સીધી લાઇને પ્રયત્ન કરેલો છે, તેઓને તેમનાં પગલાં પાછાં ફેરવી નિરાશ થવું પડયું છે; અને જેમણે યાત્રીનો મારગ, પહાડને ફેરો ફરીને પસંદ કર્યો છે, તેમને માલમ પડયું છે કે, ફેરા ફરતાં બહુ વખત પછી, જ્યાંથી ચડવા માંડેલી, તેનાથી કેટલાક કદમો તેઓ ઉપર હતી. નિરાશામાં તેઓ બેસીને હિસાબ કરવા લાગી કે, શિખર પર ચઢતાં કેટલાં વરસ લાગે; કેમકે સીધો રસ્તો અશકય હતો અને યાત્રીના મારગમાં તેઓ આગળ વધેલી નહોતી. પણ એક કુમારીકા, યાત્રીના મારગ પર ચાલવા લાગી અને દ્રઢતાથી તે રસ્તો પકડી રાખ્યો. તે પહાડ એટલો બધો મોટો હતો કે, તે ઘટ્ટ કાંટાવાળી ઝાડીમાં થઇને, રસ્તો કરતાં તેણીને એક વર્ષ લાગ્યું. અને કુમારીકાઓ, કે જેમણે યાત્રીનો મારગ છોડી

દીધેલો હતો, તેઓ એક વર્ષની આખરે, જેવી તેણી કેટલાક ફુટ તેમનાથી ઉંચી ઘટ્ટ ઝાડીમાં દેખાઇ તેવી, તે પ્રેમની યાત્રીની મશ્કરી કરવા લાગી. અને તે પ્રેમની યાત્રીએ તે પહાડને બીજો, ત્રીજો અને ચોથો ફેરો માર્યો. તેણીનો ઝભ્ભો ફાટી અને ચીંથરેચીંથરાં થઇ ગયો, તેણી સુર્યના તાપથી તપી ગઇ, પવનથી તેણીની ચામડી ભુંખરી થઇ ગઇ, ચીંતાથી ગળી જઇ દુર્બળ થઇ; પણ તેણીનાં ચક્ષુ તારા કરતાં વધુ સુંદર હતાં, અને તેઓ હમેશાં ઉપર જોતાં હતાં. માર-ગમાં કાંટા નહીં જોતાં રસ્તો રોકતી ડાળીઓને એક બાજુ કરતી તેણી આસ્તે આસ્તે અદ્રષ્ય થઇ. એક વખત જેઓ નીચેથી જોતી હતી, તેઓ અંજાણ હતી; કારણ કે, પ્રેમની યાત્રીનાં સ્નેહીઓ, જ્યારે, તેણીએ ઉપર ચઢવું શરૂ કર્યું ત્યારે મરી ગયાં હતાં. પછી પ્રેમની યાત્રી ફરીને આવી નહિ અને કોઇ તેણીની પાછળ ચઢી નહિ" મીસ ધન-પતરાય મગરૂબી અને ઉદ્ધતાઇથી હશી. "તેમાં કાંઇ એટલું બધું જણાતું નથી." ઉર્મીલાએ આતુરતાથી કહ્યું "અરે તું સમજતી નથી." "તે વાત તેં અધવચથી વાંચી છે. તે બહુ ગમત પડે તેવી છે. જે વાંચવી શરૂ કરે તેણે તે પુરી કરવી જોઇએ."

"હું સમજી અને તું ?'

"પ્રેમની યાત્રી માફક હું, દસ વર્ષ થયાં ચઢવા લાગેલી છું." ઉર્મીલાની આંખો અને ગાલ ચળકવા લાગ્યા. "હવે હું તે પહાડના શીખર નજદીક આવી લાગી છું. હું જાણું છું કે શા વાસ્તે તે યાત્રી નીચેથી જોનારને અદ્રષ્ય હતી."

મીસ ધનપતરાયે તેણીના સામું અજાએબીથી જોયું. "કેમ ? મને જરા પણ વિચાર આવતો નથી. આ દ્રષ્ટાંત રૂપક કથા જરા ન સમજાય તેવી છે."

"કારણ કે, જેવી તેણી છેલ્લો ફેરો ફરવા લાગી, તેવી, એક મોટા ઝાડના ઓઠા પાછળ આવી જવાથી નીચેની દુનીયાની નજર-માંથી છુપાએલી હતી. તેણીએ તે ઓઠા રૂપી પડદા પાછળ ફેરો માર્યો અને પછી—"

"અને પછી ?"

ઉર્મીલાએ ચીતરવું જારી રાખ્યું.

"ઉર્મીલા, તું, દુનીયામાં ભારેમાં ભારે વધારીને વાતો કરનારી પ્રાણી છે, તેવીજ તારી દંતકથાઓ પણ વધારેલી અને બેવકુફી ભરેલી છે. દ્રષ્ટાંતરૂપ કથાઓ હમેશાં સામાન્ય પંક્તીના લોકો, કે જેઓ વસ્તુઓ સ્પષ્ટ રીતે સમજાવી શકતા નથી, તેમનો આશ્રારો છે. પછી શું બન્યું ?"

ઉર્મીલાએ ચીતરવાની પીંછી હેઠી મુકી, મીસ ધનપતરાયના સામી તેણીની આંખો પુરેપુરી ફેરવી. "આહા, મીસ ધનપતરાય તું બાકીની દુનીયા જેવી છું."

"કેમ ? સૌ કોઇ કહે છે, હું જુદા પ્રકારની છું."

"બાકીની દુનીયા જેવીજ. ના હિંદુ કે ના સુધારકની છોકરી, હિંદુની હોત તો તારે આ વાતની આવશ્યકતાજ નહોતી, મા બાપે ગમે ત્યાં ઝીકી હોત. પ્રેમના ગુપ્ત ભેદને, તેમના નજદીક જવાને, ચઢવાની તકલીફ લીધા સિવાય, તું જાણવા માગે છે.

અને—

"જ્યાં સુધી તું નહીં ચડીશ, ત્યાં સુધી તું તે કદી જાણીશ નહિ." મીસ ધનપતરાયે બગાસુ ખાધું. ખાસ કરીને આવી જાતની પહાડ ઉપર ચઢવાની મેં મુસાફરી કરી નથી. હું ભ્રમમાં પડી નરમ થવાની શરૂઆત કરતી હતી. હવે હું ફરીથી શરૂઆત કરીશ.

ઉર્મીલાએ વિનંતી કરી, 'તેમ ના કરતી. લોકો તારા ઉપર ગબડી પડશે અને તેમને ઇજા થશે.'

'મેં જાણ્યું ચઢવાને માટે સખ્તાઇ જરૂરની છે.' મીસ ધનપતરાયે ખોંખારો કર્યો. 'ઉર્મીલા, તું જાણે છે, તારા ચઢવાથી તને શું થયું છે ?'

'તેની અસર મને બીલકુલ થઇ નથી. હું બહુ કામમાં ગુંથાએલી હતી.'

'વાર, તારા દોસ્તો અને મને બહુ થઇ આવ્યું છે. કહેવાય છે કે ભારદ્વાજની વાટ જો તેં તારી જીંદગીનાં દશ વર્ષ બગાડયાં છે.'

'તું મને માફ કર, મીસ ધનપતરાય, એવી કોઇ કલ્પના કરવાનો હક તને નથી.'

'વાહ, જો હું નહિ કરૂં તો, દુનીયા તે કલ્પના કરે છે. અલબત હું જાણું છું કે તેની પાછળ કાંઇ ભેદ છે. પણ બહેતર છે કે. તું ભારદ્વાજ સાથે તે સમજી લે, આ તે આવે છે. હું ચાલી જઇશ.'

હું જો તું હોયતો કદી ચાલી ન જઉં.

તારા જેવી સ્ત્રી મશ્કરી કરાવ્યા શિવાય ચાલી જાય નહિ. "

"ના ! ત્યારે હું નહિ ચાલી જઉં. મહાશય ભારદ્વાજ કેમ છે ?

'હું જાઉં તે પહેલાં મને કહો કે, આટલાં વરસ થયાં ઉર્મીલા તમારાથી દુર દુર ભાગે છે, કે તમે ઉર્મીલાથી દુર દુર ભાગો છો ?

ઉર્મીલાએ વિવેક પુર્વક સુચના કીધી કે, જો તારે હાસ્યોત્પાદક ન થવું હોય તો હું ધારૂં છું કે તું ચાલી જા, 'ભારદ્વાજ તેણી પેલાં કંટાળો આપનારાં લોકોની માફક. ' તું જાણતો હોઉં, તે, જાણવા માગે છે.' "

"તેણીને જ્યારથી વધારાની દોલત મળી છે, ત્યારથી તેણીના મનના પડપુછ કરવાના વલણ તરફ મારૂં ધ્યાન ખેંચાયું છે, ઉર્મીલા. પેહેલાં તેણી બેહાલ હતી, પણ હવે પૈસાથી બફાઇ ગઇ છે. તે બફારાથી તેણીનો અવાજ રૂંધાઇ જાય છે. તેણી પાસેથી સભ્ય વચન તને મળી શકશે નહિ."

'મને ભરોંસો છે'—મીસ ધનપતરાયે ડોળા કાઢી દાંત કકડાવી હાથની બંગડીઓ ભેળી કરી—કે બીજાઓ અસભ્ય નહોતાં.' 'ના માત્ર કડવાં અને કરડે તેવા—કવીનાઇન કે એળીયાના મિશ્રણ જેવાં. મને ખાત્રી છે કે ઉર્મીલા આપણ બન્નેને જમવાનું કહેવાની છે. તું ફરીને પાછી આવે ત્યારે અમને આંહીંજ જોઇશ.'

'ઉર્મીલાએ તમને કહ્યું છે, હું ફરવા જવાની છું !'

ઉર્મીલાએ ભાર દઇને આકર્ષક નરમાશથી કહ્યું, 'જો તું ફરવા જાય તો સારૂં ખાઇ શકે એવું તું ધારતી નથી મીસ ધનપતરાય ! એક માઇલ દુર જવું બસ થશે.'

"બહુ સારૂં. તેણી બબડી, તારાં મેમાન પરોણાની સરભરા કરવાની અને તારા વિચાર પ્રમાણે તેમને વર્તાવવાની પણ આ એક રીત છે.' પણ, તેણીએ છત્રી લઇ ઘર સામેની દુરની એક પબ્લીક ગાર્ડનમાં આમ તેમ ફરવા માંડયું.

'તેણી નજરથી દેખાતી બંધ નહીં થાય?' ભારદ્વાજ કે, જે હજી પચીશ કે અઠાવીશ વરસના છોકરા જેવો આતુર હોય તેમ અધીરાઇથી પુછ્યું. એ આતુરતા અને અધીરાઇ એવી હતી, કે, મોટી ઉમરનાં માણસો ના કરે. કે ના કરી શકે.'

'આપણે તેણીને હેરાન કરીને કાઢી. ભારદ્વાજ એટલી બધી ખાસ ઉતાવળ નથી. આપણને જમવાને એક કલાકની વાર છે.' 'ના; કાંઇ જરૂર નથી. ઉતાવળ નથી, તે જાણવું. એક રીતે મધુર છે. જ્યારે એ વિષે હું વિચાર કરૂં છું, ત્યારે આપણે બહુમાં બહુ ધીમું પ્રેમનું જોડુ છીએ, એ ઠરાવ ઉપર હું આવું છું, ઉર્મીલા.'

'દુનીયા તેમજ ધારતી જણાય છે. તેમાં સઘળી મારી ભુલ છે.' તેઓ બેઠાં. અને ઉર્મીલાએ, ખુલાસો કરવાના પ્રયત્ન પણ સિવાય તેણીનું કામ છોડી દીધું. તે ક્ષણનો આનંદ એટલો બધો હતો કે, બધાયે, તેણી લઇ લેવા માગતી હતી. "મારા વ્હાલા ભારદ્વાજ," તેણીએ તુર્તજ કહ્યું, હુ એક ધોળો વાળ જોઉં છું. મને તે કાઢી નાખવા દે.

તેણી ઉભી થઇ, વાંકી વળી તેના માથા ઉપર હાથ મુકયો, પણ તે પકડી તે ઉભો થયો, "ઉર્મીલા?"

"હા, ભારદ્વાજ."

"હુ બહુ ધીરજવાન થયો છું, ઉર્મીલા."

"હા, ભારદ્વાજ."

"તને હાથમાં લીધે ઘણાં વર્ષ થયાં છે ઉર્મીલા."

"હ—આ ભારદ્વાજ,"

"હવે હું તને હાથમાં લઉં છું."

"મારી પરવાનગી લીધા શીવાય?"

"હા ઉર્મીલા તારી રજા લીધા સિવાય."

"તું ભુલી ગયો છું—"

"હું કાંઇ ભુલી ગયો નથી. તું જોતી નથી ચંદ્રમા આકાશમાં ચડયો છે?"

"ના, ભારદ્વાજ નહીં, એ ધોળો દહાડો છે."

"ધોળો દહાડો ઉર્મીલા ! પેલા આમ્રવૃક્ષ પર ચંદ્રમા ચડેલો હું જોઉં છું. હું ધુવડને બોલતાં સાંભળુ છું. ઝાડીનાં બુલબુલને હું ગાતાં સાંભળું છું. તારા ઉપર ચંદ્રમા અને તારાઓની રોશની વરસતી જોઉં છું. ઉર્મીલા, હું તારા હાથ ઉપર લોહી જોઉં છું—" તેણે તે હાથ પકડયો અને તેને ચુંબન લીધું—" હું તારી આંખોમાંમાં અશ્રુ જોઉં છું; અને તે સઘળું ઘણા વખત પહેલાંનું પાછું આવે છે."

"ના, ભારદ્વાજ, તું ભુલે છે. ચંદ્રમાનો પ્રકાશ ઓછો થયેલો છે, ધુવડો અર્ધા ઉંઘાયલાં હશે, બુલબુલ બીલકુલ ગાતાં નથી. માત્ર ગુલાબ હયાત છે. મારા હાથ ઉપર લોહી નથી, મારાં આંસુએ તે ધોઇ નાખ્યું છે. ભારદ્વાજ તે તું બરાબર જો.

"ના, ઉર્મીલા, તારા કરતાં હું ખરી કલ્પનાથી જોઉં છું. આપણે તે વખતે પ્રેમમાં હતાં; આપણે હવે પ્રેમમાં છીએ."

"આપણે તે વખતે છોકરો છોકરી–હતાં, સુર્યનો પ્રકાશ આપણા ઉપર પડે છે, ધુવડો ઉંઘે છે, કોયલ અને મેનાં ટહુકા કરે છે, મારા હાથ રંગથી છંટાયેલા છે."

ચંદ્રમાની રોશનીથી તું અંજાઇ ગઇ છું, ઉર્મીલા, તને યાદ નથી મેં તને કેવી હાથમાં લીધી હતી ? તને યાદ નથી મેં તને કેવું ચુંબન લીધું હતું ? મારા ગળા ઉપરનો તારો સફેદ હાથ તું ભુલી જાય છે ?"

"આપણે તે વખતે છોકરો અને છોકરી હતાં, ભારદ્વાજ, હવે આપણે પુરૂષ અને સ્ત્રી છીએ, છોકરી અને છોકરાનો પ્રેમ તે વખતે નાશ પામ્યો હતો, પુરૂષ અને સ્ત્રી જૂદે જૂદે રસ્તે ગયાં, પૂર્વનો પ્રેમ એ સ્વપ્ન થયું. તે દશ વર્ષ પહેલાં હતું, ભારદ્વાજ, દશ વર્ષ પહેલાં દશ વર્ષ સુધી–સ્વપ્નમાં રહી શકે નહીં."

"દશ વર્ષ પહેલાં, ઉર્મીલા ! દશ વર્ષ !"

"દશ વર્ષ, ભારદ્વાજ."

"તું ધારે છે કે, છોકરો અને છોકરી—મરી ગયાં છે ?'

" મરી ગયાં, ભારદ્વાજ, તેઓ ફરીને પાછાં જીવતાં થઇ શકે નહીં. "

" તેઓ કદી મરી ગયાં નથી ! તેઓ કદી ઘરડાં થયાં નથી; તેમણે તેમના પ્રેમનો ત્યાગ કર્યો નથી. તેઓ થોડા વખતને માટે જુદાં પડયાં, જુવાનીમાં સ્વપ્ન ભુલ્યાં નથી, જુવાનીનાં સ્વપ્નને માત્ર સ્વપ્નાંજ સમજીને કદી છુપાવતાં નથી પણ ટકાવી રાખ્યાં છે, કદી પાછાં ખસેડયાં નથી, પણ સમાપ્તી સુધી દબાવી રાખ્યાં છે; અને ઉર્મીલા હવે સમાપ્તી આવી છે—આ સમાપ્તીની શરૂઆત છે. "

" પણ જો કે છોકરો જીવે છે, ભારદ્વાજ, તોપણ છોકરી મરી ગઇ નથી ? "

" ના, ઉર્મીલા ! જો તેણી મરી ગઇ હોત તો, છોકરો પણ મરી ગયો હોત," તેણે તેણીને હૃદય સાથ દબાવી. " જયારથી આપણે છોડયું ત્યારથી ફરી શરૂઆત કરવાનાં છીએ. "

" પણ—તું—ભુલી—ગયો છું. "

" હું કશું ભુલી ગયો નથી, તેં તારા માથે લીધેલું કામ પુરૂં કર્યું છે; તું યાત્રીના મારના ઉપર ચડી ચુકી છું—( તું ધારે છે કે હું પણ નથી ચડયો ? તું ધારે છે કે તે પહાડ ઉપર ચડતાં અજાણે આપણે એક બીજાની પાસેથી પસાર નથી થયાં ? )—અને મેં મારૂં કામ કર્યું છે. "

" તું મારા એઆબરૂ પિતાને ભુલી ગયો છું. "

" મેં તેમને ગોતી કાઢયા હતા, તેમના મૃત્યુ સુધી મેં તેમની સંભાળ લીધી હતી.

" તેં, ભારદ્વાજ, તેં ! તેમના માટે તેં એમ કર્યું ? "

" ના; તારા માટે, અને તારી ખાતર તેમને છુપા રાખવા માટે—મારા માટે નહીં. એટલા માટે તેમણે તને કનડી નથી, અને તેમણે દારૂ પીવો છોડી દીધો, તેમનું અંતઃકરણ શુદ્ધ થયું, ફરી સમાજમાં જોડાયા અને તારી માતાના મૃત્યુ અને વિયોગથી દિલગીરીને લીધે તેઓ દારૂ પીવાની આદતમાં પડી હલકા થઇ ગયા હતા, એવી આ જીંદગીથી તારૂં જે તેમણે બુરૂં કર્યું હતું, તેની માફી માગી, એક પવીત્ર માણસ તરીકે તેઓ મુઆ. "

" પણ ભારદ્વાજ, હજી શરમ છે. તને પરણવાથી તારાં આર્ય કુટુંબને હું બટ્ટો લગાડી શકતી નથી."

" શરમ! આપણું જીવન આપણે જેવું બનાવવું હોય તેવું બનાવી શકીએ છીએ. આપણા માટે તે કોઇ બીજું બનાવી શકતું નથી. ઉર્મીલા, તું સાંભળ."

" હું સાંભળું છું, ભારદ્વાજ."

" મે તારી સાથે બહુ ધૈર્ય રાખ્યું છે, તેં કીધું તેમ મેં બહુ કર્યું છે. તારા પોતાના હૃદયનો સુર, મેં તારી પાસે બંધ કરાવ્યો છે, મારે તારૂં અપમાન કરવું જોઇતું હતું—"

" ભારદ્વાજ!" તેણીએ જરા ઉશ્કેરાઇ બુમ નાખી.

" મારે તારૂં અપમાન કરી તને બીવરાવવી જોઇતી હતી, તારાં બહાનાને એક બાજુ રાખવાં જોઇતાં હતાં, તને પરણવું જોઇતું હતું. તું કહે તેમ કરવામાં મે બેવકુફ જેવું કામ કર્યું છે. તને સીધા જોરથી ગ્રહણ કરવાને બદલે, મે તને ફરજ—ના રસ્તા ઉપર રહેવા દીધી છે હવે ત્યાં, વધુ વખત રહેવાની કાંઇ આવશ્યકતા નથી, તારી ફરજ મારી અને મારા પ્રેમ તરફ છે; તારા જીવનની ફરજ—મુખ્ય ફરજ એ છે, જેનો તું અસ્વિકાર કરી શકે તેમ નથી. હું તારી મુર્ખાઇ ભરેલી લુચ્ચાઇને પહોચી વળીશ, અને આટલો વખત થયાં તારી પાસેથી મળવાના સુખનો તે નકાર કર્યો છે, તેનો હું દાવો કરીશ. અટકાવવાનો પ્રયત્ન કરવાનાં બાનાં નકામાં છે, કેમકે હું તારાં બહાનાંને માનીશ નહી.

" ભારદ્વાજ! ભારદ્વાજ!" ઉર્મીલાએ તેણીના હાથોમાં તેણીનું મોં સંતાડયું.

" હું ઉદ્ધત થઇશ, તારે મને એક પખવાડીયામાં પરણવું પડશે. હું મારા હિંદુ સગાં સબન્ધીઓની સાથે સમજી લઇશ. મેં સઘળો બંદોબસ્ત કર્યો છે. જો તું મારી પાસેથી ચાલી જઇશ, તો દુનીયાના બાજે છેડેથી તને હું ગોતી લઇશ. ઉર્મીલા તું મારી સાથે દલીલો ના કરીશ. હું તેમાંની એકે સાંભળવાનો નથી. મને પરણવાની હું—તને—આજ્ઞા—કરૂં છું" અને તેનું નાક અને હડપચી પહેલાંના વખતમાં તેણી ચાહતી હતી, તેવી રીતે ઉંચાં ચડયાં.

"તુ—મને આજ્ઞા કરે છે ! તું ભારદ્વાજ, તું ! તું હિંમત કરે છે !"

"હું આજ્ઞા કરૂં છું. જો તું વધુ બોલીશ, તો, હું તારૂં અપમાન કરીશ. મારો પિત્તો જલદી ખસી જાય છે. જ્યારે મારો મીજાજ જાય, ત્યારે હું કેવો ધાતકી થાઉં છું, તે તું જાણુતી નથી. બ્રહ્મો સમાજની માફક આર્ય સમાજનું બંધારણ ન હોવાથી, ભવિષ્ય માટે આપણા લગ્નનો દસ્તાવેજ હું કોર્ટમાં નોંધાવીશ. કોઇ પણ ભોગે હું તને છોડવાનો નથી."

"તું તારો મીજાજ ખોવે તેથી વધારે, ભારદ્વાજ મને કાંઇ જોતું નથી; પણ તારૂં નાક, હડપચી, અને તારી અણુઘટતી ઉદ્ધતાઇ—"

"જૂઠું ના બોલ ઉર્મીલા, તું મારા ઉપર અત્યન્ત પ્યાર રાખે છે. તું હમેશાં મારા ઉપર પ્યાર રાખતી આવેલી છું. મને તું તારા અંતઃકરણથી ચાહે છે. ઉલટું ના બોલ."

"વારૂ, ત્યારે હું ઉલટું નહીં બોલું, ભારદ્વાજ, હું તને દીલોજાનીથી ચાહું છું. મારા પ્રાણ ! મારા વ્હાલામાં વ્હાલા !" ઉર્મીલા તેના હાથમાં કુદી પડી. "ઓ ભારદ્વાજ, ભારદ્વાજ, તારી રાહ જોવામાં કંટાળો ભરેલાં વર્ષો !"

"તેમણે કોઇ જાતનું દુષણ રહેવા દીધું નથી. ઉર્મીલા."

"ઓ ભારદ્વાજ, હા, હા, ખરેખર. ગુમાવેલા દીવસોને માટે પસ્તાવો કરતાં દીવસો ગુમાવ્યા ' તેનો ભારદ્વાજ તું વિચાર કર."

"ના, ઉર્મીલા, જે દીવસો આવવાના છે તેનો અને તારો હું વિચાર કરીશ."

"એવા દીવસો થોડા છે, ભારદ્વાજ' એવા ઘણા ઘણા થોડા !"

તેણીએ તરતજ તેનો એક ધોળો વાળ તોડયો અને તે પવનમાં ઉડયો. "તું સાચો છું, ભારદ્વાજ," તેણીએ ધીરેથી કહ્યું; "તે પાછળનું તેની સાથે લઇ જાય છે. કુમારીકા ફરી પાછી જીવતી છે."

"છોકરો કદી નાશ પામ્યો નથી."

" ભારદ્વાજ ! "

" ઉર્મીલા ! "

*           *           *           *

બે કલાક પછી દીલગીરીસુચક અવાજ સંભળાયો. "મને તો ભુખ લાગી છે, જો, હવે જમવાનું થયું હોયતો ! '

" જમવાનું ! " ઉર્મીલાએ કહ્યું. "જમવાનું ! અત્યારના ક્ષણે પાછી આવવાની હિમત કરી, તું, જમવાનું માગે છે ! "

તે વિષે વાતો કરવા કરતાં હું આ ક્ષણે ખાઈશ. " મીસ ધનપતરાય કરડાકીમાં બોલી. " આ કહેવાતો 'પ્રેમ', એકલપેટા થવાની આદત વાળાં લોકોનું, હમેશાંના કરતાં વધુ ખરાબ થવાનું, બહાનું છે, " જમણથી તેણીનું મોઢું અટકાવવું, એ; તેણીની બદબોનો અંત લાવવાનો માત્ર એક રસ્તો છે, " ભારદ્વાજે સુચના કીધી. " વળી હું પોતે પણ બહુ ભુખ્યો થયો છું. "

" એમ, પેલા માણુસ પેઠે. એક સ્ત્રી માટે દસ વર્ષ સુધી, તે રાહ જોઇ શકે, " મીસ ધનપત્તરાયે દ્વેશથી કહ્યું; " પણ જમણ માટે દસ મીનીટ રાહ ન જોઇ શકે ! "



# પ્રકરણ ૧૭ મું.

## લગ્ન.

મીત્રોએ મશકરીમાં આપેલી બેરોનેટ પદ્વીથી ઓળખાતો, બેરોનેટ ભારદ્વાજ સમૃદ્ધીથી પ્રત્યક્ષ બેરોનેટ જણાતો હતો; અને તેવીજ ઉર્મીલા—તેની ધણીઆણી મહાન દેવી જણાતી હતી. ભારદ્વાજનાં કાકી દેવી દુર્ગા દેવી અને કેટલાક સમાજીક અગ્રગંતાઓ તથા થોડાં ઉદ્દાર વિચારનાં હિંદુ સગાંઓ વરપક્ષતરફથી હતાં, અને માંડવા તરફથી મહાશય અને દેવી શીવકુમારી ગૌતમ અને રાષ્ટ્રીયમહીલા પરીષદની વિદુષી દેવીઓ, દક્ષીણ, ગુજરાત, બંગાળ વીગેરે જગાએથી આવેલી હતી. કુળગોરે તોફાન મચાવી મુકયું હતું, જેથી લાહોરની સમાજ મંદીરમાં લગ્ન કરવાને બદલે દેવી દુર્ગાદેવીની સમંતીથી કુળગોરને દક્ષિણાના બમણા પૈસા આપવા કરી પ્રસન્ન કરી વૈદીક રીતીથી ઘેર લગ્ન કરાવી આપવાની વ્યવસ્થા કરી. સપ્તપદીના મંત્રો વડે ગોર સાથેજ બન્ને બોલવા લાગ્યાં. ગોરને પાના ફેરવવાં પડતાં હતાં વર વહુ દરેક મંત્રો મોઢેથી બોલતાં હતાં. વીવાહ સંસ્કાર વખતે ભારદ્વાજે દસ હજાર અને ઉર્મીલાએ પણ દસ હજાર અને બન્ને પક્ષે મળી ઉર્મીલાની ઇચ્છા મુજબ બંધ થએલું કન્યા ગુરૂકુળ ઉઘાડવાને પચીસ હજાર રૂપૈયા દાન કર્યા. યોગ્ય અધ્યાપીકાઓ મળી શકે ત્યાં સુધી નાણાં તેમનાં તેમ રાખવામાં આવ્યાં.

મોટો હોલ રોશનીથી ઝાકઝમાળ થઇ રહેલો હતો; ઘરના જુના નોકરો હસતા હસતા ચારે તરફ ફરતા હતા, જેઓ મીસ. ધનપતરાયની તેજાબ ભરેલી જીભથી પણ અટકતા નહોતા. નોકરોના જમવાના ઓરડામાં નોકરોએ જમતાં જમતાં ગમતની ધુમ મચાવી મુકી હતી. બેરોનેટની ફેકટરીઓના અને પેઢીના કામદારો બીજા હોલમાં જમતા હતા. તેમની સારવાર મુખ્ય મુનીમ કરતો હતો. તેની રીતભાત ઉપરથી સૌની સરભરા બરાબર થાય, તેવી તેની કાર્યદક્ષતા માલમ પડતી હતી.

સંગેમરમર જડીત ફરસ વાળા ભોજનગ્રહમાં રૂપાનાં પતરાથી

મઢેલા પાટલાઓ ઢાળેલા હતા. જેના ઉપર બેરોનેટ અને તેની પત્ની, ગૌતમ, તેની વહુ, તેનો સસરો મીસ ધનપતરાય તેણીની મા અને ભારદ્વાજ અને ઉર્મીલાનાં પુરૂષ અને સ્ત્રી દોસ્તો બેઠેલાં હતાં મીસ ધનપતરાય ભારદ્વાજના પિતાના મિત્રની પુત્રી હતી. ઉપરચોટીયું જોનારને આ ભોજન મંડળી એક સાધારણ મંડળી માલમ પડતી હતી, તોપણ જે કોઇએ ઉર્મીલાની આંખો બારીકાઇથી જોઇ હોત, તેને માલમ પડયું હોત કે તેઓ તારાની માફક ચળકતી હતી, ભારદ્વાજ બેરોનેટ કે જેની એક બાજુ તેની કાકી અને બીજી બાજુ મીસ ધનપતરાય બેઠાં હતાં, તે તેણીના સામું ફરી ફરી ને હસ્તો હસ્તો તેણે તુરતજ મીસ ધનપતરાય સામું જોઇ પુછ્યું “ કેમ પસાર થયું ? ” કરડવા ધાય તેમ મીસ ધન-પતરાય બોલી. બધાં લગ્ન કેમ પસાર થાય છે.

“ હમેશાંની માફક ખાલી ભપકો. દંભી હર્ષાશ્રુ, સુંદર પોષાકો ગોર અને બ્રામણોના દક્ષિણા માટે ઝગડા, ઘરડી બૈરીઓ જુવાન દેખાવાનો પ્રયત્ન કરે, જુવાન કુમારીઓ વહુ થવાનું ઇચ્છે. સંસ્કૃત અને વેદ ભાષાથી અજ્ઞાન લોકો લગ્ન વખતે શું કેહેવામાં આવે છે, તેનો અર્થ જાણવાને ઉત્સુક છતાં, સાંભળે પણ સમજી શકવાને ભાગ્યશાળી થતાં નથી, કેટલાંક વર વહુ બોલે, પણ તેનો શું અર્થ થાય તેઓ સમજતાં નથી, જેથી તેમણે જે પ્રતિજ્ઞા લીધી હોય, તે તેઓ જાણતાં નથી. ”

ભારદ્વાજ બોલ્યો. “ હું માત્ર એટલું યાદ રાખીશ, કે ઉર્મીલા જેમ ઇચ્છે તેમ મારે કરવું. અને તે, લગ્નની સઘળી ક્રીયા મારા મન તો તેમાંજ આવી જાય છે, ”

મીસ ધનપતરાય તેણીના સ્વભાવ ઉપર આવીને ઉભી રહી, પણ ઉર્મીલા તરફ પ્રેમની દ્રષ્ટી નાખી જોતી હતી. “ હું તમને અને ઉર્મીલાને દસ વર્ષ થયાં જોઉં છું. આ ઉમરે તમારાં લગ્ન કાંઇક હિન્દુઓને, હાસ્યોસ્પાદ દેખાશે. તમને તેઓ વંઠી ગએલાં કેહેશે. તમે ન્યાત, જાત, જુના વિચારનાં સગાં વિગેરે કોઇની પરવા નથી કરી તેથી, મને ભય રહે છે, આપણે બીજી જાતનાં ક્ષત્રી, અને ઉર્મીલા બીજી જાતના ક્ષત્રીની છોડી એ કેટલું અણઘટતું ? ’

" તે ઉર્મીલાનો ઉત્સાહ, દ્રઢતા, અને હિંમત અને મારૂં નાક અને હડપચી, સંભાળી લેશે. તેણીએ મારી પાસે મનાવ્યું કે, મારા જેવું નાક અને હડપચી વાળાં, ઓછા ગુણવાળાં પ્રાણી તેમ કરવાની હિંમત કરી શકે; અને તે સાચી પડી. ઉર્મીલાને મેળવવા માટે. કદાચ દશ વર્ષ બીજાં કાઢવાં પડયાં હોત, તો હું કાઢત."

" તમે એકદમ આગળ પડતા વિચારના છો, કોઇ દીવસની તમને અધીરાઇ ન આવી ? દુનીયામાં કોઇ બીજી નહોતી ? હું જાણવા માગું છું, કે, તમારૂં જોડલું વિચિત્ર મુર્ખ છે કે, તમારી ઘેલછામાં કાંઇ પદ્ધતી રહેલી છે."

" ધાર, કે આપણે તે વાત બંધ કરીએ, અને લોકો શું કહે છે, તે સાંભળીએ. ઉર્મીલા તને ઇસારો કરતી નથી ?"

" ના; તેણી મોટી આંખોથી તમારા સામું જોતી હતી. મને કહો તમે ક્યારે અહીંથી ઉઠવાના છો ?"

" આશરે અગ્યાર વાગે દેવી ઉર્મીલાની મોટરકાર આવશે."

" વાહરે, એટલી વારમાં ઉર્મીલા દેવી થઇ ગયાં. બહુ અભિમાન ન કરો." ભારદ્વાજને, તેના ચીત્રો સાથે છોડી તેણી એક બાજુ જઇ બેસવા ઉભી થઇ.

મીસ ધનપતરાય અને ભારદ્વાજનાં કાકી ઉઠયાં, પણ બેરોનેટે કહ્યું. " હમણાં તમે બેસો. હું મારાં દેવીને, પેઢી અને મીલોના કામદારોને, બતાવવા માગું છું. જો કે, તેઓ તેમને બહુ સારી રીતે જાણે છે."

ડૉક્ટર શીવદાસે પુછયું. " તમે કયારે પાછા આવો છો ?"

હું મારા બોમ્બેના કેટલાક મીત્રો કે, જેઓ અત્રે આવી શકયા નથી, અને જેઓ મારાં દેવીને જોવા ઉત્સુક્ત છે, તેમની સાથે થોડા દીવસો ગુજારી આ માસ સીમલામાં રહીશ.

" અને અમેરીકા ?"

" તેને માટે શું ?"

" તમે કયારે જાઓ છો ? સમાજીક પબ્લીકમાં કેહેવાય છે કે, તમે ફરી વેદીક ધર્મ પ્રચારાર્થે જવાના છો."

" હેં, એમ ! તે તો અફવા છે. હું જવાનો નથી."

"નથી જતા!" જે ચીંતાથી ડૉ. શીવદાસે તેનો હોઠ કરડયો, તે, છુપી નહિ રહી. "મેં ધાર્યું એટલા માટે તમે લગ્ન કરવાને માટે ઉતાવળ કરી હતી."

"મારા વ્હાલા શીવદાસ, જો, તું આજે અહીં નહિ આવ્યો હોત તો, સાર્વભૌમ પ્રતિનીધી સભાના મંત્રી તરફથી, એ સબંધી લખાણુ તને મળ્યું હોત અને જ્યારે તું મુંબઇ જઇશ, ત્યારે તારી રાહ જોતું તે ત્યાં પડેલું હશે."

ડૉ. શીવદાસને દેખીતી રીતે અસર થએલી જણાઇ. "તમે ગયા હોત તો, વધુ ઠીક હતું, અમેરીકાની પ્રજા તમને જાણે છે. વળી તમે સારા વક્તા છો. તમે દોલતવાન છો, હું તમારા જોડામાં પગ મુકી શકુ તેમ નથી. આ કામ દોલતવાનોનું છે, ભાડે લીધેલા ટટ્ટુઓનું નથી, મને હજી ઇચ્છાપુર્વક ધન પ્રાપ્ત થયું નથી. જો કે કે આવું માન મેળવવાને હું ઇન્તેજાર છું."

"મારા વ્હાલા દોસ્ત! તું ભુલ કરે છે, પરણવાને જલદી કરવાની બાબતમાં કહેવું જોઇએ કે હું દસ વર્ષ થોભ્યો છું."

"આવા મહાન કાર્યનું, મહાન માન, સ્રીના કારણેજ છોડી દેવું?"

"ના મારાં ઘણાં મહાન અને કીર્તીવાળાં કામો કરવા માટે. જો કોઇ માણસને જાણવાની સમજ હોય, તો સ્રીએ પુરૂષનાં મહાન કીર્તીવાળાં કામોનો મુગટ છે, મને તે સમજ છે, અને હું તે મુગટ પહેરવા માગુછું." "અરે, જો તું એમ કહેતો હોઉં, તો, એક વિદ્વાનનું કહેવું તું ભુલી ગયો છું!—'સ્રીઓના કરતાં આપણી કલ્પનાઓ વિભ્રાન્ત, અદ્રઢ, વધુ આકાંક્ષાવાળી, અસ્થીર અને જલદી નાશ પામે તેવી છે."

"આ કાંઇ ઘેલછા નથી, હું મારાં દેવીને ચાહું છું, એટલા માટે હું દસ વર્ષ થોભ્યો."

"કોઇ પ્રેમની સાથે સંવાદ કરી શકે નહિ, પ્રેમી અને ઘેલા—"

"ખરેખર;" શાંત ભારદ્વાજે કહ્યું. "મને સમજાવવામાં આવેલું છે, કે, તેઓ બન્ને નજદીકનાં સગાં છે; પણ આપણને જોવા દે, ઘેલછાઓ કયાંથી આવે છે. મેં દસ વર્ષ સુધી ઉત્તમમાં ઉત્તમ ઉમરે

મારા દેશની ફરજ બજાવેલી છે. તું, શીવદાસ, મારા બદલે અમેરીકા જા. તને તે જોઇએ છીએ; વળી મારાં દેવી કહે છે કે પહેલો, દેશમાં સુધારો થવાની જરૂર છે. અને અમે અમારૂં જીવન, અમારી જાતીના સુધાર અને ઉદ્ધારઅર્થે સમાજને અર્પણ કરીશું. ત્યાગીઓ કરતાં, સ્ત્રી પુરૂષનાં જોડલાંનો ઉપદેશ લોકો જલદી ગ્રહણ કરે છે."

"એ તો ખુબી છે." એક હિંદુ દોસ્ત હસ્યો. "ભારદ્વાજ તારે અમેરીકા જવું જોઇએ, શીવદાસ યોગ-વિદ્યામાં કાચો છે, તારી દેવીને આ કીર્તીનો લોભ નથી!"

"તેણીનો એક લોભ મારાથી પુર્ણ માહીતગાર થવાનો છે. તે. ણીને એ તક બીલકુલ મળી નથી." ભારદ્વાજની આંખોમાંથી આનં- દની રોશની નીકળતી હતી. "લોક-સેવા ગ્રહસ્થાશ્રમનું સુખ ઓછું કરાવે છે, અને તે, મને ઘણાં વર્ષથી મળ્યું નથી. કદાચ, હું, હવે વહેલો મોડો ગુરૂકુળસેવામાં જીવન અર્પણ કરીશ. અમેરીકનોને આત્મવિદ્યા સમજાવવી, બહુ કઠણ પડે છે, એટલા માટે શીવદાસ, તે કામને માટે તું લાયક છે, વળી તને વિદ્યુતશાસ્ત્રના વધુ અભ્યાસની જરૂર છે."

ડો. શીવદાસ દેખીતીરીતે ઉશ્કેરાએલો જણાયો. પણ કાંઇ બોલ્યો નહિ. કીર્તી ખાટવાની મારામારી અને એક બીજાને હલકા ગણવાની ટેવે સમાજમાં બખેડા ઘાલ્યા છે. ભારદ્વાજ તરફની તેની વફાદારી હોઇને, આટલું શીવદાસ બોલ્યો. પણ ભારદ્વાજ, તેના કુળ- ની હડપચીવાળા ચીન્હ જેવો, દ્રઢ હતો.

તેણે ભારદ્વાજની પ્રેમ પુર્વક વિદાયગીરી લીધી—તે પ્રેમ, આમ આર્ય પુરૂષોમાં હોવો જોઇએ, તેવો હતો; તે પ્રેમમાં, એક હિંદુ, કે, જે, લાગણી દુખાયાથી મરી જાય પણ જ્ઞાતી ન છોડે, તેવી ઉદાસી- નતા હતી. પણ ભારદ્વાજ, તેના મીત્રને ઓળખી ગયો, અને પબ્લી- કમાં પ્રસીદ્ધ થવાની આકાંક્ષા વાળા એ માણસ માટે, દયા ખાઇને, બીજું કાંઇ માઠુ ન લાગે, તેવું બોલી, ખુશી કરી, ગાડીમાં બેસારી, તેને સ્ટેશન તરફ રવાના કર્યો. પછી તે ફરી પાછો આવ્યો, ઉર્મી- લાનો હાથ ઝાલી, અને તાળીઓના ગગડાટ વચ્ચે, તેણીને મોટા હોલમાં લાવ્યો.

ઉર્મીલા સ્વરૂપથી તેજસ્વી હતી, ભારદ્વાજે પહેરાવેલાં મોતી અને માણેકથી ઢંકાએલી, ચળકતી હતી. એ હોલમાંની, મનુથી ઉતરી આવ્યાનું અભિમાન રાખનારા ભારદ્વાજના હિંદુ વડવાઓની છબીઓ, તેણી વિષે કાંઇ ટીકા ન કરતી હોય તેવું જણાયું, અને ભારદ્વાજની મૃત માતાની છબી દેખીતી રીતે, ભારદ્વાજ અને ઉર્મીલાને વિયોગ પડાવવા માટે પસ્તાતી જણાઇ. ભારદ્વાજને, એ, આયુદ્ધ ધારણ કરેલા દ્વેશ અને ઇર્ષાથી—કર્નલ ટૉડ કહે છે તેમ,—અંદર અંદર લઢી મરવાના અને મીથ્યાભિમાની સ્વભાવ વાળા હિંદુ-ક્ષત્રી વડવાઓની છબીઓ હોલમાંથી દુર કરી, ઉર્મીલાનાં ચીત્રેલાં ચીત્રો તેમની જગાએ ટાંગવાની પ્રતિજ્ઞા યાદ આવી.

તેણે ઉર્મીલાને કાનમાં કહ્યું. “તારી ચીત્રેલી છબીઓને જગા આપવા સારૂ, આ બધી છબીઓને, નકામો સામાન ભરી રાખવાના ઓરડામાં મુકવાના મેં સોગન ખાધા હતા.”

“ જ્યારે આપણા પ્રેમ તરફ તિરસ્કાર કરતા જણાતા હતા; ત્યારે તેં સોગન ખાધા હતા, હવે તેઓ સભ્ય જણાય છે.”

“અલબત, ગરીબ વ્હાલાંને છે, ત્યાંજ રાખવાં જોઇએ. તે તો તારી કલ્પના માત્ર હતી, ભારદ્વાજ વળી મારી ચિત્રેલી સઘળી છબીઓ વેચાઇ ગઇ છે. તેમને ફરી પાછી ખરીદતાં ભારે મોટો ખર્ચ થાય, અને આપણા કુળના ઐતિહાસીક દેખાવનો નાશ થાય. ના, ના. ભારદ્વાજ, આપણે તેમને ક્ષમા આપીશું. ધાર, કે બાળલગ્નની પ્રથા કરનાર ગરબડ શર્મા અને જ્ઞાતી બંધન કરનાર બોયકોટ શંકર આપણા કુળ ગોરોની છબીઓને બદલે બ્રહ્મચારીણી આર્યકુમારી અને તારી ચીત્રેલી સંપ-દેવીની છબીઓને મુકી હોય !”

“વ્હાલા, ભારદ્વાજ, હું બહુ દીલગીર છું. તું બીલકુલ સોગન ન ખાઇશ. બહેતર છે કે, તું તારી પ્રતિજ્ઞા ભુલી જા, નહિ, તો, સનાતની છાપાંઓ આપણા ઉપર ઉતરી પડશે, અને આપણાં હિંદુ સમાંને ભડકાવશે, અને આપણે દુ:ખી થઇશું. ભારદ્વાજ હું કહું તે તારે માનવું પડશે, આપણે પરણ્યાં ત્યારથી આ પહેલવહેલી મેં અરજ કરેલી છે.”

“પરણ્યાં ! હં, ઉર્મીલા, મારી વ્હાલી. આ લોકો સાંભળે તેમ

ન બોલીશ. તેઓ ચાલ્યાં પણ જતાં નથી. આપણે ક્યારે સુઇ જઇશું?"

"ચુપ! હવે, તેઓ ઉઠતાં હોય તેવું દેખાય છે. મારી મોટર-કાર આવી?"

"હા. વ્હાલી. પેલા બેંચ ઉપર કોઇ ઉંઘી ગયેલું જણાય છે, તેને ઉઠાડું?"

"ફીકર નહિ, ભારદ્વાજ. ભલે તે આજનો દીવસ સુઇ રહે. આજે આપણે તેઓના ઉપર મેહેરબાન રહેવું જોઇએ. અધીરા ભારદ્વાજ તરફ જેવું જોયું, તેવુંજ તેણી હોઠઉપર આંગળી મુકી દુર ખસી, અને મીસ ધનપતરાય, કે, જે, તેણીની મા સાથે તેણીની રાહ જોતી બેઠી હતી, તે તરફ ગઇ. ઉર્મીલાના ચહેરા ઉપર જોયું તેથી તેણી ચમકી. "કેમ, ઉર્મીલા, તારા મોં ઉપર શરમનો શેરડો શાણે પડયો?" ઉર્મીલા અજાયબીથી જોઇ રહી, "તે તારો મનોભાવ છે, હું ધારતી હતી, તારી જીભ હમેશાં તેજાબવાળીજ રહેશે. એ સિવાય શેરડો પડવાનું મને કાંઇ નથી.'

"હજી વાર છે, ઉર્મીલા, હું કહી ચુકી છું, તમારાં લગ્ન સુધરવાનાં નથી, હું જાણું છું, હું મુર્ખ છું અને એવી ઘણી મુર્ખાઇ ભરેલી વાતો, મેં ભારદ્વાજને કહી છે, જો તે તારી સાથે ઠીક નહિ વરતે, તો, હું તેને મારીશ."

"મીસ. ધનપતરાય, હું પણ તેને પ્રેમથી મળીશ. તેનાથી તે બમણો શરમાશે."

"જેવી તુ મુર્ખ છે, તેવો તે છે."

ઉર્મીલાએ ધીરેથી કહ્યું "જેઓ જલદી લગ્ન કરતાં નથી તેઓ ભારે સુખી છે."

ભારદ્વાજ નહીં કહે—ઉર્મીલા, તુ મને કહે, આટલું બધું લગ્ન કરવાને માટે વિલંબ કર્યો, તેમાં તારી હિમત કેમ રહી! તું કોઇ દીવસ મુર્છાવત નહોતી થતી? તે મારગમાંથી તું કોઇ દીવસ આડે રસ્તે ગઇ નથી? તે દુ:ખ તેં કેવી રીતે સહન કર્યું?"

ઉર્મીલાની ચંચળ આંખો ગંભીર થઇ. "આડે રસ્તે જવાનું મને સ્વપ્ન પણ આવ્યું નથી. હું કોઇ દીવસ નવરી રહેતી નહીં. થાકી જાઉં તેટલું કામ કરતી હતી. હું કોઇ કોઇ વખત મુર્છાત

થતી પણ ઇશ્વર અને ધર્મ ઉપરની મારી આસ્થાથી એ દુઃખ મને દુઃખી કરતું નહોતું. હવે, તે સર્વ, સદાને માટે દુર થયું છે." હવે, તું તારો ચિતરવાનો ધંધો છોડી દઇશ?"

લગ્ન એ મારો ધંધો એવું હમેશાં હું ધારતી હતી. ભારદ્વાજ તેનો ધંધો છોડી દેવાનો છે. પણ હું થોડું ઘણું ચીતરીશ—ભારદ્વાજને વધુ ચીતરીશ; અને તે મારી સાથે રહી, અમો બન્ને દેશની ખેતીની દશા સુધારીશું, દેશની વ્યાપારી સ્થીતીમાં સુધારણા કરવા માટે પ્રયત્ન કરીશું, પ્રથમ હિંદુસમાજની ધાર્મીક, સમાજીક અને માનસીક સ્થીતી સુધારીશું, વેદધર્મનો ઉપદેશ કરીશું, કોઓપરેટીવ -ક્રેડીટ સોસાઇટી તથા પ્લેગ અને દુષ્કાળનાં મિશન એકત્ર કરીશું, સંસ્કૃત સાહીત્યનું અનુસંધાન કરીને જાતીય સાહીત્યની રક્ષા કરીશું, ગરીબોના અંધકારરૂપી ગૃહોમાં જ્ઞાન અને વિદ્યાનો પ્રકાશ કરીશું, અને અમે આપણા દેશવાસીઓને જાગ્રત કરીશું; અને અમે એક બીજાના પ્રેમમાં મશગુલ રહીશું." પ્રેમથી ગૃહસ્થાશ્રમમાં સ્વર્ગ પ્રાપ્ત થાય છે. જ્યારે તું પ્રેમીઓની આંખો સામું જુએ ત્યારે તેમાંથી રોશનીનાં ઝરણાં વરસતાં દેખાશે, તારી ગાડી આંહિ છે. નમસ્તે, અમે તને ફરીને નોતરશું.

"પણ તું ક્યાં જાય છે, ઉર્મીલા? થોડી દુર હું તારી પાછળ આવવા માગુ છું. ફક્ત દસ મીનીટ, દસ વર્ષ નહિ, જે હાલના પ્રેમીઓની વફાદારીની હદ હોય છે."

"અરે, વ્હાલી, અમે આ દુનીયાથી ઉપરની દુનીયામાં જવાનાં છીએ. હાલ—તું અમારી પાછળ આવી શકે તેમ નથી. હવે, ઝાઝો વખત મારે તને નહિ રાખવી જોઇએ."

તું મને રસ્તો નહિ બતાવી શકે, ઉર્મીલા?" તેણીના અવ્યક્ત અવાજમાં, તેણી, ઉંડા વિચારમાં ડુબી ગઇ હોય, તેવી અસર માલમ પડતી હતી.

"ના, વ્હાલી, કોઇ તેમ કરી શકે નહિ. ઉપરની દુનીયાનો માર્ગ આપણે પોતે શોધી લેવો જોઇએ, નમસ્તે."

મીસ. ધનપતરાય જેમ સારૂં કામ કરતાં પકડાઇ ગઇ હોય

તેમ શરમાઇ જતાં ક્ષણભર નાજુકાઇથી, તેણીને ચુંબન લઈ જલદી ચાલતી થઇ.

***　　***　　***　　***

જ્યારે છેલ્લી મેમાન વિદાય થઇ, ત્યારે, ઉર્મીલા, ભારદ્વાજને નમસ્તે કહી. મોટરકારમાં બેસી, ચંદ્રમાના પ્રકાશમાં ભુ ભુ અવાજ કરતી ઝડપથી ચાલી નીકળી. તે એક ક્ષણવાર ઉર્મીલાને તેણીના બંગલા તરફ જતી નિહાળતાં હસ્યો, પછી તેના બંગલા તરફ ગયો.

એક કલાક પછી, ઉર્મીલા તેણીની રૂમમાં ખુલ્લી બારી આગળ બેઠી. તેણીના કાળા લાંબા વાળ પીઠ ઉપર જમીન સુધી લબડતા હતા. રાત્રીના વાદળવાળા આકાશમાં જેમ તારાઓ પ્રકાશે, તેમ તેણીની આંખો પ્રકાશતી હતી. જ્યારે રાત્રીના બાર વાગ્યા, ત્યારે ઘોડાના ડાબડાનો અવાજ આતુરતાથી સાંભળ્યો, અને જ્યાં સુધી બીજી વખત અવાજ સાંભળ્યો ત્યાંસુધી કાન માંડીને ધ્યાન આપ્યું. વધુ વધુ તાલબંધ અવાજ આવ્યો, કે, તે માત્ર તેણીના પોતાના હૃદયના ધબકારા હતા? તે અવાજ તેણીના બંગલાની બાગનો ગેટ સુધી આવ્યો અને બંધ થયો. તરતજ તેણીએ ઓશરીના પગથીયાં ઉપર પગલાંનો અવાજ સાંભળ્યો, અને પુરૂષનો અવાજ સાંભળ્યો. "ઉર્મીલા મારી વ્હાલી? મારા પ્રાણથી પ્રિય! હું આખરે તને આવી મળ્યો છું!"

ઉર્મીલાએ પેલી બારીની પાસેના ગુલાબના ઝાડની ડાળી ઉપરથી સુગંધીદાર ફુલો લઇ તેના ઉપર નાખ્યાં, પણ તે ચંદ્રમાના પ્રકાશમાં ઉભેલો હોઇ, તેમને જોયાં નહિ, તેની આંખોમાં પ્રેમ પ્રકાશતો હતો, તેના હાથ પહોળા કરી લંબાવેલા હતા.

તેણી બોલી. "ગુલાબને કાંટા નથી, તારા હોઠ ઉઝરડાશે નહિ, હવે તેમના ઉપર લોહી નથી, ભારદ્વાજ, વ્હાલા પ્રાણ! આવ! આખરે રહીને મારી પાસે આવ."

"આખરે, ઉર્મીલા! આખરે!

તે બારી ઉપર ચડયો, અને તેણીએ વાંકા વળી તેને હાથ આપ્યો, તેણીના હાથો તેના ગળે વળગી ગયા, તેણીના હોઠ તેના હોઠને મળ્યા. ફરીને તેણે તેણીના હૃદયના ધબકારા સાંભળ્યા, ફરીને તેના હાથોની બાથના મધુર દુઃખથી તેણીએ બુમ નાખી.

"બહુ વર્ષો પછી, ઉર્મીલા ! બહુ વર્ષો પછી !"

તેણીની આંખો અચળ લાગણીથી, તેની આંખો સાથે મળી. તેણે તે આંખોને, તેણીના ઓષ્ટને, તેણીના સફેદ ગળાને ચુંબન કર્યું. "મેં કસમ ખાધા હતા, કે, હું પાછો આવીશ.

તેઓના હોઠની નાડીઓના ધબકારા, સાથે સાથે થતા હતા, બારી ઉઘાડી હતી. જેવું પેલું ઘુવડ આમ્ર-વૃક્ષ ઉપર બોલ્યું, તેવી ધીરેથી બારી બંધ થઇ અને રાત્રી શાંત થઇ.

